# સન્ત જોઅન

શ્રી જ્યૉર્જ બર્નાર્ડ શૉના અંગ્રેજી નાટકનું

ભાષાંતર.



કર્તા

અનંતરાય પ્રભાશંકર પટ્ટણી.

૧૯૩૨.

મુંબઈ:
ટાઇમ્સ ઑફ ઇંડીઆ પ્રેસ.

સ્નેહ ભક્તિથી

મારી જનેતાના ચરણમાં.

મુકુંદ.



સન્ત જોઅન.
(ફ્રાન્સમાં એક પૂતળું.)

# કોરવર્ડનો તરજુમો.

હિંદુસ્તાનને આ નાટકની ઓળખાણ મારા મિત્ર મિ. પટ્ટણીના કળાવાન હાથે કરાવતાં ગ્રંથકારને જે સંકોચ વિનય સૂચવે છે તે રાખ્યા સિવાય, હું તેનાં વખાણ કરી શકું. એની હકીકતો મેં પોતે કલ્પી કાઢી નથી, તેમ તેમાં જે રસ સમાએલો છે તે મારો પોતાનો રચેલો નથી. જોઆન ઑફ આર્ક (Joan of Arc), જેની હવે **સન્ત જોઆન** તરીકે પુનર્સ્થાપના થઈ છે, તે માત્ર નાટક જોવા આવેલા માણસોના મનને છેતરવા કે તેમનાં મિથ્યાભિમાનોની ખુશામત કરવા ખાતર તેણીને કલ્પિત રૂપરંગ લગાડ્યું હોય એવી કોઈ નાટકની વીરાંગના નથી; તેમ રાજકર્તાઓ તથા ધર્મગુરુઓનાં સામાજિક તેમજ ધાર્મિક કામો સહેલાં કરી આપી તેમની પ્રશંસા મેળવવા ખાતર આ ઇતિહાસને રૂઢિ પ્રમાણે કામ ચલાવવાના એક આદર્શરૂપ દાખલા તરીકે પણ આપવામાં આવેલ નથી. જે સ્વરૂપમાં જોઆન ઑફ આર્કને મેં દેખાડી છે તેજ સ્વરૂપમાં તે ખરેખર જીવેલી; મેં એને જે જે કામો કરતાં દેખાડી છે તે તેણીએ ખરેખર કરેલાં. ઘણી વાતો જે મેં એને કહેતાં બતાવી છે, તે જેઓએ તેને કહેતાં સાંભળેલી, તેઓનાં લખાણો ઉપરથી લેવામાં આવી છે. મેં ઘણા ખેલો લખ્યા છે કે જેમાં મારો હેતુ સાધવા સારૂ મારે વ્યક્તિઓ અને સંયોગોને કલ્પીનેજ રચવા પડ્યા હોય. જ્યારે મેં તેમને ઐતિહાસિક નામો આપ્યાં છે અને ઐતિહાસિક પ્રસંગોમાં મૂક્યાં છે ત્યારે પણ મારે એટલું બધું અનુમાન કરી લેવું પડ્યું છે, અને જ્યાં અનુમાન કરવાને પણ સાધનો નહોતાં, ત્યાં એટલું બધું કલ્પી લેવું પડ્યું છે કે તેમાં પાત્રો અને સંયોગોમાં તેવા પ્રકારનાં સામાન્ય બુદ્ધિશાળી માણસો પરસ્પર જેવો સંબંધ રાખી શકે તેથી વિશેષ સત્ય હું રજુ કરી શક્યો નથી.

પરન્તુ **જોઅનની** બાબતમાં હકીકતો ઘણી સંપૂર્ણ છે. તેનું જીવન એ મોટી તપાસણીમાં રજુ થયું હતું. પહેલી તપાસણીમાં તેને ન્યાય આપવાવાળાઓએ તેની વિરુદ્ધ જેટલું કહી શકાય તેટલું માગેલું અને તેને આવકાર આપેલો, અને બીજી તપાસણીમાં એટલાજ વજનથી જેટલું તેની તરફેણમાં કહી શકાય તેને આવકાર આપવામાં આવેલો ; એટલે મારે તો એ બધી હકીકતને સરખી ગોઠવી નાટકના ત્રણ કલાકમાં રજુ કરવા ઉપરાંત બીજું કાંઈ કરવાપણું નહોતું.

આમ કરવાથી કોઇ મહત્ત્વની બાબત ખોટા સ્વરૂપમાં દેખાડવાની જરૂર પડી નથી. જે બનાવોએ **જોઅનનું** ભાગ્ય તેની જીંદગીના છેલ્લા અઠવાડિયામાં નક્કી કર્યું, તે બનાવો માત્ર વીશ મિનિટમાંજ બની શક્યા હોત; અને એટલાજ વખતમાં તે બન્યા હતા એમ દેખાડવાથી હું ઐતિહાસિક સત્યને કાંઈ ધક્કો પહોંચાડતો નથી. તે સત્ય તો એક મહત્ત્વના બનાવથી બીજા મહત્ત્વના બનાવે કૂદતું જાય છે, અને તેની દરમિયાનમાં સંબંધ ધરાવતાં માણસોએ રોજનું ખાવાનું, પીવાનું અને સૂવાનું કામ કર્યું હોય, જે ક્રિયાઓ તો ખેતરમાં ચરતાં ઢોરો પણ અનિવાર્ય કરે છે, તેનાથી તે ગુંચવાઈ કે ઢંકાઇ જતું નથી. **જોઅનના** જીવનની આવી ઘડીઓ કે જેના દરમિયાન તે લડવૈયો કે પેગમ્બર નહોતી, તેમ "રાષ્ટ્રીય ભાવના" (Nationalism) અને "ધાર્મિક વ્યક્તિ સ્વાતંત્ર્ય" (Protestantism) ના જન્મ વખતે તહેનાતમાં હાજર રહેલી દાઇ પણ નહોતી, પણ માત્ર પોતાના એક બકરા જેવું ખાતું સૂતું પ્રાણીજ હતી, તેવી ઘડીઓને મૂકી દેવાથી હું તો માત્ર **જોઅનનો** જે અંશ અમર છે તથા જે અંશ નાશવંત છે તે બે અંશો વચ્ચે ભેદ પાડું છું ; અને આમ કરવાથી તેના



સમયના માણસો, જેઓએ તેને એક ડાકણ માની બાળી નાખેલી, તેઓ તેને જે દૃષ્ટિથી જોઇ શક્યા હતા તેથી વધારે સ્પષ્ટ અને યથાર્થ રીતે જોઇ શકે તેવી સરળતા મેં મારો ખેલ જોનાર અને વાંચનારને કરી આપી છે. જ્યારે તમે મારો ખેલ જોઇ કે વાંચી લેશો, ત્યારે **જોઅન** વિષે જેટલું જાણવા જેવું છે તેટલું તમે જાણી લીધું હશે; અને તમારે તેમાં મારો પોતાનો તો લેશ માત્ર પણ વિચાર કરવાનો નથી. તમારે તો મને જે લુહારે **જોઅનનું** પ્રખ્યાત બખ્તર બનાવેલું તે કારીગરની સાથેજ સરખાવવાનો છે. તે પોતાના ધંધાનો એક કલાવાન કારીગર હશે એમાં શંકા નથી, તેમ તેણે બખ્તરને બરાબર બેસતું બનાવ્યું હશે તેમાં પણ શંકા નથી. હું પણ મારા ધંધાનો એક કલાવાન કારીગર છું, અને **જોઅનની** પ્રવૃત્તિઓને મેં નાટકને માટે ગોઠવી છે તે તેના બખ્તરના જેવીજ તેને બંધ બેસે છે એમ મને આશા છે: પણ એ થયું એટલે એ સાથેનો મારો સંબંધ પૂરો થાય છે, અને જો તેના ઉપર બીજી જાતની ચર્ચાઓ કે વિવેચનો ચાલે કે જે ચર્ચાનો વિષય વિલાયતમાં **શૉનીતિ** (Shavianism) ના નામથી ઓળખાય છે તો તે ચર્ચા કે તે વિવેચનો જેવું બીજું કાંઈ પણ થાક કે કંટાળો ઉપજાવનાર નથી.

**સન્ત જોઅન** પશ્ચિમ **યુરોપ** કરતાં **હિંદને** સમજવાને ઓછી સરળ થશે એવો મને ભય નથી. આનું કારણ એ નથી કે જ્યાં તે જાય ત્યાં તેનું ઘર થઈ શકે તેમ હતું; ઉલટાનું એમ કહીએ કે તેણીનું ક્યાંઇ ઘરજ નહોતું તો તે વધારે સત્ય કહેવાય. તેનાં પોતાનાં માણસોએજ તેને બાળી નાખેલી, અને જો તેનો જન્મ **હિંદમાં** થયો હોત તો ત્યાં પણ તેને બાળી નાખવામાં આવત. સામાન્ય લોકોથી ખરાબ થવામાં જેટલો

ભય છે, તેટલોજ ભય તેઓના કરતાં વધારે સારા થવામાં છે. પશ્ચિમના **તારણહાર જીસસને** બે ચોરો વચ્ચે ફાંસી આપવામાં આવી હતી, અને **રૂઆં** શહેરની બજાર, જ્યાં **જોઅનને** બાળવામાં આવી હતી, ત્યાં ખરાબમાં ખરાબ કૃત્યોને માટે દોષિત ઠરેલા માણસોને મારવાનો રિવાજ હતો.

આથી પણ વિશેષ ગંભીર અને દુઃખ કારક હકીકત તો એ છે કે **જોન હસ**, જેની નાસ્તિકતા મૂળમાં તો બરાબર **જોઅનના** જેવીજ હતી, તેનો પંથ ગ્રહણ કરનારાઓની વિરુદ્ધ એક બંડ ઉઠાવી તેનો જડ મૂળમાંથી નાશ કરવા **જોઅન** ઇચ્છતી હતી. જેમ **જોઅનને** બાળવામાં આવી હતી તેમજ **હસને** બાળવામાં આવ્યો હતો, અને તેને બાળવાનું કારણ પણ તે એકજ હતું કે મનુષ્ય જાતિને **પ્રભુ** વાણી માત્ર **ચર્ચના** મુખથીજ આવી શકે છે એ વાત માન્ય રાખવાને **હસે** ના પાડી હતી; વળી સ્વધર્મ માટે અપાએલા તે આત્મભોગ (Martyrdom) ને અંગે અતિ ત્રાસજનક હકીકત તો એ છે કે **જોઅન** પોતેજ **હસને** બાળત, અને અંગ્રેજોને **ફ્રાન્સમાંથી** હાંકી કાઢવાનું કામ પૂરૂં થાય ત્યારે **હસના** ચેલાઓને દુનિયામાંથી હાંકી કાઢવાનો **જોઅને** નિશ્ચય પણ કરી રાખ્યો હતો. પશ્ચિમ દેશની એક કહેવત છે કે મોટાઓનાં મન એક બીજાને સમજે છે; પરંતુ હું કહેવાને દિલગીર છું કે જ્યારે તેઓ આ દેહમાં સમકાલીન હોય છે ત્યારે તેઓ એક બીજાને ધિક્કારે છે, ક્ષુદ્ર ગણે છે, જુલમ ગુજારે છે અને ઇચ્છાપૂર્વક એક બીજાનો ખોટો અર્થ કરે છે. **જોઅન** કાંઇ ઇચ્છા પૂર્વક **હસને** વિષે અજ્ઞાત નહોતી. પરંતુ પોતાને વિષે તો તેણી અવિચારી રીતે અજ્ઞાત હતી. તેણીએ પોતાની તેમજ **ચર્ચની** સ્થિતિ વિષે એટલો પૂરતો વિચાર

નહોતો કર્યો કે જેથી એને ભાન થઈ શકે કે પોતાની અને **ચર્ચ**ની વચ્ચે વિરોધ પડયો છે. પરંતુ તેણી ધર્મગુરુઓ અને **ચર્ચ** વચ્ચે ભેદ પાડતી. તેણીને મન **ચર્ચ** તો **ઈશ્વર ઇચ્છાઓ**ને સફળ કરવાનું એક દુનિયાઇ સાધન હતું. એટલે તેણી **ચર્ચ**ને અને **મેસ*** (Mass) અને **પ્રાયશ્ચિત્ત** (Confessional) જેવી ધાર્મિક ક્રિયાઓને વળગી રહી, તેમજ જે બધા પંથો **ચર્ચ**ના અધિકારને ઇન્કારે તે બધાને નાબુદ કરવા માગતી હતી; પરંતુ તેણીને એક તો ખાત્રીજ હતી કે **ઇશ્વર** ઇચ્છાઓને ધર્મગુરુઓ કરતાં પોતે વધારે સારી રીતે જાણે છે; અને જ્યારે તેઓની સાથે મતભેદ થતો ત્યારે પાદરીઓના મુખથી નહિ પરંતુ પોતાના મુખથીજ **પ્રભુવાણી** ઉચ્ચારાતી.

પશ્ચિમ પ્રદેશમાં **રોમન કેથોલિક ચર્ચ**નું મહત્ત્વ શું છે તે કોઇ **હિંદુ**ને સમજવું મુશ્કેલ છે. કારણ કે **હિંદમાં** "**ઇન્કવીઝીશન**" ના જેવું ન્યાય ખાતું, જેમાં ધર્મગુરુઓ ન્યાયાધીશ તરીકે બેસતા હોય, તેવું ખાતું નથી; વળી એવી કોઇ ધાર્મિક સત્તા પણ નથી કે જે **બ્રહ્મ** મેળવવાને માત્ર એકજ સાંકડો અને સાચો માર્ગ બતાવવા અધિકાર ધરાવતી હોય. આથી કરીને હિંદમાં નાસ્તિકતા માટે મોતની સજા આપવાનો કાયદો ઘડાવો અશક્ય છે. આ હકીકત હું કહી શકું તેના કરતાં મારા ભાષાન્તર કર્તાએ વધારે સારી રીતે સ્પષ્ટ કરી છે, કારણ કે તેઓ પૂર્વ અને પશ્ચિમ બન્નેને સમજે છે. એટલે હું તો અહીં માત્ર એટલુંજ કહીશ કે **હિંદ**માં જો કોઈ **સન્ત જોઅન** આજેજ જાગે, અને અંગ્રેજોને હાંકી કાઢે, તો **હિંદ**ને એક મુશ્કેલ પ્રશ્ન

---

* ચર્ચને અંગેની એક ધાર્મિક ક્રિયા.

ઉભો થાય, કે જે પ્રશ્નને યુરોપની ૧૯૧૪-૧૮ની લડાઇને વખતે **ફ્રાન્સ**ના સેનાપતિ **ફોશે** (Foch) સ્પષ્ટ કર્યો હતો. જે વખતે લડાઇની વ્યવસ્થા ઘણી ખરાબ રીતે થતી હતી ,કારણ કે તે વખતે કોઇ **નેપોલિઅનનો** હાથ લાગે તેમ નહોતા ત્યારે **ફોશ** (Foch)ને કોઇકે પૂછ્યું " કે **નેપોલીઅન** હોત તો કેવી વ્યવસ્થા કરત" ? **ફોશે** ઉત્તર આપ્યો કે "તે ઉત્તમમાં ઉત્તમ રીતે લડાઇની બધી વ્યવસ્થા કરત એમાં કાંઇ શક નથી, પણ લડાઈ પૂરી થયા પછી આપણે એનું શું કરત?"* જો **હિંદને** એક **સંત જોઅન** મળી આવે, અને તેણી છેલ્લા **અંગ્રેજ** અમલદારને **વ્હાઇટહૉલ** ( **લંડન** ) હાંકી કાઢે—અહીં મારે કહેવું જોઇએ કે જે પકડમાં **હિંદને વિલાયતે** પકડયું છે તે પકડ જો માત્ર શારીરિકજ હોય તો આ કરવું સાવ સહેલું છે—તો તેણીએ તે કર્યા પછી **હિંદ તેની** શું વ્યવસ્થા કરે ? તેણી દેશી અધિકારીઓના પડખામાં તો એક અત્યંત ખટકતી શૂળ જેવી થઈ પડે, અને વળી લોકો પાસેથી તે ઉચ્ચ પ્રકારનું વર્તન માગે એટલુંજ નહિ પણ એવું વર્તન બધા પાસે પળાવવાને એવી જબરજસ્તી કરે કે તેના તરફનો લોકપ્રેમ થોડા વખતમાં ડગી જાય. વળી કોઈ **"દોષરહિત ચર્ચ,"** તેમ કોઈ **"પવિત્ર ઈન્કવીઝીશન"**ના અભાવે તેને બાળવાની ક્રિયા માટે ન્યાય ખાતું પણ ન હોય, અને એવી **"સ્વતંત્રતા મેળવી આપનાર મહાન દેવી"**ની **સેન્ટ હેલીના** ટાપુમાં વ્યવસ્થા કરવા તેને **બ્રીટીશ સામ્રાજ્યને** સોંપવી તે તો કાંઈ સારો દેખાવ ન થાય.

---

* ફ્રેંચ તેમજ અંગ્રેજીમાં આ પ્રશ્નનો ભાવાર્થ એ થાય છે કે ગેરવ્યવસ્થાનો તોડ છે, પણ લડાઇ પૂરી થયા પછી **નેપોલિઅન** યુરોપને મુંઝવ્યા સિવાય નિરાંતે રહે એવી વ્યવસ્થા કરવાનો જે પ્રશ્ન ઉભો થાય તેનો તોડ નથી.

**સેનાપતી શૉશની** જેમ મારે પણ આ કલ્પિત પ્રશ્નને તોડ કાઢ્યા સિવાય છોડવો પડે છે. હિંદે પોતેજ તેનો તોડ કાઢ્યા સિવાય છૂટકો નથી, જેમ પોતાના બીજા ખરા પ્રશ્નોનો તોડ પણ હિંદે પોતેજ કાઢ્યા સિવાય છૂટકો નથી.

**"જી. બી. એસ."**
(જૉર્જ બર્નાર્ડ શૉ)

"એમ્પ્રેસ ઑફ બ્રીટન,"
દુનિયાની મુસાફરીએ.
મુંબઈ, તા. ૧૧મી જાન્યુઆરી ૧૯૩૩.

In Joan's case, however, the evidence is so complete, owing to the fact that her life was submitted to two great examinations, at the first of which everything that could possibly be said against her was called for and welcomed by her judges, and at the second an equally high prĕmium was put upon everything that could be said in her favour, that I have had nothing to do but arrange the evidence for presentation on the stage within a time limit of three hours.

This has not involved any essential falsification. The events which determined Joan's fate within the last week of her life might have occurred in twenty minutes ; and in representing them as having happened in that time I am doing no violence to historical truth, which necessarily leaps from one significant event to the next without obscuring and confusing it by dragging in descriptions of how the persons concerned were all the time eating their daily meals and taking their nightly sleep as inevitably as the cattle in the fields. In omitting these moments in Joan's life in which she was neither warrior not prophet nor the midwife of Nationalism and Protestantism, but a simple sleeping and eating animal like one of her own sheep, I am simply distinguishing the immortal part of Joan from the mortal part and thus enabling the spectators at my play and the readers of its text to see her far more clearly and truly than her actual contemporaries, who

burnt her as a witch. When you have seen or read my play you will know all that there is to be known about Joan. And you must not consider me in the matter at all. You must class me with the smith who made Joan's famous suit of plate armour. No doubt he was a skilled master of his trade and made the suit to fit her. I, too, am a skilled master of my trade, and my arrangement of Joan's activities for the stage fits her, I hope, as well as the armour ; but my concern with the matter ends there; and nothing could be more tiring or tedious than discussions of a manifestation of what in England is called Shavianism.

I have no fear of Saint Joan being less intelligible in India than in western Europe. This is not because she was at home everywhere ; rather it is that she was at home nowhere. It was her own people who burnt her ; and she would probably have been burnt in India too if she had happened to be born there. It is just as dangerous to be better than other people as worse. Jesus, the western saviour, was crucified between two thieves ; and the market place in Rouen, where Joan was burnt, was the place of execution for criminals, guilty of the worst crimes.

A still grimmer fact is that Joan herself wanted to lead a crusade of extermination against the followers of John Hus, whose heresy was essentially the same as

her own. Hus was burnt as Joan was burnt, and burnt for the same refusal to admit that the voice of God could come to mankind only through the mouthpiece of the Church; and perhaps the worst horror of that martyrdom was that Joan would have burnt Hus, and actually did propose to drive his disciples out of the world when she had finished driving the English out of France. A western proverb says that the great minds understand one another, but I am sorry to say that they often hate, despise, persecute and wilfully misunderstand one another when they are contemporaries in the flesh. Joan was not wilfully ignorant about Hus; but she was thoughtlessly ignorant about herself. She never studied her own position or the Church's position sufficiently to realise that she had broken with the Church. But she distinguished between the priests and the Church. The Church was to her the earthly instrument of the will of God; and so she clung to the Church and to the Mass and the confessional, and she wanted to destroy all the sects who denied its authority, but she was sure that she knew the will of God better than the priests, and that when they differed it was she and not the priests who spoke with the voice of God.

It is difficult for a Hindu to understand what the Roman Catholic Church means in the west; for in India there is no priestly judicial organisation corresponding to the Inquisition, no canonical authority

prescribing this or that narrow approach to Brahma as the right and only one and consequently no possibility of the capital crime of heresy. This is explained by my translator better than I can as he understands both the east and the west. I will therefore confine myself to observing that if an Indian Saint Joan arose in India today and drove the English out, India would be faced with the difficult problem which, during the great European war of 1914-18, was stated by the French Marshal Foch. He was asked how Napoleon would have handled the war, which at that moment was being very badly handled because there were no Napoleons available. " He would have handled it superbly, of course", said Foch, " but what the devil should we have done with him when it was over ?" If India finds a Saint Joan what will they do with her when she has driven the last British official back to Whitehall, which, let me remark in passing, would be quite easy if the hold of England on India were a purely physical one. She would be a terrible thorn in the side of the native authorities ; and she would not only demand but violently enforce standards of conduct from the people which would soon shake her popularity. In the absence of an Infallible Church and a Holy Inquisition there would be no judicial machinary for burning her ; and it would

hardly be decent to hand over the Great Liberatress to the British Empire for disposal at St. Helena.

Like Foch, I must leave this imaginary problem unsolved. India must solve it for herself, as she must solve all her real problems.

G.B.S.

"Empress of Britain" on World Cruise.

BOMBAY, 11*th January* 1933.

# ખુલાસો.

**અંગત.**—જેમ હિંદુ સમાજ વિધવાઓને બાળતો તેમ ખ્રિસ્તી સમાજ નાસ્તિકોને બાળતો. જેમ સ્ત્રી સતી થવાથી ધર્મની વૃદ્ધિ અને સમાજની ઉન્નતિ થઇ ગણાતી તેમ નાસ્તિકોને બાળવાથી ધર્મનો વિજય અને સમાજનું રક્ષણ થયું મનાતું. આ બન્ને રિવાજો એક કાળે તે તે સમાજની માન્યતા ઉપરથીજ ઘડાયા હતા. ફરક માત્ર એટલો કે સતી થવા જતી સ્ત્રીને હિંદુ સમાજ એક દેવી માની પુજતો, જ્યારે નાસ્તિકને ખ્રિસ્તી સમાજ તિરસ્કારની નજરે જોતો. એક દૈવી વ્યક્તિ મનાતી, જ્યારે બીજી રાક્ષસી માયા મનાતી. આ સિવાય બન્ને ક્રિયાઓ ધાર્મિક ગણાવામાં, તેમજ બળનાર માણસને થતી પીડામાં કાંઇ ફરક નહોતો.

અહીં સતીની ક્રિયાને નાસ્તિકની ક્રિયા સાથે સરખાવવાથી જો કોઇને એમ લાગે કે એનો હેતુ હિંદુ સંસ્કૃતિ અને બ્રાહ્મણોની ટીકા કરવાનો છે, તો તેનો ખુલાસો કરી નાખીએ. કેટલોએક અંગ્રેજ પક્ષ, જો કે તે વિદ્વાન કે પ્રમાણભૂત પક્ષ ન કહેવાય તે, આપણી હિંદુ સંસ્કૃતિ અને બ્રાહ્મણોનો દોષ કાઢે છે; અને એજ પ્રકારનો અમુક હિંદી પક્ષ તેને ટેકો આપે છે. આપણી સંસ્કૃતિનું જીવન મર્યાદિત હતું. તે સંસ્કૃતિ રચી તેનો પ્રચાર કરનારા સમાજના આચાર વિચાર અને ભાવનાઓને જેવાં ઘડી શકતા તેવાં અત્યારના મોટા માસ્તરો અને પ્રોફેસરો મોટી ઉમ્મરની પ્રજામાં તો શું પણ પોતાના વિદ્યાર્થીઓમાં એ બીજ પણ રોપી શકતા નથી. એમ કહેવાય છે કે બ્રાહ્મણો શાસ્ત્રોની ખોટી કથાઓ કરી લોકોને ઠગતા. પરંતુ અત્યારનું ખરેખર કમાતું સાહિત્ય કેવું છે ? આપણા ખાસ વંચાતાં પુસ્તકો–(Novels), સીનેમાઓ, નાટકો વગેરેનો ભાવાર્થ કથાઓના જેટલો ઉંચો નથી.

અત્યારે અનેક જાતની ધર્મને નામે ઉત્પન્ન થતી સંસ્થાઓ, અદ્ભુત રીતે કમાવી દેશે એવી લાલચો આપતી વેપારની યોજનાઓ, જાહેર ખબરોમાં આવતી ચમત્કારિક દવાઓ, તેમજ સગાં સંબંધીઓને કોર્ટમાં લડાવનારા અને અનેક જાતની વાતો કરી સમાજમાં કોમી ઈર્ષા અને વેરભાવને ફેલાવનારાઓ જેઓ છુટા ફરે છે, અને જેઓ ઉપર ધાર્મિક કે સામાજીક કોઇપણ પ્રકારનો અંકુશ નથી, તેઓનો આદર્શ શું છે ? અત્યારે આપણાં શહેરોમાં કોઈપણ પ્રકારનું સંગઠન રહ્યું નથી. જુના વખતમાં ગામે ગામમાં ખોટું કરનારાઓના એકડા કરાતા, દેવાળું કાઢવા જેવું સમાજમાં બીજું કલંક નહોતું, સગાં સંબંધીઓને નિરખી માણસોને સ્નેહનાં આંસુ ઝરતાં, વાળંદો અને ઢેડને પણ કાકા કહીને બોલાવવાનો ચાલ હતો અને ગામડાંઓમાં તો તે ચાલ હજી પણ છે. એ બધું વધારે માનુષી હતું અને તેનું સ્મરણ કરતાં લાગે છે કે આપણા પૂર્વજો જેઓએ ભવિષ્ય ભાખ્યું હતું કે કલિયુગ આવવાનો છે; અને જેઓ પહેલેથીજ પોકારે છે કે "હે ભાઇઓ! કલિયુગમાં ચેતતા ચાલજો" તેઓ વધારે ડાહ્યા અને ધાર્મિક હતા એ વાત ગુજરાત સ્વીકારશેજ.

એક બીજી વાત આથી પણ વધારે સમજવા જેવી છે. આપણે કદાચ એટલું તો સ્વીકારીએ કે-હિંદુ સંસ્કૃતિ અને તેને ઘડનારા બ્રાહ્મણોમાં કેટલીએક ખોટ અને ભૂલો હતી. ખોટ અને ભૂલોને પાત્ર કોણ નથી ? પરંતુ જો કોઈ આપણને એમ સમજાવવા ઇચ્છતું હોય કે હિંદની સંસ્કૃતિ છેક ઋગ્વેદના વખતથી સાવ પ્રપંચી હતી અને બ્રાહ્મણો બધા ઠગ હતા, અને હાલની કેળવણી આવી તે પૂર્વેના આપણા રાજાઓ, મંત્રીઓ, વેપારી વર્ગ, અને બધા લોકો જેઓએ તેનો સ્વીકાર કર્યો હતો તે બધા હજારો વર્ષ

સુધી ઠગી શકાય એવા કાલા હતા, તો તે વાત તો કોઇ રીતે પણ માન્ય રહી શકે એવી નથી. ગમે તે દોષ કાઢીએ તોપણ આપણાથી એટલું તો ભૂલાય તેમ નથી કે આ વૈદક, ગણિત, અને જ્યોતિષ શાસ્ત્રો સર્જનારાઓએ અને શ્રેષ્ઠ સંસ્કૃત ભાષા રચીને દુનિયાને કેટલું એક ઉત્તમમાં ઉત્તમ ગદ્ય, પદ્ય અને તત્ત્વજ્ઞાન શીખવનારાઓએ મૂળમાં તો ધાર્મિક અને સંસ્કારી જીવનને પ્રધાનપદ આપવાનોજ આગ્રહ કર્યો છે. એજ રીતે **કેથોલિક** સંસ્કૃતિ અને તેના પાદરીઓનો આગ્રહ પોતાની પ્રજાનું જીવન ધાર્મિક અને ઉગ્ર રાખવાનોજ હતો, અને તેને લઇને આપણે જે પ્રમાણે સ્વધર્મ છોડનારને નાત બહાર મૂકતા તેજ પ્રમાણે તે લોકો નાસ્તિકોને ધર્મ બહાર કરતા. એટલે ન્યાયી તેમજ ધાર્મિક વૃત્તિથી લોકો દયા ભરેલાં, તેમજ ક્રૂર કામો કરે છે એ વાત હિન્દના તેમજ યુરોપના ઇતિહાસ ઉપરથી જણાઇ આવે છે. એ આ **સન્ત જોઅન**નું ભાષાંતર કરવાનું પ્રથમ કારણ છે.

બીજું કારણ તો એ છે કે હિન્દની માતાઓ—તેમાંએ ખાસ કરીને મહાગુજરાતની માતાઓ—નવજીવન ગ્રહણ કરવાને હાલ મથી રહી છે. આપણે સ્ત્રીઓને ઘણુંજ હલકું સ્થાન આપ્યું છે. આપણે સ્ત્રી જન્મનેજ પાપનું ફળ માનીએ છીએ. હવે જ્યારે સ્ત્રીઓ આ કલંક દૂર કરવા મથી રહી છે ત્યારે યુરોપની પ્રખ્યાતમાં પ્રખ્યાત સ્ત્રી **સન્ત જોઅન**નું જીવન એક સંભવિત ખેલના રૂપમાં વાંચવાથી તેમના આદર્શોમાં વૃદ્ધિ થશે એમ આશા છે. એક અઢારજ વર્ષની બાળા જેણે પોતાના વખતના સમર્થ રાજાઓ, મંત્રીઓ, સેનાપતિઓ અને ધર્મ ગુરુઓ કરતાં પણ મોટાં પરાક્રમો કરેલાં તેના જીવનના પરિચયમાં આવવાથી માતાઓ, ગૃહિણીઓ અને દીકરીઓનાં ધીરજ અને આદર્શમાં ઉમેરો થશે એમ મને આશા છે.

વળી **જોઅન**નો ઇતિહાસ થોડો ઘણો જાણનારાઓ માટે પણ કેટલોએક ખુલાસો કરવાની મને જરૂર લાગી છે. મારા અનુભવ પ્રમાણે આ ઇતિહાસને અંગે, "પ્રોટેસ્ટંટ" દુનિયા તેમજ **ઈંગ્લંડ** સિવાયની પ્રજાઓમાં, **જોઅન** ઉપર કામ ચલાવનારાઓ તેમજ તેને બાળનારાઓ વિષે જે પ્રકારની એક બીજા વિરૂદ્ધ કેટલીક ગેરસમજણો છે, તેજ પ્રકારની ગેરસમજણ ગુજરાતમાં પણ દેખાય છે. દાખલા તરીકે 'પ્રોટેસ્ટંટ' ક્રીશ્ચયનો, 'કેથોલીક' ક્રીશ્ચયનો અને તેના ધર્મ ગુરુ **કોષોં**નો દોષ કાઢે છે; જ્યારે **ઈંગ્લંડ**નો દોષ કાઢવાવાળા એમ માને છે કે તેઓએ ખટપટ કરી **જોઅન**ને અન્યાય અપાવી મારી નાખી. જો કોઈ એમ માનતું હોય કે પાદરીઓ અને અંગ્રેજોએ ભેગા થઈ **જોઅન**ને સાવ અન્યાય કર્યો હતો તો તે સત્ય નથી. શ્રી **બર્નાર્ડ શૉ** આપણું ધ્યાન ખેંચે છે કે છેલ્લી લડાઇમાં જર્મન લોકોએ **નર્સ ઈડીથ કેવેલ** પર ઉતાવળું કામ ચલાવી થોડા દિવસમાંજ મારી નાખી હતી, જ્યારે **જોઅન** તો નવ મહીનાથી પકડાઈ હતી. તેમાંના ચાર મહીના તે અંગ્રેજોના હાથમાં હતી, અને તે દોષિત છે કે નહીં તે વિષેની તપાસનું કામ ત્રણ મહીના ચાલ્યું હતું; અને તે પણ એવા ધર્મગુરુઓને હાથે કે જેઓને **ઈશ્વર**નો ડર હતો અને જેઓ એમ માનતા હતા કે જો પોતે અન્યાય આપશે તો **ઈશ્વર** કોપાયમાન થઈ તેમને નર્કમાં નાખશે. હકીકત આ હોવાથી અને જ્યારે મુંબઈ યુનિવર્સિટી તરફથી **બર્નાર્ડશૉ**નું આ **સન્ત જોઅન**નું પુસ્તક બી. એ. ની એક ટેકસ્ટ બુક (પાઠ્ય પુસ્તક) તરીકે રાખવામાં આવ્યું હતું, ત્યારે એ ભણનારાં જ્યારે ઘેર જઈ **જોઅન** વિષે વાતો કરે ત્યારે મા દીકરીઓ પણ સમજીને વાત કરી શકે તો કાંઇ ખોટું નહીં. કદાચ પ્રોફેસરો અને વિદ્યાર્થીઓને પણ નાટકનું ભાષાંતર અમુક અંશે ઉપયોગી થઈ જાય.

આ પુસ્તક વાંચનારાઓ પ્રખ્યાત અંગ્રેજ લેખક **જયોર્જ બર્નાર્ડશૉ**નું નામ તો સારી રીતે જાણતા હશે. એમને વિષે હું કાંઈ લખું તેથી તેમની ખ્યાતિમાં ઉમેરો થઇ શકે તેમ નથી. થોડાજ વખત પહેલાં, પાશ્ચાત્ય દેશમાં આ જમાનામાં પુસ્તકોની સંખ્યા ઉભરાઇ જવાથી પ્રશ્ન થયો હતો કે હાલના લેખકોમાંથી કોનાં પુસ્તકો આજથી સો વર્ષ પછી વંચાશે? તેના ઉત્તરમાં વિદ્વાનોએ બે નામ પ્રસિદ્ધ કર્યાં હતાં. તેમાંનું એક **શ્રી બર્નાર્ડ શૉ**નું હતું. એમના આ **સન્ત જોઅન**ના પુસ્તક માટે તેમને નોબલ પ્રાઇઝ મળ્યું છે તે જાણીતી વાત છે.

**શ્રી બર્નાર્ડ શૉ**ને અંગે અહીં એક વાત કહેવાની મને ઇચ્છા થાય છે, કે જેનો બીજે કયાંય ઉલ્લેખ થયો હોય એવું મારા જાણવામાં નથી. શ્રી **બર્નાર્ડ શૉ**ને એક આસ્તિક પુરુષ તરીકે કોઇ ઓળખતું નથી અને તેમનામાં નાસ્તિક વૃત્તિ છે, એવું સામાન્ય રીતે મનાય છે, પરંતુ એમના આ **સન્ત જોઅન**ના નાટકમાં રહેલી બે ન્હાની બાબતોથી મને પોતાને તો એમની પ્રસ્તાવના અને નાટક કરતાં વધારે ઉંડી અસર થઈ છે. માણસો મોટાં કામો કરી કે અદ્દભુત શબ્દો કહી બતાવે તેના કરતાં સાવ ન્હાની બાબતોમાં વધારે ઉંડું રહસ્ય સમાએલું છે. દાની કોઇ મોટું દાન કરે કે લડવૈયો કોઇ મોટી લડાઇ જીતે; તે ઉદારતા કે હિંમતની મહત્તા એટલા ઉંચા પ્રકારની નથી કે જેની સરખામણી શબરીનાં બોરાં કે અસંખ્ય માણસો અને પશુ પક્ષીઓ જેઓએ પોતાનો જીવ બીજાઓ માટે આપેલો છે, પણ જેમનાં નામ કે નોંધ રહ્યાં નથી, એમની સાથે થઇ શકે.

એજ પ્રમાણે શ્રી **શૉ** જયારે જે 'સ્ટુલ' ઉપર **જોઅન** અદાલતમાં બેઠી હતી તેજ 'સ્ટુલ' ઉપર **જોઅન**ને બાળવાની ક્રિયા

જોયા પછી, તેના દૃઢ વિરોધી ચેપ્લેઇનને ચોધાર આંસુ પાડતો સહજ રીતે બેસાડે છે, **અને** ઉપસંહારના પ્રવેશમાં ઓરડામાં ટીંગાડેલા લાલ પીળા રંગવાળા પડદાઓને પવનથી હલાવી પ્રથમ નજરે અગ્નિની જ્વાળાનું જે દૃષ્ય દેખાડે છે, તે શ્રી **બર્નાર્ડ શૉ**ના હૃદયની વિશાળતા, તેમજ ધાર્મિક રૂઢિ જે આસ્થા માગે છે તેથી પણ પર રહેલી તેમની આસ્થા બતાવે છે. આ બન્ને બનાવોને જે છટાથી સહજ રીતે બનતા દેખાડ્યા છે તે મારે મન તો કલ્પના શક્તિની ટોચ છે.

નાટકનું ભાષાંતર કરવાનાં ત્રણ કારણો તો મેં ઉપર આપ્યાં છે. પરતું એટલું સ્પષ્ટ કરવાની જરૂર છે કે અહીં તેમની પ્રસ્તાવનાનું ભાષાંતર કરવામાં આવ્યું નથી. તે પ્રસ્તાવના તો યુરોપનો ઇતિહાસ, તેનાં મોટાં પ્રખ્યાત માણસો તેમજ દાક્તરી તથા બીજાં વિજ્ઞાનો સારી રીતે જાણતા હોય તેમને માટે છે; **સોક્રેટીસ, કાસિયસ, રોઝા બોનહર, ફ્લોરેન્સ નાઇટિંગેલ, ન્યુટન, ગેલિલિઓ, જ્યોર્જ સેન્ડ, શોપાં,** વિગેરે અનેક વ્યક્તિઓ તેમાં આવે છે. તેમજ હાઇપર પીચ્યુટરી, એપીલેપ્ટોઇડ, થાઇરોઇડ એક્સ્ટ્રેક્ટ, થાઇમીન, મંકી ગ્લેન્ડ, ઇલેક્ટ્રોન્સ, વિગેરે અનેક બાબતોનાં દૃષ્ટાંતો દ્વારા બોધ આપે છે. આ ઘણી ખરી વિજ્ઞાનની બાબતો સમજવાથી આપણી સ્ત્રીઓની સંસ્કૃતિ વધે કે કેમ તેની મને શંકા છે; પણ તે વિષે જેઓ જાણતા હોય તેઓને મારી વિનંતી છે કે પોતે મૂળ પુસ્તક વાંચે. મારૂં લક્ષ તો આ ઇતિહાસને ગુજરાતીમાં સમજી શકાય એવા સરળ રૂપમાં મૂકી મનુષ્ય જાતિએ પ્રમાણિક વૃત્તિથી કરેલાં અનેક કામાઓમાંથી જેને સૌથી વધારે પ્રખ્યાતિ મળી છે તેવા એક આ **જોઆન** વિષેના કામાને સમજી શકાય તેટલા પુરતો ખુલાસો કર્યો છે, અને તેમાં

વિજ્ઞાન વિગેરે બાબતોનો ઉમેરો કરવાથી વાંચનારને કદાચ વધારે ગુંચવણ લાગશે એમ માની તેને બાજુપર મૂક્યો છે.

ઉપરનાં કારણોમાંથી મુખ્ય તો બે કારણોએ કેટલાક વખતથી મને આ કામ કરવાને વધારેને વધારે આગ્રહથી તીવ્ર પ્રેરણા આપી ન હોત તો હું કદાચ તે હાથ લેત નહિ. આ પુસ્તક વાંચનારાઓ, તેમાંએ ખાસ કરીને સ્ત્રીઓ જો અંતે સમજે કે લેશ પણ દ્વૈષ સિવાય અને માત્ર રાજકીય અને ધાર્મિક જરૂરીયાત અને હિત સાધવાના હેતુથી લોકો ક્રૂર કામો કરી શકે છે, અને થોડી પણ ગુજરાતી સ્ત્રીઓને **સન્ત જોઅન**ના જીવનનો પરિચય થાય, તો હું એમ માનીશ કે મેં જે કર્યું છે તે ઠીક કર્યું છે.

આ ભાષાંતરના કામ માટે મેં **શ્રી મુનિકુમાર મણિશંકર ભટ્ટ**ને મદદમાં લીધા હતા. તેઓ મને એક ડીક્ષનેરી રૂપ થઈ પડ્યા હોઈ તેમજ ડિકટેશન લખવાનું બધું કામ તેમને હાથેજ થયું હોઇ એમણે પોતાના બીજા કામ સાથે મને જે મદદ કરી છે તેને માટે હું તેમનો ઉપકાર માનું છું; વળી પોતે ગુજરાતી સાહિત્યમાં પ્રસિદ્ધ સાહિત્યકાર હોવાથી તેમને આ લખાણની ઢબ, શબ્દોની રચના વિગેરેમાં ખામીઓ લાગી હશે, તોપણ હું આશા રાખું છું કે તેમને અપ્રસિદ્ધ "**સિંહગઢ**" ને અંગે જેવાં પ્રિય સ્મરણો છે તેવાંજ પ્રિય સ્મરણો આ પ્રસિદ્ધ "**સન્ત જોઅન**" નાં પણ રહેશે.

"ભાઇ શ્રી **દુર્ગાશંકર કે. શાસ્ત્રી,**

આનાં પ્રુફ જોઇ જવાની મદદ માટે અને **कृतं संपद्यते चरन्** વાળી વાત માટે હું તમારો ઉપકાર માનું છું; આપણાં બન્નેનાં ખોળીયામાં અન્તે તો બ્રાહ્મણનો આત્માજ વસે છેને!"

## ખુલાસો—ઐતિહાસિક.

**સંત જોઆન**ને અંગે ઐતિહાસિક ખુલાસાના બે વિભાગ પાડવાની જરૂર છે. એક રાજકીય અને બીજો ધાર્મિક. રાજકીય બાબત સરળ છે અને તે તો **ઈંગ્લંડ**ના ઇતિહાસ સાથે પરિચયવાળાં બધાં અમુક અંશે તો જાણતાં હશે. ધાર્મિક ખુલાસો હિન્દુઓ માટે અટપટો છે. આપણે સરળ વાત પહેલી લઈએ.

### રાજકીય.

ચૌદમી સદીમાં **ઈંગ્લંડ**ના એક રાજાએ **ફ્રાન્સ**ની ગાદી ઉપર વારસાનો હક્ક ધરાવવાથી એ બે દેશો વચ્ચે લડાઈ જાગી. આ લડાઈ સો વર્ષ ચાલી. પંદરમા સૈકાની શરૂઆતમાં **ફ્રાન્સ**નો લગભગ અર્ધાથી પણ વધારે ભાગ અંગ્રેજોના હાથમાં હતો. **પેરીસ**ની રાજધાની તેઓના હાથમાં હતી. મરાઠાઓ જ્યારે **દીલ્લી** પહોંચ્યા ત્યારે મોગલ રાજ્યની જે સ્થિતિ હતી, ને **નાના ફડનવીસ**ના મૃત્યુ પછી મરાઠી રાજ્યની જે સ્થિતિ થઈ, તે સ્થિતિ **ફ્રાન્સ**ની હતી એમ કહીએ તો ચાલે. દેશની આવી ભયંકર સ્થિતિને વખતે **ડોમરેમી** નામના ગામડામાં આપણી આ **જોઆન ઑફ આર્ક (ઝાં દાર્ક)** નામની છોકરીનો જન્મ થયો. આ છોકરી બાળપણથીજ ચતુર હતી. જેમ મોટી થતી ગઇ તેમ તેની ધર્મવૃત્તિ, તર્કશક્તિ અને કાર્યકુશળતા વધતાં ગયાં, સમજવા શીખી ત્યારથી **ફ્રાન્સ**ની બેહાલ સ્થિતિનું તેને દુઃખ થવા લાગ્યું અને સિપાહી થઈ લડવા જાઉં એવી એને મરજી થઈ. આ વિષે ઘરમાં ક્લેશ ઉભો થયો અને છેવટે એના બાપે છોકરાઓને હુકમ કર્યો કે જો એ ન્હાસી જવા પ્રયત્ન કરે તો તેને પાદરની નદીમાં ડુબાડી દેવી. જેમ ઉંમર વધતી ગઇ તેમ તેને સમજણ થઇ

કે સિપાહીગીરી કરવી તે કાંઇ માત્ર ભાગી જઇને સિપાહીઓ સાથે રહેવું એવી સરલ વાત નથી. પણ તેની પ્રભુભક્તિ અને સામાન્ય સમજણનો વિકાસ થતો ગયો. તે અત્યંત ધાર્મિક બની ને તેની શ્રદ્ધા સંતત વધતી ગઇ. નિયમિત પૂજા-પાઠ કરવો, પાદરીના આશીર્વાદ લેવા, હરઘડી વખત મળે ત્યારે ઈશ્વરનું ધ્યાન કરવું વગેરે બાબતો તો એના જીવનની દોરીરૂપ થઈ. તે સિવાય તે જીવી શકે તેમજ નહોતું. તેનાથી પોતાને મળતા આનંદની સરખામણીમાં શારીરિક આનંદો એને તુચ્છ લાગતા, અન્તે તે માનવા લાગી કે ઈશ્વર તેને પોતાના દૂતો દ્વારા સંદેશા મોકલે છે. આ સંદેશા ખાસ કરીને સંધ્યાકાળે આવવા લાગ્યા. આપણે જે વખતે મંદિરોમાં સાંજની આરતી થાય છે તે વખતે રોમન કેથોલિક લોકોનાં દેવળોમાં 'એન્જલસ' નો ઘંટ વાગે છે. તે વાગતો સાંભળી બધા કેથોલિક લોકો ઘરમાં કે ખેતરમાં જ્યાં હોય ત્યાં ઈશ્વરસ્તુતિ કરે છે. આવા સ્તુતિ સુચવતા ઘંટનાદોમાં જોઅન ઈશ્વરના દૂતોના સંદેશા સાંભળવા લાગી. પછી વખત એવો આવ્યો કે માત્ર 'એન્જલસ' ઘંટ વાગે ત્યારેજ નહીં પણ પોતે ધ્યાન આપે તો ચર્ચના ઘડિયાળમાં પા પા કલાક અને કલાક કલાકના ટકોરા વાગે ત્યારે પણ એને સંદેશા સંભળાય. રાજના કામમાં કે ઘરના કામમાં શું અને કેમ કરવું એ બધાની સૂચના આ સંદેશાઓ તેને આપે છે એમ તે માનવા લાગી. વળી થયું એવું કે એ જે કહે કે કરે તે સરખું ઉતરવા લાગ્યું.

આમ થવાને લીધે થોડા વખતમાં તેનો બાપ અને ભાઇઓ એને વશ થઇ ગયા અને પોતાની સ્થિતિ એક વખત ઘરમાં જામી ગઇ એટલે તે પોતાના રાજાને અને દેશને અંગ્રેજી લશ્કરીઓના હાથમાંથી છોડાવવાના બાલપણના રૂઢ થએલા વિચારો કાર્યમાં

મૂકવાને મથી. પ્રથમ પોતાના બાપને મનાવીને તે જીલ્લાના અમલદાર પાસે ગઈ; તેને મનાવી ઘોડું, સિપાઇનાં કપડાં, બખતર અને થોડાં માણસો મેળવી યુવરાજ પાસે પહોંચી. ત્યાં યુવરાજને પણ હાથ કરી **પેરીસથી** બીજા નંબરનું ગામ **ઓર્લી-યોં** જેને ઘેરો ઘાલી અંગ્રેજી લશ્કર પડયું હતું, ત્યાં તે પહોંચી, અને એના આત્મબળથી ફ્રેન્ચ લશ્કરમાં એવી તો હીંમત આવી કે તેઓએ અંગ્રેજોને હરાવી **ઓર્લિયોં** શહેરનો ઘેરો ઉઠાડયો.

**જોઆન**નાં જીવનમાં ચમત્કારિક લાગે એવા કેટલાક બનાવો બન્યા હતા; તેમાંના એકાદ બે ન્હાના બનાવો તો પ્રસ્તુત નાટક વાંચતાં જણાશે. **ઓર્લીયોં** પાસે બનેલો ચમત્કારિક બનાવ ઇતિહાસમાં પ્રખ્યાત હોઈ અહીં તેનો ઉલ્લેખ કરવો યોગ્ય છે. **ઓર્લીયોં**નું શહેર **લ્વાર** નદીને કાંઠે છે. એ નદી ઓળંગી શહેર પાસે જવાનો પુલ ઘેરો ઘાલી પડેલા અંગ્રેજોના હાથમાં હતો. જો અંગ્રેજોના ઉપર એકાએક પછવાડેથી તૂટી પડવું હોય, તો લશ્કરને નદીના વહેણની સામે વહાણો ચલાવીને લાવવાની અને અમુક જગ્યાએ સામે કાંઠે ઉતારવાની જરૂર હતી. **ફ્રાન્સ**ના નસીબે ઘણા દિવસથી નદી અને પવન આ પ્રસંગે એકજ દિશામાં—ઉંધાંજ—વહેતાં હતાં. વહાણો, પાણીના પ્રવાહ, તેમજ પવન એ બન્નેની સામે ચાલી શકે નહીં અને પવન ઉંધો પૂર્વાંદોજ વાયા કરતો હતો. **ફ્રાન્સ**ના સેનાપતિએ ધર્માદા, પાદરીયોને દક્ષિણા, ધાર્મિક ક્રિયાઓ કરવા પૈસા, કંઇ કંઇ કરી જોયું પણ પવન પશ્ચિમાદો થયો નહીં. અને **ઓર્લીયોં** બચાવી શકાશેજ નહીં એવી સ્થિતિ આવીને ઉભી રહી. આવે સમયે **જોઆન**નું **ઓર્લીયોં** પહોંચવાનું થયું. ઘેરાએલા શહેરના લોક નિરાશ, તેને છોડાવવા આવેલ ફ્રેન્ચો નિરાશ, હમણાં **ઓર્લીયોં** હાથ

થાય છે એમ અંગ્રેજો ઉત્સાહમાં અને પવન તો કેટલાક દિવસોથી ઉંધોજ વાયા કરે. આ સંયોગોમાં જોઆન ત્યાં પહોંચી અને તેજ ઘડીએ ચમત્કાર થયો; કેમ જાણે પ્રભુએ જોઆનની સાથેજ મોકલ્યો હોય તેમ પવન પૂર્વાદો વાતો બંધ થઇ ફ્રેન્ચોને જોઇતો હતો તેમ પશ્ચિમાદો વાવા લાગ્યો. 34064

આ બનાવથી ફ્રેન્ચ લોકોએ જોઆનને એક દૈવી વ્યક્તિ માની અને તે હોય ત્યાં એટલા ઉત્સાહથી લડવા લાગ્યા કે તેઓએ ઓર્લીંયોંને છોડાવ્યું; એટલુંજ નહીં પણ બીજી ત્રણ ચાર લડાઇઓ પણ ઉપરા ઉપરી જીત્યા. આથી ફ્રાન્સની સ્થિતિ બદલાઇ ગઇ.

અહીં તે વખતનું રાજબંધારણ ટુંકામાં સમજવાની જરૂર છે. તે 'ફ્યુડલ સીસ્ટમ'ના નામથી ઓળખાતું બંધારણ હતું. કેટલેક અંશે આપણા ઇતિહાસના મરાઠી અને રજપુત રાજ બંધારણને મળતું હતું. રાજાને અંગત જીવાઇ માટે કેટલીક જમીન રહેતી પણ ઘણોખરો પ્રદેશ તો ઉમરાવો કે જેની તલવારોથી એ જીતાયો હોય તેનો હતો, પછી તે ગમે તે દેશના કે ગમે તે ભાષા બોલતા હોય. આ ઉમરાવો પોતે પોતાની કોર્ટ રાખી એક નાના રાજ્યની માફક પોતાનો વહીવટ કરતા, માત્ર અમુક ખંડણી ભરવાની અને લડાઇને વખતે તેઓએ અમુક માણસો સાથે રાજાને મદદ કરવા જવાની તેઓની ફરજ હતી. હવે જેમ રાજા ઉમરાવોને જમીન આપતા તેમ ઉમરાવો પોતે પોતાના ઠાકોરોને જમીન આપતા. એ ઠાકોરો વળી પોતાના માણસોને જમીન આપતા. આ પ્રમાણે જમીન ઉત્તરોત્તર દરજ્જા પ્રમાણે જવાબદારીથી અપાતી. માત્ર એટલું ખાસ સમજવાની જરૂર છે કે દરેક માણસ રાજાને નહીં પરંતુ જેની પાસેથી પોતાને જમીન મળી હોય તેને જવાબદાર અને નીમકહલાલ રહેવાને બંધાયો હતો.

આ બંધારણ **જોન્અન**ના એક રાજકીય સિદ્ધાન્તને અંગે જાણવાની આપણે જરૂર છે, કારણ કે તે એનો નાશ કરવામાં કારણભૂત હતું. **જોઅન** એમ કહેતી કે રાજા ને પ્રજા વચ્ચે બીજા કોઇનો હક્ક હોવો જોઇએ નહીં. જમીન બધી રાજાનીજ હોવી જોઇએ અને વળી રાજાએ પણ **પ્રભુ**ના એક કામદાર તરીકેજ રાજ કરવું જોઇએ. મેં ઉપર સાવ ટુંકામાં ' **ફ્યુડલ સીસ્ટમનું** ' રાજબંધારણ સહજ સમજણ માટે આપ્યું છે; તે જો બરાબર ખ્યાલમાં આવ્યું હશે તો અમીર ઉમરાવોને, **જોઅન**નો આ રાજનીતિ અંગેનો સિદ્ધાંત શા માટે રૂચે તેમ નહોતો ને અંતે ખરે વખતે તેઓ બધાએ તેણીને શા માટે મદદ ન કરી તે સહજ સમજી શકાશે. આ વિષે વિશેષ ખુલાસો નાટકના ચોથા પ્રવેશમાંથી વાંચનારને મળી આવશે.

**જોઅને** લડાઇમાં જીતો મેળવ્યા ઉપરાંત રાજકીય કામો પણ કર્યાં. તેમાં કોઇ મોટા મુત્સદ્દીને શોભે એવું એક ખાસ કામ કર્યું. આપણે જેમ રાજાનો મોટો દીકરો યુવરાજ કહેવાય છે તેમ **ફ્રાન્સ**ના રાજ્યના વારસ દીકરા **ડૉફે** કહેવાતા. રાજા મરી ગયા પછી લડાઇઓથી દેશની ડામાડોળ સ્થિતિને લીધે તે વખતના **ડૉફે**-**ચાર્લ્સ**નો રાજ્યાભિષેક થયો ન હતો. જ્યારે આ બધી લડાઇઓ જીતાઈ ત્યારે **જોઅને** એ રાજ્યાભિષેક, પોતે કહેતી આવી હતી તેમ દેશના રિવાજ પ્રમાણે, **રહીમ્ઝ** શહેરના મોટા દેવળમાં ઉજવ્યો. આ કાર્ય **ઇંગ્લંડ**ના પક્ષને **ફ્રાન્સ**માં પાયમાલ કરવાનું મુખ્ય કારણ હોવાથી પ્રમાણભૂત લોકો કહે છે કે તે કામ રાજનીતિને શોભાવનારૂં હતું. **જોઅન**નું આ કામ છેલ્લું અને મોટામાં મોટું હતું.

આ બધાં કામોથી વિજયના પ્રવાહની સાથે **જોઅન**ની વિરૂદ્ધના પવનો પણ ઘેરાવા લાગ્યા હતા. ઉત્સાહ અને ત્વરાથી કામ કરવાની તેની ઉતાવળી પદ્ધતિથી પ્રથમ તો રાજદરબારીઓ, અધિકારીઓ અને રાજા પોતે પણ થાકયા; અને જેમની સલાહ કે કામથી આજ સુધી રાજાનું ને દેશનું કાંઇ પણ સારૂં નહોતું થયું તેઓને આ ગામડીયણ છોકરી તરફ ઈર્ષ્યા થઇ. ધર્મગુરુઓ જેઓ ધાર્મિક બંધારણને વરેલા હતા, અને જેઓ **ઈશ્વરે** શું કહ્યું છે, કહે છે ને ઇચ્છે છે એ જાણવાનો અગ્ર હક્ક ધરાવતા હતા તેઓને થયું કે "**પ્રભુ** પાસેથી પરભાર્યાં સંદેશા મેળવી તેને આધારે બધાને હુકમ ફરમાવવાવાળી આ તે કોણ?"

જ્યારે પોતાના દેશના મંત્રીઓ અને સેનાપતિઓ જેમને પોતે દુર્બળ સ્થિતિમાંથી ઉગાર્યાં હતા તેમની મનોવૃત્તિ આવી થઇ અને રાજા પોતે પણ થાકયો ત્યારે અંગ્રેજો અને બર્ગંડીયનો* જેઓને તેણે હરાવીને, સ્ત્રીને હાથે હારેલાની ખ્યાતિ અપાવી હતી તેઓની લાગણી વિષે તો કહેવુંજ શું?

ખરૂં પુછાવો તો **જોઅન**ની વર્તણુક સામાન્ય અમલદાર વર્ગથી કે ધર્મગુરુઓથી લાંબો વખત સહન થઇ શકે તેવી નહોતી. દુનિયામાં બધાએ પોતાના કહેવા પ્રમાણેજ કરવું જોઇએ, કારણ કે **પ્રભુ**નું એમ ફરમાન છે, એવો એનો આગ્રહ હતો. ભોળવીને, કાં સમજાવીને, કાં ધમકાવીને પણ કાર્ય સાધતાં તેને આવડતું. સિપાહીઓ અને અમલદારોનેજ નહીં પણ ધર્મગુરુઓ અને રાજાઓને તે હુકમો લખી મોકલતી. એણે એક વખત સર્વોપરી

---

* **બર્ગંડી ફ્રાન્સ**નો ભાગ હતો, ને ત્યાંનો ડયુક એટલે ઠાકોર સત્તાવાન હતો. તે અંગ્રેજોની સાથે સંધિ કરી પોતાના રાજાની સામે લડતો હતો.

ધર્મગુરુ **પોપ**ને એવો ઠપકાનો કાગળ લખેલો, કે કેમ જાણે કોઇ ડોશીમા ૧૦ વર્ષના કજીયાળા છોકરાને શીખામણ ને ઠપકો આપતી ન હોય ! પોતે ખરેખર **પ્રભુનું** એક નિર્દોષ બાળક હતી. પોતાને જો કોઈ વાત ગાંડી લાગે તો તે કહેનારને તે મૂર્ખ કહી બેસતી. નાટકમાં પોતે કહેછે કે કેદમાંથી છુટવાનો પ્રયત્ન કરવો ને નાસ્તિકતા છે એ વાત માને એવું કોઇ મૂર્ખ ન હોય. જો કોઇએ એને કહ્યું હોત કે એક જીવતી વિધવા બાઇને પોતાના ધણીના શબ સાથે બાળવી તે સમાજને માટે ઘણું સારૂં છે અને **પ્રભુ**ને પ્રિય છે તો તેણી એટલીજ સરળતા અને નિર્દોષિતાથી કહેત કે "એ વાત માની લે એવું કોઇ મૂર્ખ ન હોય" આવો એનો સ્વભાવ હતો. વળી આ બધું **ઇશ્વર**ના નામથીજ થતું. જનસમાજ એવો છે કે ધાર્મિક વૃત્તિથી રાજકીય કામ કરી તેમાં ફતેહ મેળવનારાઓ તરફ તે બે જાતના વિચારોજ કરી શકે છે. જ્યારે એક પક્ષ તેને દૈવી શક્તિ માને ત્યારે બીજો પક્ષ તેને સેતાની શક્તિ માને. **જોઅન**ને વિષે પણ એમજ થયું હતું.

**રૂહીમસ**ના રાજ્યાભિષેક પછી થોડા વખતમાં તે એક સામાન્ય લડાઇમાં **બર્ગંડી**ના સિપાહીઓને હાથે કેદ પકડાઈ. અંગ્રેજો જેઓ તેનાથી ખાસ બ્હીતા હતા તેઓએ મોટી રકમ આપી તેને ખરીદી લીધી. તેઓ પોતે તો એને મારી શકે નહીં; કારણ કે લડાઇમાં પકડાએલ કેદીને યુદ્ધ ધર્મ પ્રમાણે મારી શકાતા નથી. પણ અહીં **ચર્ચ**ની મદદ એમને અનાયાસે મળી ગઇ; જો કે **ચર્ચ**નો હેતુ રાજકીય નહોતો. પણ ઉપર કહ્યું તે પ્રમાણે ધર્મ ગુરુઓ તેની વિરૂદ્ધ હતા, અને તે કેદ થવાથી અને **ઇશ્વર** જાહેર રીતે તેને બચાવવા ન આવ્યા તેથી-તેઓની શંકા દૃઢ થઇ, ને તેની

શક્તિ રાક્ષસી છે એમ ઠરાવ્યું. **ચર્ચ** માત્ર પોતાની સત્તા જાળવી રાખવાની ખાતરજ આવી સજાઓ કરતું નહીં. એ જમાનો ઘણો વહેમી હતો. જો કોઇ માણસ ઉપર ખોટા દેવોને પૂજવાની કે નજર નાખવાની કે ચોટ નાખી શકવાની શક્તિનો વહેમ પડે તો લોકો પોતે તેને ક્રૂરતાથી મારી નાખતા. કોઇ માણસ નાસ્તિક કે સેતાનનો અનુયાયી છે કે નહીં તે ધાર્મિક અદાલતથી નક્કી થવું જોઇએ એવું **ચર્ચે** ઠરાવ્યું હતું. તેનો ખરો હેતુ તો એ હતો કે લોકો, ઉપર કહ્યા પ્રમાણે, માત્ર પોતાના વહેમને લઇનેજ નિર્દોષ માણસોને મારે નહીં. આથી એક રીતે તો રાજ્યસત્તા જે રક્ષણ આપી શકતી નહીં તે રક્ષણ **ચર્ચ** આપતું; કારણ કે, લોકોની તેના ઉપર એટલી બધી શ્રદ્ધા હતી કે ઘણા ભાગે તેઓ જ્યાં સુધી **ચર્ચ** નિર્ણય આપે નહીં ત્યાં સુધી કોઇને બાળી કે મારી નાખતાં અચકાતા. પણ એટલું તો સ્પષ્ટ કરવાની જરૂર છે કે કેટલીક વખત તો જો **ચર્ચ**નું રક્ષણ પહોંચે નહીં તો તેઓ જેમ હજી પણ અમેરીકામાં સીદીઓને મારી ( Linch કરી ) નખાય છે, તેમ કાયદો હાથમાં લઇ તેને મારી નાખતા. આથી સમજી શકાશે કે **ચર્ચ** રાજ્ય સત્તા કરતાં પણ વધારે સારૂં વ્યક્તિગત રક્ષણ આપતું અને એમ પણ દેખાશે કે તે વખતના રિવાજ પ્રમાણે જે પુરુષ અથવા સ્ત્રીને **ચર્ચ** રાક્ષસી ઠરાવતું તેમને રાજસત્તા જીવતાં બાળી નાખતી; અને રાજકીય અમલદારો જો હાજર ન હોય તો સમાજના લોકો બાળી નાખતા. જે માણસ **ચર્ચ** વિરૂદ્ધ લાગે કે જે એવી વર્તણુક કર્યા પછી રિવાજ પ્રમાણે અપાતું પ્રાયશ્ચિત્ત લેવા ના પાડે તેને **ચર્ચ** ધર્મભ્રષ્ટ એટલે નાસ્તિક ઠરાવતું અને તે વખતના કાયદા પ્રમાણે આપણે ખુનીઓને ફાંસીની સજા આપીએ છીએ તેમ નાસ્તિકોને બાળી નાખવાની સજા થતી.

ધર્મગુરુ **પોપ**ને એવો ઠપકાનો કાગળ લખેલો, કે કેમ જાણે કોઇ ડોશીમા ૧૦ વર્ષના કજીયાળા છોકરાને શીખામણ ને ઠપકો આપતી ન હોય ! પોતે ખરેખર **પ્રભુ**નું એક નિર્દોષ બાળક હતી. પોતાને જો કોઈ વાત ગાંડી લાગે તો તે કહેનારને તે મૂર્ખ કહી બેસતી. નાટકમાં પોતે કહેછે કે કેદમાંથી છુટવાનો પ્રયત્ન કરવો ને નાસ્તિકતા છે એ વાત માને એવું કોઇ મૂર્ખ ન હોય. જો કોઇએ એને કહ્યું હોત કે એક જીવતી વિધવા બાઇને પોતાના ધણીના શબ સાથે બાળવી તે સમાજને માટે ઘણું સારૂં છે અને **પ્રભુ**ને પ્રિય છે તો તેણી એટલીજ સરળતા અને નિર્દોષિતાથી કહેત કે "એ વાત માની લે એવું કોઇ મૂર્ખ ન હોય" આવો એનો સ્વભાવ હતો. વળી આ બધું **ઇશ્વર**ના નામથીજ થતું. જનસમાજ એવો છે કે ધાર્મિક વૃત્તિથી રાજકીય કામ કરી તેમાં ફતેહ મેળવનારાઓ તરફ તે બે જાતના વિચારોજ કરી શકે છે. જ્યારે એક પક્ષ તેને દૈવી શક્તિ માને ત્યારે બીજો પક્ષ તેને સેતાની શક્તિ માને. **જોઅન**ને વિષે પણ એમજ થયું હતું.

**રૂહીમ્સ**ના રાજ્યાભિષેક પછી થોડા વખતમાં તે એક સામાન્ય લડાઇમાં **બર્ગેંડી**ના સિપાહીઓને હાથે કેદ પકડાઈ. અંગ્રેજો જેઓ તેનાથી ખાસ બ્હીતા હતા તેઓએ મોટી રકમ આપી તેને ખરીદી લીધી. તેઓ પોતે તો એને મારી શકે નહીં; કારણ કે લડાઇમાં પકડાએલ કેદીને યુદ્ધ ધર્મ પ્રમાણે મારી શકાતા નથી. પણ અહીં **ચર્ચ**ની મદદ એમને અનાયાસે મળી ગઇ; જો કે **ચર્ચ**નો હેતુ રાજકીય નહોતો. પણ ઉપર કહ્યું તે પ્રમાણે ધર્મ ગુરુઓ તેની વિરૂદ્ધ હતા, અને તે કેદ થવાથી અને **ઇશ્વર** જાહેર રીતે તેને બચાવવા ન આવ્યા તેથી તેઓની શંકા દૃઢ થઇ, ને તેની

જ્યારે પોતેજ દુનિયા ઉપર કામ કરતા, ત્યારે **ઈશ્વર વૈકુંઠમાં** બિરાજતા હોઈ તેનું કામ કરવાની ફરજ **ચર્ચ** ઉપર પડેલી મનાતી. હવે લડતનું કામ માત્ર ધર્મના ઓથોથીજ થઇ શકે નહીં; તેમાં રાજકીય સત્તાની પણ જરૂર છે, એમ **'રોમન કેથોલિક' ચર્ચે** માન્યું. અને તે ગ્રહણ કરી તેનો અમલ કર્યો. તેણે ધાર્મિક અદાલતો સ્થાપી. **ચર્ચ**ના ગુન્હા અંગેનું કામ આ ધાર્મિક અદાલતોમાં ચાલતું; સામાન્ય માણસ પણ જો રાજ્યના કાયદાઓનો ભંગ કરી એટલે ખુન કે ચોરી કરીને પણ **ચર્ચ**માં ધુસી જાય તો રાજસત્તા તેને પાદરીઓની રજા સિવાય કેદ પકડી શકતી નહીં.

આ **ચર્ચ**ની સંસ્થાના બે વિભાગ હતા. એક તો આ દુનિયામાં ધર્મ પ્રચારક **ચર્ચ** અને બીજી સ્વર્ગની **ચર્ચ**. સારાં માણસ તો બધાં સ્વર્ગે જાય, પરંતુ ખાસ ધર્મિષ્ઠ લોકો, જેઓ પૂજવા યોગ્ય હોય અને જેઓ પોતાના પવિત્ર જીવનને લઇને પ્રભુને ખાસ પ્રિય હોય તેઓની પ્રતિષ્ઠા "સેઇન્ટ" (Saint)–**સન્ત** તરીકે **ચર્ચ** તરફથી થતી. આ પ્રતિષ્ઠા તો માણસના મૃત્યુ પછીજ થતી, કારણ કે **સન્ત** તો એક દેવ હોવાથી, કોઇ માણસને તે ઠરાવવામાં આવે તો **ચર્ચે** પોતાની સર્વ સત્તા અને વહીવટ તેને સોંપવાં જોઇએ. આથી પણ વધારે સબળ કારણ તો એ હતું કે માણસના મરણ પછીજ **ચર્ચ** તેના આખા જીવનનો પૂરો તપાસ કરી તે **સન્ત**ના આદર્શને મળતું હતું કે નહીં તેનો નિર્ણય કરી શકે. જો કોઇ માણસને **સન્ત** ઠરાવવામાં આવે અને ત્યારપછી તેના જીવનમાં ફેરફાર થાય તો મહા અનર્થ થઇ જાય. **'કેથોલિક' ચર્ચે સન્ત**ની કોટિ એટલા ઉંચા પ્રમાણમાં રાખી છે કે તેમાં તે ધર્મના જગદ્‌ગુરુઓમાંથી પણ ઘણા થોડાઓની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. આ કેથોલિક ધર્મના આદર્શો તે વખતના યુરોપને માટે ઘણા ઉંચા હતા. તેમાંના કેટલાએક તો ગમે તે

આ પ્રમાણે ૧૪૧૨ માં જન્મેલી **જોઅનને** **ફ્રાન્સના રૂઓં** ગામની બજારમાં ૧૪૩૧ની સાલમાં બાળી નાખવામાં આવી. આ ક્રિયા ધાર્મિક અદાલતે તેના ઉપર ચલાવેલ કામને પરિણામેજ થએલી એટલે હવે આપણે એ પ્રશ્ન વિચારીએ.

## ખુલાસો-ધાર્મિક.

આપણે હિન્દુઓ માટે રાજકીય ઇતિહાસ જેટલો સમજવાને સરલ છે, તેટલો ધાર્મિક ઇતિહાસ સરલ નથી; કારણ કે, જો કે આપણા અને ખ્રીસ્તી ધર્મના કેટલાક આદર્શો અને રિવાજો સરખા છે તોપણ આપણી અને તેઓની ધર્મ પ્રચારક સંસ્થાઓનું બંધારણ સાવ જુદા પ્રકારનું છે. જો આપણા બુદ્ધધર્મની ઉન્નતિનો ઐતિહાસિક યુગ બાજુ ઉપર મૂકીએ તો **“રોમન કેથોલિક ચર્ચ”**ના બંધારણને મળતું આવે એવું આપણે ત્યાં કાંઇપણ નથી. **“રોમન કેથોલિક ચર્ચ”** એમ માનતું કે પોતાને માન્ય રાખનારા લોકો સ્વર્ગે જવાના છે અને બીજાઓ નરકે જવાના છે; લોકોને નરકના દુઃખમાંથી બચાવી સ્વર્ગે લઇ જવા તે પોતાનો સનાતન ધર્મ છે. તેઓ એમ માનતા કે સૃષ્ટિ ઉપર મનુષ્ય જાતિના આત્મા માટે **ઈશ્વર** અને સેતાન વચ્ચે સનાતન વિગ્રહ ચાલ્યા કરે છે; **ચર્ચ** લોકોને **પ્રભુ**ના દરબારમાં પહોંચવાનો માર્ગ બતાવે છે જ્યારે સેતાન આ દુનિયાની સંપત્તિઓની લાલચોથી તેઓ બિચારાને ભોળવી પોતાના નરકના દરબારમાં લઈ જવા મથી રહ્યો છે. જેમ દુનિયા ઉપર બે રાજાઓ વચ્ચે લડાઇ ચાલતી હોય (આ અંગે તો **રામ** અને **રાવણ**ની લડાઇ દૃષ્ટાંત રૂપે કામ આવે, કારણ કે એક દેવ હતા અને બીજો દાનવ હતો) તેમ **પ્રભુ** અને સેતાન વચ્ચે લડાઇ મનાતી; ફેર માત્ર એટલોજ કે સેતાન અને તેના દૂતો

જ્યારે પોતેજ દુનિયા ઉપર કામ કરતા, ત્યારે **ઈશ્વર વૈકુંઠ**માં બિરાજતા હોઈ તેનું કામ કરવાની ફરજ **ચર્ચ** ઉપર પડેલી મનાતી. હવે લડતનું કામ માત્ર ધર્મના ઓઘોથીજ થઇ શકે નહીં; તેમાં રાજકીય સત્તાની પણ જરૂર છે, એમ **'રોમન કેથોલિક' ચર્ચે** માન્યું. અને તે ગ્રહણ કરી તેનો અમલ કર્યો. તેણે ધાર્મિક અદાલતો સ્થાપી. **ચર્ચ**ના ગુન્હા અંગેનું કામ આ ધાર્મિક અદાલતોમાં ચાલતું; સામાન્ય માણસ પણ જો રાજ્યના કાયદાઓનો ભંગ કરી એટલે ખુન કે ચોરી કરીને પણ **ચર્ચ**માં ઘુસી જાય તો રાજસત્તા તેને પાદરીઓની રજા સિવાય કેદ પકડી શકતી નહીં.

આ **ચર્ચ**ની સંસ્થાના બે વિભાગ હતા. એક તો આ દુનિયામાં ધર્મ પ્રચારક **ચર્ચ** અને બીજી સ્વર્ગની **ચર્ચ**. સારાં માણસ તો બધાં સ્વર્ગે જાય, પરંતુ ખાસ ધર્મિષ્ઠ લોકો, જેઓ પૂજવા યોગ્ય હોય અને જેઓ પોતાના પવિત્ર જીવનને લઇને પ્રભુને ખાસ પ્રિય હોય તેઓની પ્રતિષ્ઠા "સેઇન્ટ" (Saint)–**સન્ત** તરીકે **ચર્ચ** તરફથી થતી. આ પ્રતિષ્ઠા તો માણસના મૃત્યુ પછીજ થતી, કારણ કે **સન્ત** તો એક દેવ હોવાથી, કોઇ માણસને તે ઠરાવવામાં આવે તો **ચર્ચે** પોતાની સર્વ સત્તા અને વહીવટ તેને સોંપવાં જોઇએ. આથી પણ વધારે સબળ કારણ તો એ હતું કે માણસના મરણ પછીજ **ચર્ચ** તેના આખા જીવનનો પૂરો તપાસ કરી તે **સન્ત**ના આદર્શને મળતું હતું કે નહીં તેનો નિર્ણય કરી શકે. જો કોઇ માણસને **સન્ત** ઠરાવવામાં આવે અને ત્યારપછી તેના જીવનમાં ફેરફાર થાય તો મહા અનર્થ થઇ જાય. **'કેથોલિક' ચર્ચે સન્ત**ની કોટિ એટલા ઉંચા પ્રમાણમાં રાખી છે કે તેમાં તે ધર્મના જગદ્‌ગુરુઓમાંથી પણ ઘણા થોડાઓની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. આ **કેથોલિક** ધર્મના આદર્શો તે વખતના યુરોપને માટે ઘણા ઉંચા હતા. તેમાંના કેટલાએક તો ગમે તે

યુગ અને ગમે તે સંસ્કૃતિવાળી પ્રજામાં શ્રેષ્ઠજ ગણાશે. એકજ દાખલો અહીં આપું કે તે ધર્મના પાદરી થનારાઓને જેમ આપણે હિંદુઓને સંન્યાસ ધારણ કરતી વખતે કરવું પડે છે તેમ પોતાની સ્થાવર તેમજ જંગમ મિલ્કત તજવાની (કેટલાક તો તે સર્વ **ચર્ચ**ને અર્પણ કરતા) તેમજ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાની ફરજ છે. અત્યારે પણ કોઈપણ **કેથોલિક** ધર્મના પાદરી અથવા 'નન'ને વાંચનાર મળશે તો તેમને તેમના ધાર્મિક પ્રભાવની છાપ પડયા વિના રહેશે નહીં. ઉપર કહ્યું તેમ આ ધર્મના આદર્શો ઉંચા હતા. તેનો પ્રચાર કરી લોકોનું જીવન આ સૃષ્ટિપર અને દેહ પડી ગયા પછી પણ સુધારવાને ઘણા વિદ્વાન અને સજ્જન માણસો એ ધર્મની કફની ધારણ કરી પોતાનું જીવન **ચર્ચ**ને અર્પણ કરતા. યુગોના યુગો સુધી વિદ્વત્તા, આસ્થા, સૌજન્ય અને જે કાંઇ આપણે જીવનમાં શ્રેષ્ઠ માનીએ છીએ તે બધું આ **કેથોલિક ચર્ચ** અને તેના સેવકોમાં હતું. લોકોને તેના તરફ એટલો બધો પૂજ્ય ભાવ હતો કે તેની ખફા દૃષ્ટિથી સામાન્ય જન તો શું પણ રાજાઓ, મહારાજાઓ, શહેનશાહો અને મોટામાં મોટી રાજકીય સત્તા પણ ધ્રુજતાં. આથી એમ કહેવાનો હેતુ નથી કે સત્તા માત્રમાં જે દુર્ગુણ અને ખામીઓ સમાએલાં છે તે **ચર્ચ**માં ન હતાં. અહીં એટલુંજ સ્પષ્ટ કરવાની જરૂર છે કે તે વખતના લોકોના જીવનના પ્રમાણમાં **ચર્ચ**નું જીવન અને બંધારણ ઉત્તમ હતાં. એનું આખું બંધારણ એક રાજ્ય બંધારણ જેવું હતું. તેના સર્વોપરી ધર્મગુરુ **પોપ રોમ**ના **ચર્ચ**માં બિરાજતા; અને હજી પણ બિરાજે છે. જેમ રાજા પોતાના મંત્રી અને ઉત્તરોત્તર અધિકારીઓ નીમે છે તેમ તે નીમતા; અને જ્યાં અત્યારે "**રોમન કેથોલિક**" ધર્મ પ્રચલિત છે ત્યાં હજુ પણ નીમે છે. **ચર્ચે** હક્ક ધરાવ્યો હતો કે પોતામાં

માત્ર ધાર્મિક સત્તા નહીં પણ રાજકીય સત્તા પણ સમાએલી છે; **પોપ**ના આશીર્વાદ સિવાય કોઇ રાજાનો રાજ્યાભિષેક થઇ શકતો નહીં. **પોપ** પોતે **પ્રભુ**ના પ્રતિનિધિ મનાતા, અને જો કે તેને એક સમિતિ ચુંટતી તોપણ એમ સિદ્ધ મનાતું કે એ ચુંટણી માટે જ્યારે સમિતિ મળે ત્યારે **ઈશ્વર** અથવા તેમની વતી તેમના પુત્ર **ભગવાન ઇસુ ક્રાઈસ્ટ** કોને **પોપ** નીમવો તે વિષે દરેક સભ્યના હૃદયમાં સંદેશ પાઠવે છે અને તેથી મતભેદ કદી થતો નહીં એમ દુનિયા માનતી. જો આ **'કેથોલિક' ચર્ચ**ના અંદર અંદરના ઝગડાને લીધે એ માન્ય સમિતિઓ તરફથી બે જૂદા જૂદા **પોપ** એક વખત નીમાતા, જગદ્‌ગુરુ **પોપ** હંમેશ **પ્રભુ**થી ચુંટાય છે એ માન્યતા હવામાં ઉડી ગઇ ન હોત તો એ સંસ્થાની સત્તા ટકી એથી પણ ઘણો વધારે લાંબો વખત ટકત એમ માનવાને કારણો છે. આ પ્રકારનો **પ્રભુ**નો પ્રતિનિધિ **પોપ** હોવાથી તેણે નીમેલા **ચર્ચ**ના ઉત્તરોતર અધિકારીઓમાં પણ પોતાના દરજ્જાના પ્રમાણમાં **ઈશ્વરી** અંશ હોય છે એમ મનાતું.

ધર્મની કફની ધારણ કરેલા કોઇને પણ મારવો તે બ્રહ્મહત્યા જેવુંજ હતું; અને **ચર્ચ** કહે તેથી. ધર્મને અંગે કાંઇ પણ જૂદો કે વિરૂદ્ધ વિચાર ધરાવવો તે ધર્મહત્યા ગણાતી; ધર્મહત્યા કરવી તે **ઈશ્વર**ની વિરૂદ્ધ હોઈ તે કરનારા **ઈશ્વર**ના પરમ શત્રુ—સેતાનના અનુયાયી ગણાતા. એવા માણસોને સમજાવ્યા છતાં પણ ન માને તો **ચર્ચ** તેમને ધર્મભ્રષ્ટ કરતું. આ ધર્મભ્રષ્ટતાની જાહેરાત **ચર્ચ** તરફથી થઈ તે નાસ્તિક ઠરે, એટલે તે માણસનો રાહુ બરાબર બારમે બેસે. રાજસત્તા અને લોક તેને સેતાન વળગ્યો માની સળગાવીજ દે; કારણ કે એવું માણસ સમાજમાં છુટું ફરે તો બીજા લોકોને પણ ભોળવે અને કદાચ અનર્થો **ચર્ચ** એટલે **પ્રભુ**ની વિરૂદ્ધના થાય.

આ જો ધ્યાનપૂર્વક વાંચશો અને વિચારશો તો દલીલ સરલ અને સીધી છે, તેમાં માન્યતાના મૂળ સિવાય બીજે કયાંય પણ ખામી નથી. **ચર્ચ** બાળવાના દુઃખને નહોતું ચાહતું; એ સજાને માટે તેને દયા ઉત્પન્ન થતી. પણ એક ધર્મવિરોધીથી બીજાં માણસો પણ ભોળવાઈ નર્કમાં પડી અનંતકાળ સુધી રીબાય તેની સરખામણીમાં એક માણસને બાળી નાખવું તે કાંઇ દુઃખ ગણાય નહીં. જો બાળવાને પરિણામે સમાજમાં ફેલાએલી રાક્ષસી માયાને નષ્ટ કરી શકાતી હોય તો તે ઉલટું સારૂં કર્યું ગણાય.

જો આ વાત—એટલે કે સારા અને દયાળુ માણસો પણ ધાર્મિક માન્યતાઓને અંગે પોતે જે કરે છે તે વાજબી અને દયાભરેલું છે, ભલે પછી તે ગમે તેવું હોય, એ વાત—વાંચનાર નહીં સમજે તો **જોઅન**ના જીવન ચરિત્રમાંથી નીકળી આવતું ખરૂં રહસ્ય તેઓ ચૂકશે.

આપણે જોયું કે **જોઅન** માત્ર અઢારેક વરસની ગામડાની છોકરી હોવાથી તેણીએ બાર મહીનાની અંદર જે અણધાર્યાં પરાક્રમો કીધાં તેને લીધે તે વખતના મોટેરાઓ પ્રથમ તેણીથી થાકયા અને પછીથી તેની ઈર્ષા કરવા લાગ્યા. પોતાની બુદ્ધિ અંતે બાળક હોવાથી આ સુસવાતા વાયરાઓને તે સમજી શકી નહીં. જે કર્યું છે તે પોતેજ **ઈશ્વર**ની સહાયથી કર્યું છે અને તેમાં રાજ્યાધિકારીઓ કે ધર્મગુરુઓનો ભાગ નથી એમ તે દેખાડતી. વળી સ્ત્રીએ પુરુપનાં કપડાં પહેરવાં અને બાલ ટુંકા રખાવવા તે **ચર્ચ**ના નિયમો વિરૂદ્ધ હતું, અને આ સાથે વ્યક્તિગત સ્વાતંત્ર્યને પ્રાધાન્ય આપી મને **ઈશ્વર** સંદેશા મોકલે છે એમ કહી, **ઈશ્વર** ઇચ્છા શું છે તે પોતે

જાણે છે એવો હકક ધરાવવાથી મહાશક્તિમાન **ચર્ચ** તેણીની વિરૂદ્ધ થયું. જેમ બુદ્ધિથી રચાએલાં રાજ્ય બંધારણોમાં યોગ્ય અધિકારી કે ખાતા મારફત સિવાય રાજા સાથે કાંઈ પણ વ્યવહાર રાખવા હકક ધરાવી શકાય નહીં તેમ **ચર્ચ**ને એક બાજુ ઉપર રાખી ઈશ્વર સાથે કાંઈ સંબંધ ધરાવી શકાય નહીં, એ પ્રબંધ હતો. જ્યાં સુધી તેણીનો પાસો સીધો પડતો હતો ત્યાં સુધી **ફ્રાન્સ**ના મોટા અધિકારીઓ અને ધર્મગુરુઓ તેણીની તરફની સામાન્ય સીપાઇઓની અને અંગ્રેજોના હાથમાંથી છૂટા થએલા ફ્રેન્ચ લોકોની લાગણીઓથી ડરી, કાંઈ કરી શકયા નહીં. પરન્તુ જ્યારે તેણી થોડા બર્ગંડીઅન સિપાઇઓને હાથે પકડાઈ અને તેણીના કેદખાનાનાં તાળાંઓ ઈશ્વરના ફિરસ્તાએ આવી ખોલી ન નાખ્યાં ત્યારે તો તે માત્ર સામાન્ય સ્ત્રીજ છે એમ દ્રઢ થયું. **ચર્ચે** વિચાર કર્યો કે આ સ્ત્રી જેણે ધાર્મિક બાબતો વિષે તેમજ ધાર્મિક ગુરુઓ વિષે કંઈક કડક લખાણો કરેલાં અને પ્રભુનું નામ લઈ જગદ્‌ગુરુ પોપને પોતાને પણ ઘણું સખત લખેલું; તે જ્યારે દૈવી નથી ત્યારે પિશાચિનીજ હોવી જોઇએ અને એને સંદેશા આપનારો સેતાનજ હોવો જોઇએ. વળી પોતે પોતાની જાતીનો ધર્મ ભૂલી પુરુષનાં કપડાં પહેરી સિપાઇઓ સાથે સૂતી, ફરતી અને બેસતી. આ બધું જોતાં **ચર્ચ**ના કેટલાક કાયદાઓને બાજુ ઉપર મૂકવાની સલાહ આપનાર ઉપર કામ ચલાવી તે નાસ્તિક છે કે નહીં તે નકકી કરવાની **ચર્ચ**ને ફરજ ઊભી થઈ. તેણી ઉપર કામ ચાલ્યું; અંગ્રેજો તો આ ઇચ્છતાજ હતા. એમાંના કેટલાકોએ તો તેણીને દોષિત ઠરાવવા, કોર્ટમાં ઇન્સાફ આપવા બેસનાર ધર્મગુરુને ધમકી પણ આપી. પણ એ માણસ ધર્મિષ્ઠ તેમજ ન્યાયી હતો, તેણે સ્પષ્ટ કહી દીધું કે હું ન્યાયજ કરવાનો છું અને જો તે નિર્દોષ ઠરી તો **ચર્ચ** ઈંગ્લાંડની રાજકીય

સત્તાને હાથે તેનો એકપણ વાળ વાંકો થવા દેશે નહીં. કામ ચાલ્યું અને અધિકારીઓએ **જોઅન** તરફ અસામાન્ય માયાદૃષ્ટિ બતાવી. નવ અઠવાડીઆં સુધી તો તેમના વિદ્વાનોએ તેણીને મનાવવા અનેક પ્રયત્નો કરી જોયા. જ્યારે રિવાજ પ્રમાણે તેણીએ કોર્ટમાં પ્રતિજ્ઞા લેવા સ્પષ્ટ ના પાડી ત્યારે એવા વિરૂદ્ધ થતા લોકોને પ્રાચીન કાળથી ચાલ્યા આવતા, રીબાવી મનાવવાના રૂઢ રિવાજને પણ દયા લાવી બાજુ ઉપર મૂકયો. પણ **જોઅને** તેઓની શિક્ષા સ્વીકારીજ નહીં! અન્તે એને માંડ માંડ સમજણ થઈ કે પુરુષનાં કપડાં પોતે પહેર્યાં તે ખોટું કર્યું હતું એમ જો નહીં સ્વીકારે અને પોતાના દેવનાદોની વાતો પણ ખોટી છે અને સંદેશા મોકલનાર તો સેતાન હતો એમ નહીં સ્વીકારે તો તેણીને નાસ્તિક ઠરાવી બાળી નાખશે. આ ભાન થતાં તેનું મન જરા અચકયું.

**ચર્ચ** તો પોતાનું કહ્યું છેક સુધી માન્ય રાખે નહીં એવાં-નેજ નાસ્તિક ઠરાવતું; પરંતુ જો તે તેમ કરે અને **ચર્ચને** શરણે આવી માફી માગે તો તે સ્ત્રી અથવા પુરુષને **ચર્ચ** પાછું પોતાની છાયા નીચે લઇ તેનું રક્ષણ કરતું. માત્ર, સ્વતંત્ર રહેવાથી એ ફરી ગુન્હો ન કરે તે માટે તેને જન્મકેદ આપવામાં આવતી, અને તે દરમિયાન તેને સર્વ પ્રકારના ધર્મબોધો મળી શકે તેવી ગોઠવણ થતી, જેથી કરીને તે માર્ગ ભૂલેલા માણસને અંધારી કોટડીમાં રહી પૂરૂં પ્રાયશ્ચિત્ત કરવા તક મળે.

આપણી **જોઅને** પ્રથમ તો **ચર્ચની** આજ્ઞા માની અને પોતે પાપ કર્યાં છે એવી કબુલતના દસ્તાવેજમાં સહી પણ કરી આપી પરંતુ અમુક વખત પછી તેનું મન ફરી બદલ્યું. આ વિચાર પલટો ધાર્મિક શ્રદ્ધાને અંગે થયો હોય કે એણે પાપીનું કલંક વ્હોરી આખું

જીવન અંધારી કોટડીમાં ગાળવા કરતાં બળી મરવું ઇષ્ટ માન્યુ હોય તે આપણે જાણતા નથી. ઇતિહાસ એટલી વાત જણાવે છે કે તેણીએ આ વિચાર ફેરવવાના કારણોમાં ટેવ પ્રમાણે દર્શાવ્યું કે પોતાને ઈશ્વિર તરફથી આવતા દેવનાદોએ સલાહ આપી છે કે ઈશ્વિરના સંદેશાઓનો ઇનકાર કરવા કરતાં બળી મરવું ઇષ્ટ છે. આમ કરવાથી નાસ્તિક વૃત્તિ માટે એક વખત માફી ચાહી ફરી નાસ્તિક થવાનો મહાન ગુન્હો તેણે કર્યો હોઇ **ચર્ચે** તેને ધર્મભ્રષ્ટ કરી અને અંગ્રેજોને તો ભાવતુંતું અને વૈદે બતાવ્યું (એટલે **જોઅને** બતાવ્યું) એમ થવાથી તેણીને કાયદેસર બાળી નાખી.

આ ધાર્મિક ખુલાસો વાંચનારાઓ કદાચ **ચર્ચ** વિરૂદ્ધ થશે, પણ **"રોમન કેથોલિક" ચર્ચ**નો ન્યાય પ્રાચીન કે વર્તમાન અદાલતોના ન્યાય કરતાં વધારે સારો હતો. તે ધનિક કે ગરીબ વચ્ચે ભેદભાવ રાખતું નહીં. ગુન્હેગારોનો પક્ષ કરવા વિદ્વાન ધર્મ-ગુરુઓને નીમવામાં આવતા; એટલે કે મોટા ખર્ચ કરવાવાળાઓનેજ સારા વકીલો મળી શકે એવું નહોતું. વળી એ **ચર્ચ**ને જો માલૂમ પડે કે પોતે કાંઈ ખોટું કર્યું છે તો પોતાની ભૂલ સુધારવાને તે કોઈ દિવસ શરમાયું નથી. તેમ એક ન્યાય અપાઇ ગયો એટલે પછી તેની ફરી તપાસજ ન થઇ શકે એવું તેમાં ન હતું. ઉલટું જો વાજબી કારણો રજૂ થાય તો પોતે કરેલા ઠરાવો ફરી ધ્યાનમાં લઈ ન્યાય આપવા કોઈ દિવસ તે અચકાયું નથી. એણે **જોઅન** વિષે પણ એમજ કર્યું છે. પ્રથમ તો ઇ. સ. ૧૪૫૬ માં એટલે કે તેણીને બાળ્યા પછી પચ્ચીસ વર્ષે તે ડાકણ નહોતી એમ ઠરાવ્યું; પણ આ કામમાં કેટલાક રાજકીય વાયરાઓ વાયા હતા; કારણ કે, **ફ્રાન્સ**ના રાજા **ચાર્લ્સ**નો રાજ્યાભિષેક તેણીને હાથે થએલો એટલે ડાકણને

હાથે તાજ પહેરેલા રાજાને લોકોએ અને **ચર્ચે** માન્ય રાખવો કે કેમ તે વિષે શંકાઓ ઉભી થએલી. પણ રાજ્યાભિષેક તો થએલો એક મોટા **ચર્ચ**ના દેવળમાં. ત્યાં મોટા ધર્મગુરુઓ હાજર હતા, અને **પોપે** પોતે આશીર્વાદો મોકલેલા. વળી અંગ્રેજોની હાર થતાં તેઓ **ફ્રાન્સ**ને સાવ છોડી દઈ પોતાના દેશમાં ચાલ્યા ગએલા, અને **ચાર્લ્સ**ની ગાદી પરની સત્તા **ફ્રાન્સ**માં સર્વોપરી થઈ ગઈ હતી, તે વિજયી **ચાર્લ્સ** કહેવાતો. એટલે આ બધા સંયોગોએ ભેળા થઈ તેણી ડાકણ નહોતી એવું ઠરાવવાની ફરજ પાડી. પણ સને ૧૯૦૪ માં વિશેષ એકઠી થએલી હકીકત ઉપરથી **ચર્ચે** તેને **"માનવંતી"** ઠરાવી, સને ૧૯૦૮ માં તેને **"પવિત્ર"** ઠરાવી અને અંતે સને ૧૯૨૦ માં **સન્ત જોઅન**ની પદવીની પ્રતિષ્ઠા થઈ.

આ ઇતિહાસનો ટુંક સાર એ છે કે એક વખત કાયદેસર મહાધર્મ વિરોધી નાસ્તિક ઠરેલ છોકરીની એક દેવ તરીકે સ્થાપના કરી તેને **ચર્ચ** હવે પૂજે છે, અને તે ઉપરથી સમજી શકાશે કે **"કેથોલિક" ચર્ચ** પોતાની ભૂલો કબુલ કરવા તૈયાર છે એટલું જ નહીં પણ યોગ્ય બદલો અને માન આપવામાં પણ પોતાની મોટાઈ માને છે.

## ખુલાસો—અંગ્રેજોના પક્ષનો.

ધાર્મિક ખુલાસામાં જેમ ધર્મગુરુઓનું દૃષ્ટિ બિંદુ સમજવાની જરૂર છે તેમ અંગ્રેજોનો દોષ કાઢનારાઓ માટે પણ કેટલાક ખુલાસાની જરૂર છે.

પ્રથમ તો આપણે એક વાત ધ્યાનમાં રાખવાની એ છે કે દુનિયાની રાજકીય જરૂરીઆતો ધાર્મિક જરૂરીઆતોના જેટલીજ અનિવાર્ય છે. **જોઆને** અંગ્રેજોના પક્ષને શું કર્યું હતું તે આપણે ભૂલવું જોઇએ નહીં. તે દેશના રાજાએ **ફ્રાન્સ**ની ગાદીનો જે હક ધરાવ્યો હતો તે કાંઇ બનાવટી નહોતો. બાપદાદાની મિલ્કત માટે ભાંડરડાંઓ કોરટમાં લડે તેવો આ પ્રશ્ન હતો; અને તેનો ચુકાદો આપવા કોઇ કોરટ ન હોવાથી **ફ્રાન્સ**નું રાજકુટુંબ અને **ઇંગ્લંડ**નું રાજકુટુંબ જે ભાંડરડાંઓ હતાં તે લઢી પડયાં હતાં. પોતાનો એ હક ખાંડાની ધારે સાબીત કરવા **ઇંગ્લંડ** સો વરસથી લડતું આવ્યું હતું અને જ્યારે અર્ધાથી પણ વધારે દેશ પોતાને હાથ થયો હતો ત્યારે **જોઆન** જેવી એક છોકરીએ બાર મહીનાની અંદર તેમની જીતની સ્થિતિ સાવ બદલાવી દીધી. વિશેષ સમજવા માટે આપણા દેશના ઇતિહાસમાંથી દાખલો લેવો હોય તો મને **શિવાજી** અને મોગલ સલ્તનતનો દાખલો નજરે ચડે છે. લગભગ આખા **મહારાષ્ટ્ર** ઉપર બીજાપુર અથવા મોગલ બાદશાહની સત્તા જામી બેસવા આવી હતી ત્યારે **શિવાજી**એ ઝંડો ઉઠાવી કહ્યું કે, "**મહારાષ્ટ્ર** તો મરાઠાઓનુંજ હોઇ શકે." જે ઉત્સાહ **શિવાજી**એ મરાઠાઓમાં રેડયો તેવોજ **જોઆને ફ્રેન્ચ** લોકોમાં રેડયો હતો. જે રાજકીય વસ્તુસ્થિતિ હોય તેને એકાએક ફેરવવા જનારને દૂર કરવાની ફરજ રાજ્ય પર પડે છે. અને જે પ્રમાણે **શિવાજી**ની વિરૂદ્ધ થવાની મોગલ સત્તાને ફરજ પડી હતી તેજ પ્રમાણે **જોઆન** વિરૂદ્ધ થવાની **ઇંગ્લંડ**ની રાજ સત્તાને ફરજ પડી હતી; અને તે દૂર થાય તોજ પોતે ઉગરીને જીતે એ વસ્તુસ્થિતિને લઇને તેઓએ સમયની જરૂરીઆત પ્રમાણે કર્યું હતું. જેમ આપણા જમાનામાં અણ-

સમજુ છોકરાં "બોયકોટ બ્રીટીશ ગુડસ" પોકારતાં ફરતાં તેમ તે જમાનામાં **જોન્અન** વિરૂદ્ધ સિપાઇએ। અને છોકરાંઓએ ઘણી હિલચાલ કરી હતી, પરંતુ ઇંગ્લંડના મોટા લોકોને તેણીના તરફ અંગત દ્વેષ નહોતો. તેઓ તો માત્ર પોતાના હકને આડું આવતું ગમે તે—પછી તે કોઇ લશ્કર હોય, કે ગઢ હોય, કે ઉમરાવ હોય કે કોઈ ગામડાની છોકરી હોય તેને એક તરફ કરી પોતાના હક્કને જાળવી રાખવાના સિદ્ધા માર્ગે જવા ઇચ્છતા હતા.

રાજકીય ખુલાસામાં તે વખતના યુરોપનું—"ફયુડલ સીસ્ટમ" રાજકીય બંધારણ ટુંકામાં આપ્યું છે અને તે ઉપરથી સમજાયું હશે કે ખરી સત્તા રાજાના હાથમાં નહીં પરંતુ ઉમરાવો જેઓ જમીનના ખરા માલીક હતા તેઓના હાથમાં હતી. હવે **જોન્અનનો** રાજકીય સિદ્ધાંત એ હતો કે દેશમાં તો રાજા સિવાય બીજા કોઇની માલીકી કે સત્તા હોવી જોઇએ નહીં, અને એ સિદ્ધાંતને પરિણામે અંગ્રેજ ઉમરાવ વર્ગને તેની વિરૂદ્ધ થવાનાં બે કારણો હતાં. એક તો તેણી તેમના હક્કની વિરૂદ્ધ હતી અને બીજું એ કે પોતાની સત્તા અને જમીન ઉપરનો હક્ક તેઓ **જોન્અનના** કહેવા પ્રમાણે રાજાને અર્પણ કરવા ઇચ્છતા નહોતા. જ્યારે તેણી કેદ પકડાઈ ત્યારે **ફ્રાન્સના** રાજા અને ઉમરાવ જેઓ તેની મદદથી છુટયા હતા તેઓએ તેનો બચાવ કરવા શા માટે લેશ પણ પ્રયત્ન ન કર્યો તેનાં પણ બે કારણો છે. ઉમરાવોને તો તેમાંનું એકજ કારણ લાગુ પડે છે અને તે એ કે તેઓ પણ રાજ્યની બધી જમીન અને સત્તા રાજાને સુપ્રત કરવા ઇચ્છતા નહોતા. એ તો તેમને કેમ રૂચે? પણ **ફ્રાન્સના**

રાજા તેમજ ઉમરાવોએ તેને બચાવવા પ્રયત્ન ન કર્યો તેનું કારણ તો એ હતું કે તેણી "કેથોલિક" **ચર્ચ**ના ગુન્હામાં આવી હતી, અને ધાર્મિક ખુલાસામાં જણાવ્યું છે તેમ **ચર્ચ**ની સત્તા આગળ તો રાજ્યો અને સલ્તનતો ધ્રુજતાં. એ જમાનો એવો હતો કે જો કોઈ માણસ ઉપર નાસ્તિક વૃત્તિનો આક્ષેપ હોય અને તેને વિષેની તપાસનું કામ **ચર્ચ**ની અદાલતથી ચાલતું હોય તેમાં બહારનો માણસ તોહમતદારનો બચાવ કરવા જાય તો પોતે પણ આફતમાં પડે. જો તોહમતદાર નાસ્તિક ઠરે તો એના પક્ષની જુબાની આપનાર પણ એનો અનુયાયી—એટલે સેતાનનો અનુયાયી ઠરી શિક્ષાને પાત્ર થાય. આ કારણને લઇનેજ **ફ્રાન્સ**નો રાજા કે તેના ઉમરાવો તેનો બચાવ કરવા ગએલા નહીં.

આ બધી વસ્તુસ્થિતિને લઇને તપાસ કરતાં સત્ય દેખાઇ આવે છે કે **જોઅને કેથોલિક ચર્ચ**ના કાયદા વિરૂદ્ધ વર્તન કરેલું, તેની ઉપર ઘણીજ ન્યાયી રીતે અને દયા દૃષ્ટિથી **ચર્ચે** પોતાની અદાલતમાં કામ ચલાવેલું, અને તે અદાલતથી તેણી નાસ્તિક ઠરી ધર્મ બહાર કરવામાં આવી હતી. અંગ્રેજોએ તો તેણી પોતાની હદમાં નાસ્તિક ઠરાવવામાં આવી હોઈ એવાં લોકોને તે વખતમાં કાયદેસર જે સજા કરવી પડતી તે કરેલી. જ્યાં સુધી તેણી તેઓના હાથમાં એક લડાઈના કેદી તરીકે હતી ત્યાં સુધી તેઓએ તેને કાંઇપણ શિક્ષા કરી ન હતી.

**જોઅન**ના વિનાશનું રહસ્ય ઘણું ઉંડું અને સમજવા જેવું હોઇ તેને ટુંકામાં ફરી જોઇએ. તેણીનો ધાર્મિક સિદ્ધાંત એ હતો

કે ઈશ્વર અને એક વ્યકિત વચ્ચે કોઇની દખલગીરી હોવી જોઇએ નહીં અને રાજકીય બાબતોમાં તેનો એ સિદ્ધાંત હતો કે રાજા અને પ્રજા વચ્ચે બીજા કોઇની દખલગીરી હોવી જોઇએ નહીં. રાજ્યમાં માત્ર રાજા અને સૃષ્ટિ ઉપર માત્ર **ઈશ્વર** એ બે સિદ્ધાંતોનો આગ્રહ કરવા જવાથી પ્રાચીન કાળથી રાજકીય અને ધાર્મિક અધિકારો ભોગવતા વચલા વર્ગ સાથે કેટલું તીવ્ર ઘર્ષણ થઇ શકે છે તે તો અનુભવીઓ જાણતા હશે. આ **ડોમરેમી**ની બાળાના કેસમાં ઘર્ષણ તો એવું થયું કે તેમાંથી હોળી સળગી અને તે હોળીમાં બીચારી **જોઅન** બળી ગઇ.

નાટક વાંચતાં જણાશે કે તેમાં એક પણ લુચ્ચી કે બદમાશ વ્યકિત નથી. લુચ્ચા ખટપટીઆઓ અને ખીસા કાતરૂઓમાં કાંઇ તફાવત નથી, બન્ને ફોજદારીને લાયક છે. તેઓના જીવન કે ઇતિહાસમાંથી આપણે કાંઇ જ્ઞાન મેળવી શકીએ તેમ નથી. આપણે જે વિચારવાનું છે તે ખટપટીઆઓ કે બદમાશોને અંગેનું નથી. સામાન્ય અને ઇરાદા પૂર્વક કોઇનું બુરૂં ન ઇચ્છતાં હોય એવાં માણસો શું કરે છે એ સાથેજ આપણે સંબંધ છે. જો **જોઅન**ને બાળવાની ક્રિયા સામાન્ય અને નિર્દોષ લોકોના ધાર્મિક ઉત્સાહને પરિણામે ન થઈ હોત તો આ બનાવમાં અને **ટાર્કીઓ**નો ધરતીકંપ જેણે ઘણી છોકરીઓને બાળી નાખેલી તેમાં કાંઇ તફાવત ન હોત. આવાં ખુનોમાં કરૂણા રસ તો એ છે કે તે ખુનીઓને હાથે થયાં નથી. તે બધાં ન્યાયી ખુનો, ધાર્મિક ખુનો છે, અને આ ધર્મ અને ખુન એ પરસ્પર

વિરૂદ્ધ વાત સમજવી એજ ખરૂં જ્ઞાન છે, કારણ કે સજ્જનો કદાચ આવા ખુની બનાવોને સાંભળી રડે પરંતુ દેવો તો મનુષ્યનાં આવાં મૂર્ખાઇ ભરેલાં કામો જોઇ હસે છે.

## તર્ક વિતર્ક.

**જોઅન**ના જીવન ઉપરથી આપણે જે કાંઈ શીખવું હોય તો અંગ્રેજોનો દોષ કાઢવાથી કે ધર્મગુરુઓનો દોષ કાઢવાથી તે થઈ શકે તેમ નથી. જે જમાનામાં તે જીવતી હતી તે જમાનામાં આપણે પણ જો હોત અને તેની ઉપર બેઠેલી કોર્ટમાં આપણે એક એસેસર હોત તો આપણે પોતેજ એને બાળવાનો મત આપત. મૂળ સમજવાની વાત તો આ છે. અત્યારે પાંચસો વરસ પછી તેને ન્યાય આપનાર માણસો વિષે ટીકા કરવી તેજ દેખાડી આપે છે કે તે વખતનાં માણસોનાં હૃદયો અને આપણાં હૃદયોમાં કાંઈ ફેર નથી. ભૂત કાળ અને આ કાળની માન્યતાઓમાં કેટલો-એક ફેર થયો છે, પરંતુ મનુષ્યોનાં હૃદયોમાં ફેર થયો નથી એ વિષે શ્રી જે. પિ. ત્રિવેદી સાથે કેટલીએક વાત થતાં તેમણે સર ઓલીવર લોજે લખેલી હકીકત કહેલી તે જાણવા જેવી છે. સર ઓલી-વરે કહ્યું છે કે "જો કોઈ વિદ્વાન ભૂત કાળની ધર્માંધતા અને ભૂલોની વિરૂદ્ધ તમારી લાગણીઓ ઉષ્કેરી શકે તો ધ્યાન રાખજો કે તેઓ એકાએક તમારા તરફજ આંગળી ચિંધીને ન કહે કે, 'તમે પણ એજ છો'"! **જોઅન** ઉપર કામ ચલાવવા બેસનારા અંદાજે ચાળીસથી સાઠ

કે ઇશ્વર અને એક વ્યક્તિ વચ્ચે કોઇની દખલગીરી હોવી જોઇએ નહીં અને રાજકીય બાબતોમાં તેનો એ સિદ્ધાંત હતો કે રાજા અને પ્રજા વચ્ચે બીજા કોઇની દખલગીરી હોવી જોઇએ નહીં. રાજ્યમાં માત્ર રાજા અને સૃષ્ટિ ઉપર માત્ર **ઇશ્વર** એ બે સિદ્ધાંતોનો આગ્રહ કરવા જવાથી પ્રાચીન કાળથી રાજકીય અને ધાર્મિક અધિકારો ભોગવતા વચલા વર્ગ સાથે કેટલું તીવ્ર ઘર્ષણ થઇ શકે છે તે તો અનુભવીઓ જાણતા હશે. આ ડોમરેમીની બાળાના કેસમાં ઘર્ષણ તો એવું થયું કે તેમાંથી હોળી સળગી અને તે હોળીમાં બીચારી **જોઅન** બળી ગઇ.

નાટક વાંચતાં જણાશે કે તેમાં એક પણ લુચ્ચી કે બદમાશ વ્યક્તિ નથી. લુચ્ચા ખટપટીઆઓ અને ખીસા કાતરૂઓમાં કાંઇ તફાવત નથી, બન્ને ફોજદારીને લાયક છે. તેઓના જીવન કે ઇતિહાસમાંથી આપણે કાંઇ જ્ઞાન મેળવી શકીએ તેમ નથી. આપણે જે વિચારવાનું છે તે ખટપટીઆઓ કે બદમાશોને અંગેનું નથી. સામાન્ય અને ઇરાદા પૂર્વક કોઇનું બુરૂં ન ઇચ્છતાં હોય એવાં માણસો શું કરે છે એ સાથેજ આપણે સંબંધ છે. જો **જોઅનને** બાળવાની ક્રિયા સામાન્ય અને નિર્દોષ લોકોના ધાર્મિક ઉત્સાહને પરિણામે ન થઇ હોત તો આ બનાવમાં અને **ટોકીઓનો** ધરતીકંપ જેણે ઘણી છોકરીઓને બાળી નાખેલી તેમાં કાંઇ તફાવત ન હોત. આવાં ખુનોમાં કરૂણા રસ તો એ છે કે તે ખુનીઓને હાથે થયાં નથી. તે બધાં ન્યાયી ખુનો. ધાર્મિક ખુનો છે. અને આ ધર્મ અને ખુન એ પરસ્પર

વિરૂદ્ધ વાત સમજવી એજ ખરૂં જ્ઞાન છે, કારણ કે સજ્જનો કદાચ આવા ખુની બનાવોને સાંભળી રડે પરંતુ દેવો તો મનુષ્યનાં આવાં મૂર્ખાઇ ભરેલાં કામો જોઇ હસે છે.

## તર્ક વિતર્ક.

**જોઆન**ના જીવન ઉપરથી આપણે જે કાંઈ શીખવું હોય તો અંગ્રેજોનો દોષ કાઢવાથી કે ધર્મગુરુઓનો દોષ કાઢવાથી તે થઈ શકે તેમ નથી. જે જમાનામાં તે જીવતી હતી તે જમાનામાં આપણે પણ જો હોત અને તેની ઉપર બેઠેલી કોર્ટમાં આપણે એક એસેસર હોત તો આપણે પોતેજ એને બાળવાનો મત આપત. મૂળ સમજવાની વાત તો આ છે. અત્યારે પાંચસો વરસ પછી તેને ન્યાય આપનાર માણસો વિષે ટીકા કરવી તેજ દેખાડી આપે છે કે તે વખતનાં માણસોનાં હૃદયો અને આપણાં હૃદયોમાં કાંઈ ફેર નથી. ભૂત કાળ અને આ કાળની માન્યતાઓમાં કેટલો-એક ફેર થયો છે, પરંતુ મનુષ્યોનાં હૃદયોમાં ફેર થયો નથી એ વિષે શ્રી જે. પિ. ત્રિવેદી સાથે કેટલીએક વાત થતાં તેમણે સર ઓલીવર લોજે લખેલી હકીકત કહેલી તે જાણવા જેવી છે. સર ઓલી-વરે કહ્યું છે કે "જો કોઈ વિદ્વાન ભૂત કાળની ધર્માંધતા અને ભૂલોની વિરૂદ્ધ તમારી લાગણીઓ ઉશ્કેરી શકે તો ધ્યાન રાખજો કે તેઓ એકાએક તમારા તરફજ આંગળી ચિંધીને ન કહે કે, 'તમે પણ એજ છો'"! **જોઆન** ઉપર કામ ચલાવવા બેસનારા અંદાજે ચાળીસથી સાઠ

કે ઈશ્વર અને એક વ્યક્તિ વચ્ચે કોઈની દખલગીરી હોવી જોઈએ નહીં અને રાજકીય બાબતોમાં તેનો એ સિદ્ધાંત હતો કે રાજા અને પ્રજા વચ્ચે બીજા કોઈની દખલગીરી હોવી જોઈએ નહીં. રાજ્યમાં માત્ર રાજા અને સૃષ્ટિ ઉપર માત્ર ઈશ્વર એ બે સિદ્ધાંતોનો આગ્રહ કરવા જવાથી પ્રાચીન કાળથી રાજકીય અને ધાર્મિક અધિકારો ભોગવતા વચલા વર્ગ સાથે કેટલું તીવ્ર ઘર્ષણ થઈ શકે છે તે તો અનુભવીઓ જાણતા હશે. આ **ટોમરેસી**ની બાળાના કેસમાં ઘર્ષણ તો એવું થયું કે તેમાંથી હોળી સળગી અને તે હોળીમાં બીચારી **જોઅન** બળી ગઈ.

નાટક વાંચતાં જણાશે કે તેમાં એક પણ લુચ્ચી કે બદમાશ વ્યક્તિ નથી. લુચ્ચા ખટપટીઆઓ અને ખીસા કાતરૂઓમાં કાંઈ તફાવત નથી, બન્ને ફોજદારીને લાયક છે. તેઓના જીવન કે ઇતિહાસમાંથી આપણે કાંઈ જ્ઞાન મેળવી શકીએ તેમ નથી. આપણે જે વિચારવાનું છે તે ખટપટીઆઓ કે બદમાશોને અંગેનું નથી. સામાન્ય અને ઇરાદા પૂર્વક કોઈનું બુરૂં ન ઇચ્છતાં હોય એવાં માણસો શું કરે છે એ સાથેજ આપણે સંબંધ છે. જો **જોઅન**ને બાળવાની ક્રિયા સામાન્ય અને નિર્દોષ લોકોના ધાર્મિક ઉત્સાહને પરિણામે ન થઈ હોત તો આ બનાવમાં અને **ટોકીઓ**નો ધરતીકંપ જેણે ઘણી છોકરીઓને બાળી નાખેલી તેમાં કાંઈ તફાવત ન હોત. આવાં ખુનોમાં કરૂણા રસ તો એ છે કે તે ખુનીઓને હાથે થયાં નથી. તે બધાં ન્યાયી ખુનો, ધાર્મિક ખુનો છે, અને આ ધર્મ અને ખુન એ પરસ્પર

જન સમાજ તો જુલ્મ વૃત્તિથીજ ઘડાએલો છે. તે હંમેશ વ્યક્તિ સ્વાતંત્ર્યને મર્યાદામાં રાખવા ઇચ્છે છે કારણ કે જો દરેક માણસ સ્વેચ્છા પ્રમાણે કરવા જાય તો સમાજની એકત્રતા જાળવી શકાય નહીં. આથી ઘણા અનર્થો થાય છે તેમાં શક નથી. આપણા ઇતિહાસમાં શીખ ગુરુઓને મારવાની ધાર્મિક તેમજ રાજકીય કારણોએ મોગલ બાદશાહો ઉપર ફરજ પાડી હતી. બ્રાહ્મણ અને જૈન ઇતિહાસ પણ એક બીજાની સામેની લડતો વર્ણવે છે, પરન્તુ મોટી રાજસત્તાઓ તેમજ ઉચ્ચ પ્રકારના ધર્મ સ્થાપનારાઓ બધા ખરૂં પૂછાવો તો બળવાખોરોજ હતા. **બુદ્ધ દેવ** કહો કે **મહાવીર** કહો, **ક્રાઇસ્ટ** કહો કે **મહમદ** કહો તે બધાએ જે વસ્તુસ્થિતિ હતી તેને ફેરવવાનોજ નવો ધર્મ ગ્રહણ કરેલો. પરંતુ જો દરેક જણ નવો ધર્મ સ્થાપવા બેસે તો દુનિયામાં કોઈ ધર્મ રહેજ નહીં, અને એ સ્થિતિ મનુષ્ય સ્વભાવ સહન કરી શકે તેમ નથી. ઉપર કહ્યું તેમ લોક હમેશાં પોતાની માન્યતાઓ પ્રમાણેજ વર્તે છે અને તે માન્યતાઓ ઉપરથી ઘડાયેલા ધારા અને રિવાજોથી વિરુદ્ધ થનારાઓનો કાંતો ચિતા, ફાંસી, અથવા કેદખાનાંથી વિનાશ કરે છે.

જ્યારે આપણી માન્યતાઓ જેને અનુસરીને આપણે આપણું જીવન ઘડીએ છીએ તે માન્યતાઓનો યોગ, જોવું હોય તેને પ્રત્યક્ષ દેખાતી, સૃષ્ટિ ઉપર વ્યાપી રહેલી પ્રકૃતિ સાથે થશે ત્યારેજ આપણો ઉદ્ધાર છે, ત્યારેજ આપણા હૃદયોમાં વસતા ઇશ્વરી અંશનો વિકાસ થઇ આપણે ખરાં માણસો બનશું. એ

કેળવાએલા ધર્મગુરુઓએ જે કર્યું હતું તે શુદ્ધ ચિત્તથી કર્યું હતું. એમ જો આપણે, બધી હકીકત જાણ્યા પછી માનીએ નહીં તો **જોઅન** જેવી એક ગામડાની છોકરી જેનો એવો આગ્રહ હતો કે તેના કહેવા મુજબજ રાજાઓ અને ધર્મગુરુઓએ કરવું જોઇએ અને જે તે વખતના કાયદા અને રિવાજોથી વિરૂદ્ધ વર્તતી અને તેના કારણમાં માત્ર પ્રભુની આજ્ઞા છે એટલુંજ કહેતી એ બધું શુદ્ધ ચિત્તથી હતું એમ તેની ઉપર કામ ચલાવનાર ધર્મ-ગુરુઓએ માનવું જોઇતું હતું એવો આગ્રહ આપણાથી કેમ થઇ શકે ?

મુશ્કેલી તો એ છે કે એક તરફથી દુનિયા કાયદા અને નિયમો સિવાય ચાલી શકેજ નહીં, બીજી તરફથી કાયદા-કાનૂનો ફેરવ-વાની હીંમત કરનારા જન્મ ન લે તો દુનિયા આગળ વધી શકેજ નહીં. એક તરફથી મનુષ્ય જાતિના વિચારો કે પ્રવૃત્તિમાં જે કાંઇ સુધારો થયો છે તે આવાં ઝંડો ફરકાવી જીવને જોખમે પણ ધારા, રિવાજ અને માન્યતાઓને તોડનારાઓથીજ થયો છે, બીજી તરફથી નિરાંત અને કાલ સવારે શું થશે તેના ભય સિવાયની મનગમતી સ્થિતિ ભોગવવાનું બની શકે છે તે માત્ર પ્રમાણિક રીતે કાયદા અને રીત રિવાજ પ્રમાણે કામ કરનાર નિર્દોષ માણસોની રોજની મહેનતના પરસેવાનુંજ ફળ છે. તેઓ ન હોય તો વહેવાર ચાલી શકે નહીં. તેમ **જોઅન** કે **લૅટિમર** કે **લુથર** જેવા **સન્ત** પુરુષો ન હોય તો વ્યવહારમાં સુધારોજ થઇ શકે નહીં.

## પુસ્તકનાં ચિત્રો.

આ પુસ્તકનાં નાનાં ચિત્રોમાંનાં ચાર ચિત્રો **કુમારશ્રી ધર્મકુમારસિંહજી**એ કરી આપ્યાં છે. અને બાકીનાં મેં પેન્સીલથી કરી શાહીથી પબ્લીશર્સ પાસે પૂરાં કરાવ્યાં છે. આ ચિત્રો તે વખતના યુરોપનો પહેરવેશ આબેહુબ બતાવતાં હોઇ તેની કેળવણીને અંગેની ઉપયુક્તતા વાંચનાર સમજી શકશે. મને કહેવામાં આવ્યા પ્રમાણે આ પ્રકારનું ખરૂં ઐતિહાસિક દૃશ્ય આ પહેલી વખતજ ગુજરાત પાસે મૂકાય છે. તે સત્ય હોય કે નહીં પણ હું, જેણે ભાવનગરના **મર્હુમ મહારાજા શ્રી ભાવસિંહજી** અને તેઓશ્રીના પુત્રોનાં નિર્મળ જીવનના સહવાસથી જીવનનું કેટલુંક ઉત્તમ સુખ અનુભવ્યું છે, તે તો એમજ ઇચ્છું કે ભાવનગરને તેમજ ગુજરાતને આવાં ઉપયોગી સત્યો જાણવાનું **કુમારશ્રી ધર્મકુમારસિંહજી**ને હાથે પ્રસંગોપાત્ત મળ્યા કરે.

મહુવા, તા. ૨૭-૪-૩૨.

સતયુગને પહોંચવા લોકો પણ સતત પ્રયત્ન કરે છે; પરન્તુ તે ધ્યેયથી આપણે ઘણા દૂર છીએ; એને પહોંચશું કે નહીં એનો પણ શક છે. જો આપણી શ્રદ્ધાનો વિનાશ થયો કે આપણે હિમ્મત હારી ગયા તો જરૂર તે ધ્યેયને પહોંચવાના નથી. દરમિયાન તો આપણે બે બાબતો માટે ઈશ્વરનો ઉપકાર માનવો ઘટે છે. એક તો એ કે લોકસમાજ સામાન્ય રીતે ધારા અને રિવાજોને વળગી રહી શાન્ત જીવન ગાળવા ઈચ્છે છે. પણ ઈશ્વરની મહાન કૃપા તો એ છે કે આ દુનિયા પર તે કોઈ કોઈ વખત એવાં માણસો મોકલે છે કે જેઓ પ્રગતિની ખાતર માન્ય રહેલા પ્રચલિત ધારા અને રિવાજો ખોટા છે એમ દેખાડી નવજીવન સ્થાપવા મથે છે; પછી ભલે આપણે તેઓને ગમે તેટલા રીબાવીએ.

અનંતવાડી,<br>
ભાવનગર,<br>
૩૦–૯–૩૧

**રૉબર્ટ** :—વાહ, તું આવીને કહે છ કે દૂધ નથી અને એમાં વાંક પ્રભુનો કાઢ છ?

**કામદાર**:—પણ, બાપુ! હું શું કરૂં! મારાથી કાંઈ દુઝાશે?

**રૉબર્ટ**:—હેં! શું મશ્કરી ઉડાવ છ?

**કામદાર**:—ના, બાપુ! **ઇશ્વર** સાક્ષી છે. અમારે બધાને આપની જેમ દૂધ વિના ચલાવવું પડે છે. ગાયો દૂઝતીજ નથી.

**રૉબર્ટ** :—એમ! (ઉભા થઈને) હવે હું કહું તે સાંભળ.

**કામદાર** :—( દબાઈ જઈ ) જી હા.

**રૉબર્ટ** :—મને તું કોણ સમજ છ?

**કામદાર** :—આપને હું કોણ સમજું છું, બાપુ?

**રૉબર્ટ** :—( સામે આવતાં ) હા. મને તું કોણ સમજ છ?

**કામદાર** :—અરે બાપુ એ શું બોલ્યા! આપ જાણો છો કે અહીં બધે તો રાજાના કરતાં પણ આપનો હુકમ વધારે ચાલે છે.

**રૉબર્ટ** :—બરાબર. હવે તું કોણ છો તે તું જાણછ?

**કામદાર** :—હું તે કોણ બાપુ? આપે કામદાર કરી મોટો કર્યો છે; નહીં તો હું કોણ?

**રૉબર્ટ** :—( દરેક વિશેષણે એને દિવાલ તરફ પાછો હઠાવતાં) તું મારો કામદાર છો એટલુંજ નહીં **પણ** તને એક વિશેષ પદવીનું પણ માન છે; કારણ કે, તારા જેવો ખરાબ, તારા જેવો નાલાયક, તારા જેવો બકતો અને બડબડતો મૂર્ખ કામદાર આખા **ફ્રાન્સ**માં નથી. ( પાછો ‘ ટેબલ ’ તરફ જાય છે. )

# સન્ત જોઆન.

## પ્રવેશ પહેલો.

**સમય**:—ઇસ્વી સન ૧૪૨૯ના વર્ષની વસંત ઋતુની એક સવાર.

**સ્થળ**:—**ફ્રાન્સના લૉરૈઇન** અને **શામ્પાઇન** તાલુકા વચ્ચે **મ્યુઝ** નદીના કાંઠા ઉપર આવેલ **વોકુલર્ઝ** નામનો ગઢ.

આ ગઢના પહેલા માળનો એક ઓરડો દેખાય છે. તેમાં જમણા હાથ ઉપરની દિવાલ પાસે એક મજબૂત ‘ ટેબલ ’ અને તેની જોડીની ખુરશી છે. ‘ટેબલ’ની નીચે એક ચાર પાયાવાળું ‘સ્ટૂલ’ છે. સામી દિવાલે એક બારી છે જે બહાર નીચેના ચોકમાં પડે છે. ડાબી દિવાલે પણ એક બારી છે અને તે બારી નીચે એક લાકડાની લાંબી પેટી છે. એ બારી વચ્ચેના ખૂણામાં કોઠાનો ભાગ દેખાય છે અને તેને બારણું છે. ખુરશી ઉપર ટેબલે **કેપ્ટન રૉબર્ટ દ બોદ્રીકોર્ટ** બેઠા છે, તે દેખાવડા તેમજ શરીરે તરવરીયા છે, પણ ઇચ્છાશક્તિ વિનાના છે, જે છેલ્લી ખાસીયત તેઓ હમેશના રિવાજ મુજબ પોતાના કામદાર ઉપર ભયંકર ગુસ્સો ઠાલવીને છુપાવવાનો પ્રયત્ન અત્યારે કરી રહ્યા છે. કામદાર એક સાવ દબાઈ ગએલો દુબળો માણસ છે.

**રૉબર્ટ**:—શું ? દૂધ નથી ! દૂધ નથી ! ! બેવકૂફ, દૂધ નથી એમ કહેવાનો અર્થ શો ?

**કામદાર**:—બાપુ ! એમાં કાંઇ મારો વાંક નથી, એ તો ઇશ્વરી કોપ છે.

**રૉબર્ટ**:—વાહ, તું આવીને કહે છ કે દૂધ નથી અને એમાં વાંક પ્રભુનો કાઢ છ?

**કામદારઃ**—પણ, બાપુ! હું શું કરૂં! મારાથી કાંઈ દુઝાશે?

**રૉબર્ટ**:—હેં! શું મશ્કરી ઉડાવ છ?

**કામદાર**:—ના, બાપુ! **ઇશ્વર** સાક્ષી છે. અમારે બધાને આપની જેમ દૂધ વિના ચલાવવું પડે છે. ગાયો દૂઝતીજ નથી.

**રૉબર્ટ**:—એમ! (ઉભા થઈને) હવે હું કહું તે સાંભળ.

**કામદાર**:—( દબાઈ જઈ ) જી હા.

**રૉબર્ટ**:—મને તું કોણ સમજ છ?

**કામદાર**:—આપને હું કોણ સમજું છું, બાપુ?

**રૉબર્ટ**:—( સામે આવતાં ) હા. મને તું કોણ સમજ છ?

**કામદાર**:—અરે બાપુ એ શું બોલ્યા! આપ જાણો છો કે અહીં બધે તો રાજાના કરતાં પણ આપનો હુકમ વધારે ચાલે છે.

**રૉબર્ટ**:—બરાબર. હવે તું કોણ છો તે તું જાણછ?

**કામદાર**:—હું તે કોણ બાપુ? આપે કામદાર કરી મોટો કર્યો છે; નહીં તો હું કોણ?

**રૉબર્ટ**:—( દરેક વિશેષણે એને દિવાલ તરફ પાછો હઠાવતાં) તું મારો કામદાર છો એટલુંજ નહીં પણ તને એક વિશેષ પદવીનું પણ માન છે; કારણ કે, તારા જેવો ખરાબ, તારા જેવો નાલાયક, તારા જેવો બકતો અને બડબડતો મૂર્ખ કામદાર આખા **ફ્રાન્સ**માં નથી. ( પાછો ‘ ટેબલ ’ તરફ જાય છે. )

**કામદાર**:—( પેટી ઉપર બ્હીકથી દબાઈને ) હા બાપુ. આપના જેવા મોટા માણસને હું એવોજ લાગતો હોઇશ.

**રૉબર્ટ** :—(ફરીને) કાંતો એ પણ મારોજ વાંક; કેમ?

**કામદાર**:—( આજીજી કરતો આગળ વધીને ) અરે બાપુ! મારી સાવ સીધી વાતનો પણ આપ અવળો અર્થ કરો છો.

**રૉબર્ટ**:—હું જ્યારે તને પૂછું કે દૂધ કેમ નથી ત્યારે જો ફરી જવાબ દેવા હિંમત કરી કે તું દૂઝી શકતો નથી તો હું તારૂં ડાચું અવળું કરી નાખીશ.

**કામદાર**:—ઓ બાપુ! ઓ બાપુ!

**રૉબર્ટ**:—ના. ઓ બાપુ ઓ બાપુ નહીં, પણ બધું ના બાપુ ના બાપુ છે. મારી ચાર ગાયો આખા **શાૅપાઈન**માં સારામાં સારી દૂધ દેવાવાળી છે ને તું આવીને કહેછ કે દૂધ નથી. એ કોણ ચોરી ગયું? મારો માલ ચોરોને વેચનાર તરીકે અને એક ખોટું બોલનાર તરીકે તને લાત મારીને ગઢ બહાર કાઢું તે પહેલાં જવાબ આપ. કાલ ઈંડાં પણ ઓછાં આવ્યાં હતાં એ યાદ રાખજે.

**કામદાર**:—હું જાણું છું, બાપુ! હું બધું જાણું છું. આજ દૂધ નથી ને ઈંડાંએ નથી. કાલ કાંઇ નહીં હે

મને બપોર પહેલાં ચાર ડઝન ઇંડાં અને અધમણ દૂધ આ ઓરડામાં લાવી આપ નહીં તો તારાં હાડકાં ભાંગી નાખીશ. મને છેતર્યો તો ધ્યાન રાખજે. ( છેવટની વાત કરી દીધી હોય એમ ખુરશી પર બેસી જાય છે. )

**કામદાર**:—બાપુ! હું આપને અરજ કરૂં છું કે દૂધ છે જ નહીં. અને જ્યાં સુધી **પેલી કન્યા** આપણે આંગણે બેઠી છે ત્યાં સુધી આવવાનું પણ નથી. આપ મને મારી નાખશો તોપણ નહીં આવે.

**રૉબર્ટ**:—**કન્યા**? કોઈ છોકરી? એ શું વાત કર છ?

**કામદાર**:—ઓલી, **લોરૈંઇન** તાલુકાવાળી, **ડોમરેમી***ની.

**રૉબર્ટ**:—( એકદમ ગુસ્સે થઈ ઉઠે છે ) બેવકૂફ, નાલાયક! શું એ હજી અહીં છે? મ્હેં ન્હોતું કહ્યું કે એને પાછી પોતાને ઘેર મોકલાવી દેવી અને એના બાપને કહેવરાવવું કે એને એક ઓરડામાં પૂરી લાકડીએ લાકડીએ એનું ગાંડપણ કાઢી નાખે! શું એ હુકમ છતાં એ અહીં છે?

**કામદાર**:—મેં એને જવાનું તો કીધું બાપુ પણ એ નથી જતી.

**રૉબર્ટ**:—મ્હેં તને એને જવાનું કહેવા નો'તું કીધું; મેં એને બહાર કાઢવા હુકમ કર્યો હતો! મારા હુકમનો અમલ કરાવવા તારી પાસે પચ્ચાસ તો હથિયાર બંધ સિપાહીઓ છે અને પંદર વીસ બીજા લોંઠકા નોકરો છે. શું એ બધા એનાથી ડરે છે?

**કામદાર**:—પણ એ છોકરી બહુ હઠીલી છે બાપુ.

---

* **જોઅનનું** ગામ.

**રૉબર્ટ**:—(એને પછવાડે ગરદનેથી પકડી) હઠીલી! હવે જો, હું તને આ દાદરેથી હેઠે ફેંકી દેવાનો છું.

**કામદાર**:—ના, ના, બાપુ. દયા કરો.

**રૉબર્ટ**:—હઠ કરીને તું મને રોકી દે. હઠ કરવો તે સાવ સહેલું છે. ગમે તે ગામડાની છોકરી પણ કરી શકે છે.

**કામદાર**:—(એના હાથમાં સાવ લૂલો બનીને) બાપુ. બાપુ. મને હેઠે ફેંકવાથી એોલી કાંઈ ચાલી નહીં જાય. (**રૉબર્ટ** એને પડતો મૂકે છે અને એ ગોઠણભર જમીન ઉપર પડે છે.) આપ મારા કરતાં ઘણાજ મક્કમ છો; પણ એ પણ એવીજ છે.

**રૉબર્ટ**:—હું તારા કરતાં વધારે જોરાવર છું, મૂર્ખ!

**કામદાર**:—ના બાપુ. આમાં જોરની વાત નથી. આમાં સ્વભાવનો સવાલ છે. ઇ અમારા કરતાં નબળી છે, એક છોકરીમાં તે બળ શું હોય? પણ અમે એને કાઢી શકતા નથી.

**રૉબર્ટ**:—તમે બધા નાલાયક છો, એનાથી ડરો છો.

**કામદાર**:—(બ્હીતો બ્હીતો ઉભો થાય છે) ના બાપુ અમે ડરીએ છીએ તો આપનાથી, પણ એ અમને હિમ્મત આપે છે. એને તો કોઇ જાતનો ભે હોય એમ લાગતું નથી. કદાચ એ આપનાથી ડરી જાય.

**રૉબર્ટ**:—(પોતાનું અનિશ્ચિતપણું દબાવવા, જોરથી) હા; કદાચ. તેણી અત્યારે કયાં છે?

**કામદાર**:—નીચે ચોકમાં. એની ટેવ પ્રમાણે સીપાઈઓ સાથે વાતો કરે છે. એ હમેશાં સિપાઇઓ સાથેજ વાતો કરતી હોય છે. જો ઇશ્વર ધ્યાનમાં બેઠી ન હોય તો.

**રૉબર્ટ**:—ઈશ્વર ધ્યાન? વાહ! તું શું એને ભગત માને છે મૂર્ખા! જે છોકરીઓ હમેશાં સિપાંઈઓની સાથે વાતો કરતી ફરે તે કેવી હોય તે હું જાણું છું. હું એને સમજાવી દઉં. (બારી પાસે જઈ બહાર ચોક તરફ બૂમ પાડે છે) એલી એ—

**એક છોકરીનો સાદ**:—(સ્વચ્છ, મધુર પણ ગામઠી) કોણ હું સાહેબ?

**રૉબર્ટ**:—હા. તું.

**સાદ**:—અને તું કોણ, કિલ્લેદાર?

**રૉબર્ટ**:—હા, ઉછ્રૃંખલ, હું પોતેજ કિલ્લેદાર. ઉપર આવ. (ચોકમાં સિપાઇને) તું એને રસ્તો બતાવ—અને જો કે ઝટ આવે. (બારી છોડીને 'ટેબલ' ઉપરની પોતાની જગ્યા ઉપર રોફથી બેસે છે.)

**કામદાર**:—(રૉબર્ટની ખુરશી પછવાડે ઊભો રહી કાનમાં સમજાવતો હોય તેમ) એને પોતાને જઇને સિપાઈ બનવું છે, એની માગણી એમ છે કે આપ એને સિપાઇનાં કપડાં આપો, બખ્તર, બાપુ. અને તલવાર. સાચું કહું છું.

(**જોઅન** કોઠાના બારણામાં દેખાય છે, તેણી ૧૭ કે ૧૮ વરસની શક્તિવાન ગામડાની છોકરી છે. જમાના પ્રમાણે લાલ રંગનાં ઠીક ઠાક કપડાં પહેર્યાં છે. એનો ચહેરો અસામાન્ય છે. વિશેષ કલ્પનાશક્તિવાળાં માણસોને હોય તેવી તેની આંખો મોટી અને તેની બેયની વચ્ચેનું અંતર પણ મોટું; નાક લાંબું અને ચાટીલું. તેનાં નસકોરાં મોટાં, ઉપલો હોઠ જરા નાનો, પણ બન્ને હોઠ પૂરા અને મોઢું મક્કમ સ્વભાવવાળું. દાઢી સુન્દર અને લડવાના સ્વભાવની. તેણી આતુરતાથી 'ટેબલ' તરફ આવે છે. અંતે તો બોડ્રીકોર્ટ પાસે

પહોંચી, એવો આનંદ એના ચહેરા ઉપર દેખાય છે, અને પરિણામ સારૂંજ આવશે એવી આશાથી ભરપૂર છે. ઠાકોર મોઢું બગાડી ગુસ્સાથી બેઠા છે. આથી તે અચકાતી નથી તેમ લેશમાત્ર ડરતી પણ નથી. એનું બોલવું ઘણુંજ મધુર, ચોક્કસ, મન પિગળાવી નાખનારૂં અને સામે થવાને ન ગમે એવું છે.)

**જોન :**—('કર્ટસી'* કરીને છુટથી) રામ રામ, કિલ્લેદાર દરબાર સાહેબ. કિલ્લેદાર! તમારે મને ઘોડો, બખ્તર અને સિપાઈઓ આપી યુવરાજ પાસે મોકલવી એમ મારા માલેકનો હુકમ છે.

**રૉબર્ટ :**—( અપમાન લાગવાથી ગુસ્સે થઈને) તારા માલેકનો હુકમ? તારો માલેક તે વળી કોણ? એની પાસે જા, ને એને કહે કે હું કાંઈ એનો હુકમબુકમ ઉઠાવતો નથી. હું છું **બોદ્રી-કોર્ટનો** દરબાર, અને મારી પાસે રાજા સિવાય બીજા કોઇનો હુકમ ચાલતો નથી.

**જોન :**—( સમજાવી ધીરજ દેતી હોય તેમ) હા દરબાર, એ બરાબર છે. મારો માલેક બ્રહ્માંડનો રાજા છે.

**રૉબર્ટ :**—અરે આ તો ગાંડી છે. (કામદારને) મને પહેલેથી કેમ ન કહ્યું? બેવકૂફ!

**કામદાર :**—એને ગુસ્સે કરો માં, બાપુ, ગુસ્સે કરો માં; માગે તે આપી એને જવા દો.

**જોન :**—( અધીરાઈથી, છતાં મિત્રતાથી) ઠાકોર! મને સાંભળ્યા પહેલાં બધા મને **ગાંડીજ** માને છે; પણ ઈશ્વરની ઇચ્છા એમ છે કે એણે મને જે સૂઝાડ્યું છે તે તમારે કરવું.

* યુરોપની સ્ત્રીઓની માન આપવાની રીત.



**રૉબર્ટ**:—હું હવે હુકમ કરવાનો છું.
(**વોકુલર્જના** ગઢમાં.)

રૉબર્ટ :—( ખૂબ આશ્ચર્યથી ) **ઓલીયોનો** ઘેરો ઉઠાડવા!!

**જોઅન** :—(સરલતાથી) હા, દરબાર! પ્રભુ મને એ કામને માટેજ મોકલે છે. સારા અને મને સારી રીતે રાખે એવા ત્રણ માણસો મારી સાથે મોકલશો તો ચાલશે. એવાએ મારી સાથે જવાની હા પણ પાડી છે. **પોલી** અને જેક અને—

રૉબર્ટ :—**પોલી**! અરે ઉદ્ધત છોકરી, શું તું ઠાકોર **બર્ટ્રાન્ડ** દ. **પોલીન્જીને** મારે મોઢે **પોલી** કહી બોલાવ છ?

**જોઅન** :—( સાદાઈથી ) એના મિત્રો તો એને એ નામથીજ બોલાવે છે, દરબાર! અને એને બીજું નામ છે તે હું જાણતી નહોતી. વળી જૅક—

રૉબર્ટ :—એ કોણ? **મેટ્ઝના** ઠાકોર **જહોન** કે?

**જોઅન** :—હા, દરબાર. જૅક તો બહુ ખુશીથી આવશે. એ બહુ સારા માણસ છે. એ મને ગરીબોને દેવા પૈસા આપે છે. વળી હું ધારૂં છું કે **જહોન ગોડસેક** અને તિરન્દાજ ડિક અને તેમના નોકરો પણ આવશે. આપને તો કાંઈ તકલીફ લેવાની નથી, દરબાર. બધી ગોઠવણ થઈ ગઈ છે. વાટ માત્ર તમારા હુકમનીજ જોવાય છે.

રૉબર્ટ :—( આ આગ્રહી પણ નિર્દોષ વાણીના પ્રવાહથી આશ્ચર્ય પામી તેમજ પોતાની જાણ બહાર આ બધું થઈ ગયું છે તે સાંભળી ખફા થઈ) આ તે શું કાંઇ ખટપટ છે કે મારા ઉપર દૈવી કોપ છે?

**જોઅન** :—( ઘણાજ માધુર્યથી ) જરાય નહીં, દરબાર. **ઈશ્વર** ઘણો દયાળુ છે. અને પુણ્ય શ્લોક ઋષિઓ—**સન્ત કેથેરીન** અને

**માર્ગરેટ,** જેઓ મારી જોડે હમેશાં વાતો કરે છે. ( **રૉબર્ટ** ચકિત થઈ મોઢું ફાડી રહે છે ) તેઓ તમારી રક્ષા કરશે. તમે તો તરી જશો; અને તમારૂં નામ મારા સૌથી પહેલા મદદગાર તરીકે અમર રહેશે.

**રૉબર્ટ**:—( પોતાને છુટવાને નવો રસ્તો સૂઝવાથી કામદારને ) શું, આ ઠાકોર **પોલીન્જી**ની વાત ખરી છે ?

**કામદાર**:—(આતુરતાથી) જી, હા. અને **મેટ્ઝના** દરબારની વાતે ખરી છે. એ બેય એની સાથે જાવા ઇચ્છે છે.

**રૉબર્ટ**:—(વિચારમાં પડીને) ઊંહ્. ( બારી પાસે જઈ બહાર બૂમ પાડે છે) અરે કોઈ છે ? ઠાકોર **પોલીન્જી**ને મારી પાસે મોકલો. ( પાછો ફરી **જોઅન**ને ) બહાર જઈ ચોકમાં વાટ જો.

**જોઅન**:—(હસતે મુખે) બહુ સારૂં દરબાર. (જાય છે.)

**રૉબર્ટ**:—(કામદારને) અને કમઅકલી, તું સાથે જા ! નજીકમાં રહે જે, અને એની ઉપર નજર રાખજે. હું ફરી એને બોલાવીશ.

**કામદાર**:—બાપુ ! એને જરૂર બોલાવજો, આપણી સરસમાં સરસ ગાયું અને સરસમાં સરસ કૂકડાંનો વિચાર કરજો અને—

**રૉબર્ટ**:—અને તું મારા જોડાનો વિચાર કરી તારા વાંસાને દૂર રાખજે ! ( કામદાર ઝડપથી ચાલ્યો જાય છે ત્યાં તેને બારણાં પાસે **બર્ટ્રાન્ડ દ. પોલીન્જી** સામા મળે છે. તે એક કસાએલ ફ્રેન્ચ લડવૈયો છે. ઉંમર આશરે ૩૫ વરસની, એણે લશ્કરી કોઠારમાં કામ કરેલ છે. સ્વભાવે પોતાના વિચારમાં રહે-

વાની ટેવ હોવાથી કોઇએ બોલાવ્યા સિવાય ક્વચિતજ બોલે છે. જવાબ આપે તે પણ ધીમેથી અને હઠપૂર્વક; એટલે સ્વ-આગ્રહી, તાણીને બોલનાર, માત્ર બહારથીજ કામઢો દેખાતો અને ખરી રીતે તો દૃઢતારહિત **રૉબર્ટ**ના સ્વભાવથી આ **પોલીન્જી** સાવ ઉલટા સ્વભાવનો છે. કામદાર એને અંદર આવવા રસ્તો દઈ પલાયન કરે છે. **પોલીન્જી** સલામ કરી હુકમની રાહ જુએ છે.

**રૉબર્ટ**:—( સારી રીતે ) આ કાંઈ નોકરીને અંગે નથી, **પોલી**! માત્ર એક મિત્ર તરીકે વાત કરવી છે. બેસ. ( પગેથી ઠેલું મારી 'ટેબલ' નીચે પડેલું 'સ્ટૂલ' એને બેસવા આપે છે. **પોલીન્જી** આરામથી અંદર આવી 'સ્ટૂલ'ને 'ટેબલ' અને બારીની વચ્ચે મૂકી વિચાર કરતો બેસે છે. **રૉબર્ટ** અર્ધો 'ટેબલ' ઉપર બેસી મિત્ર તરીકે વાત શરૂ કરે છે.)

**રૉબર્ટ**:—હવે સાંભળ, **પોલી**! મારે તને તારા બાપની મારફક સલાહ આપવી પડશે. ( **પોલીન્જી** ગંભીર મીંઢાઇથી તેની સામું એક ક્ષણ જુવે છે પણ કાંઈ બોલતો નથી.) વાત આ છોકરી વિષે છે. હવે, મેં એને જોઈ છે. પ્રથમ તો એ ગાંડી છે, પણ એનું કાંઈ નહીં. બીજી વાત તો એ કે એ લોકવર્ણની છોકરી નથી પણ એના કરતાં જરા ઠીક સંબંધવાળી છે, એ વાત ખાસ વિચારવા જેવી છે. હું એ જાતનાં માણસોને બરાબર ઓળખું છું. ગઈ સાલ એ છોકરીનો બાપ પોતાના ગામ તરફથી અરજ હેવાલ કરવા અહીં આવ્યો હતો. એ ત્યાંના મોટેરામાં ગણાય છે. ત્યાં એને જમીન છે; ગરાસ નહીં. એમાંથી કમાય છે અને એમાંજ એનું ગુજરાન છે. એ સાવ લોક ન ગણાય. એના નજીકના સગાંમાંથી કોઇ વકીલ કે ચર્ચમાં પાદરી હોવાનો સંભવ છે. એવા લોકો

સામાજિક રીતે તો કાંઈ હિસાબમાં ન ગણાય પણ તેઓ અમલદારોને તો બહુજ હેરાન કરી શકે; એટલે કે અહિંયા મને હેરાન કરી શકે. હવે; ચાલ તને યુવરાજ પાસે લઇ જઇએ એમ ભોળવી એ છોકરીને અહીંથી લઇ જવી એ તમને તો સાવ સહેલી વાત લાગતી હશે. પણ જો તમારાથી એને ઇજા થઇ તો મારે ઉપાધિના પાર નહીં રહે. એના બાપનો માલેક હું હોવાથી એ છોકરીનું રક્ષણ કરવાની જવાબદારી મારી છે. એટલે આપણી ભાઇબંધી રહેવી હોય તો રહે અને જાતી હોય તો જાય, **પોલી,** પણ એને હાથ અડાડવાનો નથી.

**પોલીન્જી**:—( સખત ગંભીરતાથી ) જો મને **ઇસુની** મા દેવી **મેરીને** માટે એવો વિચાર આવી શકે તોજ એવો વિચાર હું આ છોકરી માટે કરી શકું.

**રૉબર્ટ**:—( ‘ટેબલ’ ઉપરથી ઉતરી જઈને ) પણ એ તો કહે છે કે તું અને જૅક અને ડિક એની સાથે જવા તૈયાર છો. એ શા માટે? શું તમે બધા એની યુવરાજ પાસે જવાની ગાંડી વાતોમાંથી કાંઇ વળે એમ માનો છો?

**પોલીન્જી**:—( ધીમે અને વિચારપૂર્વક ) એ **કન્યામાં** કાંક છે!! તમે જાણો છો કે નીચે ચોકી ઉપરના કેટલાક જણનાં વાણી અને વિચાર ઘણાં બીભત્સ છે, પણ ત્યાં એ સ્ત્રી છે એ વિષે એક શબ્દ પણ બોલાયો નથી. એની પાસે ભૂંડું બોલવાનું પણ બંધ થઈ ગયું છે. એમાં કાંક છે,—કાંક છે—અજમાવવા જેવું તો લાગે છે.

**રૉબર્ટ**:—જા રે જા. જરા વિચાર તો કરી જો. હું જાણું છું કે તારામાં અક્કલ જરા ઓછી છે; પણ આતો જરા વધારે પડતું ( તિરસ્કારથી પાછો ફરે છે ) થાય છે.

**પોલીન્જી**:—(નિશ્ચલ) અક્કલમાં શું ફાયદો છે? જો આપણામાં અક્કલ હોત તો આપણે અંગ્રેજ રાજા અને બર્ગંડીના ડ્યૂક જોડે ક્યારનાએ ભળી ગયા હોત. છેક **લ્વાર** નદી સુધીના આપણા અરધો અરધ દેશના ધણી તો તેઓ છે; **પેરીસ** એમના હાથમાં છે. આ ગઢ પણ તેમના તાબામાં છે. તમે જાણો છો કે **બેડફર્ડ**ના દરબારને આપણે તેને શરણ કરવો પડયો હતો, અને કોલ કરારને અંગેજ તેનો કબજો અત્યારે તમારા હાથમાં છે. યુવરાજ એક છછુંદરની જેમ **શિનોં**મા ભરાઈ ગયો છે; ફેર માત્ર એટલોજ કે તેને છછુંદર જેટલી કરડવાની પણ હિમ્મત નથી. વળી એ ખરેખર યુવરાજ છે કે નહીં એની પણ આપણને ખાતરી નથી. એની મા તો કહે છે કે એ નથી. વિચાર કરી જુઓ; રાણીએ પોતે પોતાના દીકરાના ઔરસપણાનો ઈન્કાર કર્યો છે. આપ વિચાર તો કરી જુઓ.

**રૉબર્ટ**:—પણ ભાઈ! એણે પોતાની દીકરી અંગ્રેજ રાજાને દીધી છે. એનો તારાથી વાંક કાઢી શકાય?

**પોલીન્જી**:—હું કોઈનો વાંક કાઢતો નથી પણ એની આ મુત્સદ્દી ચાલને લીધે યુવરાજની સ્થિતિ સાવ બેહાલ થઈ ગઈ છે, એ વાત આપણાથી કેમ ભૂલાય? અંગ્રેજો **ઓર્લીયાં** જરૂર લેશે; **દાસીપુત્ર** તેઓને અટક[illegible] નથી.

કરી શકે તેમ નથી, અને હું આપને ખાત્રીથી કહું છું કે કાંઈક દૈવી ચમત્કાર સિવાય આપણો પક્ષ હવે બચી શકવાનો નથી.

**રૉબર્ટ**:—એ દૈવી ચમત્કારોની વાતો બધી ઠીક છે, **પોલી** ! પણ મુશ્કેલી માત્ર એટલીજ કે આ જમાનામાં એ થતા નથી.

**પોલીન્જી**:—હું પણ આજ સુધી એમજ માનતો હતો; પણ હવે મને એટલી ખાત્રી નથી. ( ઉભો થઈ વિચાર કરતો બારી તરફ જાય છે. ) એ તો ગમે તેમ હોય. આ સમય એવો છે કે આપણે એક પણ તક જવા દેવી જોઇએ નહીં. (ઊંડા વિચારથી) આ છોકરીમાં કાંક છે, કાંક છે !

**રૉબર્ટ**:—ઓ ! ત્યારે તું એમ માન છ કે આ છોકરી દૈવી ચમત્કારો કરી શકે તેમ છે ?

**પોલીન્જી**:—મને તો છોકરી પોતેજ એક દૈવી ચમત્કાર લાગે છે. વળી આપણી આગળ તો આ એકજ છેલ્લો પાસો રહ્યો છે. રમત જતી કરવા કરતાં એને અજમાવી જોઇએ તો શું ખોટું છે ? ( કોઠા તરફ ફરે છે. )

**રૉબર્ટ**:—(ઢચુપચુ થતાં) તું ખરેખર એમ માન છ ?

**પોલીન્જી**:—( સામો ફરીને ) બીજું કાંઈ માનવાનું રહ્યું છે ?

**રૉબર્ટ**:—( પાસે જઈને ) મારી વાત સાંભળ **પોલી** ! જો તું મારી જગ્યાએ હો તો તું ઘોડા માટે આવી કોઈ છોકરીને તારી પાસેથી સોળ ફ્રાંક પડાવી જવા દે ?

**પોલીન્જી**:—ઘોડાની કિંમત હું આપીશ.

**રૉબર્ટ**:—તું આપીશ ?

**પોલીન્જી**:—હા, હું મારા અભિપ્રાયને ટેકો આપવા તૈયાર છું.

**રૉબર્ટ**:—હેં? શું તું આવી ખોટી આશા ઉપર સોળ ફ્રાંક જેટલી મોટી રકમનું જોખમ વોરી લે?

**પોલીન્જી**:—એ જોખમ છેજ નહીં.

**રૉબર્ટ**:—જોખમ નહીં તો શું?

**પોલીન્જી**:—એ ચોક્કસ વાત છે. એની વાણી અને એની પ્રભુ પ્રત્યેની અડગ શ્રદ્ધાથી મારૂં મન તો સળગી ઉઠ્યું છે.

**રૉબર્ટ**:—( હોઠથી સીટી મારતાં ) ફ્યૂહ, તું પણ એના જેવો ગાંડો દેખાય છે.

**પોલીન્જી**:—( જીદ્દથી ) અત્યારે થોડાક ગાંડાઓની જરૂર છે. ડાહ્યાઓને હાથે આપણી શી દશા થઈ છે તે તો આપ જુઓ છો.

**રૉબર્ટ**:—( તેની દંભી અને ઉપલક દૃઢતા ઊડી જાય છે ) મને બધાય ગાંડો ગણશે; તોપણ તારી જો ખાત્રી હોય—

**પોલીન્જી**:—જો તમે મને અટકાવો નહીં તો **શિનોં** લઈ જવા જેટલી મને ખાત્રી છે.

**રૉબર્ટ**:—લે, એ તો કાંઈ ઠીક નહીં; તું તો બધી જવાબદારી મારે માથે નાખ છ.

**પોલીન્જી**:—આમેંય બધી રીતે જવાબદારી તો તમારા ઉપરજ છે.

**રૉબર્ટ**:—હા, એજ મુશ્કેલી છે ને. મારે શું નક્કી કરવું? આમાં મારી મુંઝવણનો તને ખ્યાલજ નથી આવતો. ( **જોઅન**

કદાચ શું માર્ગ લેવો તેનો રસ્તો બતાવશે એવી ઊંડી આશાથી એકાએક ) તને લાગે છે કે મારે એની સાથે ફરી વાત કરવી જોઈએ ?

**પોલીન્જી** :—( ઉભો થઈને ) હા. ( બારી પાસે જઈ બોલાવે છે ) **જોઅન** !

**જોઅનનો અવાજ** :—કેમ **પોલી**, એ આપણને જવા દેશે ?

**પોલીન્જી** :—અહીં આવ. ઉપર આવ. ( **રૉબર્ટ** તરફ ફરીને) તમારે એકલાં વાત કરવી હોય તો હું જાઉં.

**રૉબર્ટ** :—ના. અહીં રહીને મને ટેકો આપ.

(**પોલીન્જી** પેટી ઉપર બેસે છે ; **રૉબર્ટ** પોતાની ખુરશી પાસે પાછો જાય છે, પણ વધારે રૂઆબદાર લાગે માટે છાતી કાઢી ઊભો રહે છે. **જોઅન** હરખના સમાચાર લઈ આવતી હોય તેમ આવે છે.)

**જોઅન** :—**જૅક** ઘોડાનો અરધો ખરચ આપવા તૈયાર છે.

**રૉબર્ટ** :—હેં ! ( પોતે અને પોતાની છાતી બેસી જાય છે.)

**પોલીન્જી** :—( ગંભીરતાથી ) બેસ, **જોઅન** !

**જોઅન** :—( જરા અચકાઈને અને **રૉબર્ટ** સામું જોઈ) બેસું ?

**રૉબર્ટ** :—(હુકમથી) તને કહે તેમ કર. ( **જોઅન** 'કર્ટસી' કરી બે જણા વચ્ચેના 'સ્ટૂલ' ઉપર બેસે છે. **રૉબર્ટ** પોતાના મનની મુંઝવણ છુપાવવા કડક થાય છે.)

**રૉબર્ટ** :—તારૂં નામ શું છે ?

જોઅન :—(છુટથી) લૉરેઈનમાં તો હંમેશ મને જેન્ની કહે છે. અહીં ફ્રાન્સમાં હું જોઅન છું. પણ સિપાઈઓ મને કન્યા કહીનેજ બોલાવે છે.

રૉબર્ટ :—તારી અટક શું છે?

જોઅન :—અટક? એ શું? મ્હારા બાપુ પોતાનું નામ કેટલીક વાર દાર્ક આપે છે. પણ એ હું કાંઈ સમજતી નથી. તમે મારા બાપુને મળ્યા છો. તે—

રૉબર્ટ :—હા, હા. મને યાદ આવે છે. હું ધારૂં છું કે તું લૉરેઈન તાબે ડોમરેમીથી આવ છ.

જોઅન :—હા. પણ એમાં શું? આપણી બધાની ભાષા તો ફ્રેન્ચ છે.

રૉબર્ટ :—તારે સવાલો પૂછવાના નથી. તારે જવાબો દેવાના છે. તારી ઉંમર શું છે?

જોઅન :—મને બધા સત્તર કહે છે, પણ ઓગણીશે હોય. મને યાદ નથી.

રૉબર્ટ :—તેં હમણાં કહ્યું કે સન્ત કેથેરીન અને સન્ત માર્ગરેટ તારી સાથે હંમેશાં વાત કરે છે; એનો અર્થ શું?

**રૉબર્ટ**:—પણ તું તેમને ચોકખાં જોઇ ને ? અને હું જેમ તારી સાથે વાત કરૂં છું તેમ તેઓ તારી સાથે વાત કરે છે ને ?

**જોઅન**:—ના, એ તો સાવ જૂદુંજ છે. એતું હું તમને કાંઇ નહીં કહી શકું તમારે મારી સાથે મારા દેવનાદો વિષે વાત કરવાની નથી.

**રૉબર્ટ**:—પણ એ દેવનાદો એટલે તું શું કહેવા માગછ ?

**જોઅન**:—મારે શું કરવું એ કહેતા નાદો મને સંભળાય છે ; તે નાદો **ઇશ્વર** તરફથી આવે છે !

**રૉબર્ટ**:—એ તો તારા મગજમાંથી આવે છે !

**જોઅન**:—હાસ્તો. **પ્રભુ**ને આપણને જે કહેરાવવું હોય તે એમજ કહેવરાવે ને ?

**પોલીન્જી**:—ક્રીસ્ત અને મ્હાત !

**રૉબર્ટ**:—બિલકુલ નહીં. (**જોઅનને**) ત્યારે શું **પ્રભુ** એમ કહે છે કે તારે **ઓર્લીયાં**નો ઘેરો ઉઠાડવો ?

**જોઅન**:—હા. અને **રૂહીમ્સ**ના દેવળમાં યુવરાજનો રાજ્યાભિષેક કરવો.

**રૉબર્ટ**:—( હેબત ખાઈને ) યુવરાજનો રા.......................................ઓ ! !

**જોઅન**:—અને અંગ્રેજોને **ફ્રાન્સ** છોડવાની ફરજ પાડવી.

**રૉબર્ટ**:—( સાવધાન થઇ વ્યંગમાં ) અને બીજું કાંઈ ?

**જોઅન** :—( મધુરતાથી ) ના બસ. હાલ તો એટલુંજ દરબાર.

**રૉબર્ટ** :—મને એમ લાગે છે કે તારે મન કોઇ ગામનો ઘેરો ઉઠાડાવો તે વાડામાંથી ગાયને તગડવા જેટલુંજ સહેલું હશે. તું શું એમ માન છ કે સિપાઈગીરી તો ગમે તે કરી શકે?

**જોઅન** :—જો ઈશ્વર આપણી તરફ હોય, અને આપણે આપણી જીંદગી એના ચરણમાં ધરવાને તૈયાર હોઇએ, તો મને એ કામ કાંઈ બહુ મુશ્કેલ લાગતું નથી. પણ ઘણાખરા સિપાઇઓ તો બહુ ભોળા હોય છે.

**રૉબર્ટ** :—ભોળા ! તેં કોઈ દિવસ અંગ્રેજ સિપાઈઓને લડતાં જોયા છે?

**જોઅન** :—એ ગમે તેવા હોય તોપણ છે તો માણસોને. **પ્રભુ**એ એમને આપણા જેવાજ બનાવ્યા છે; પણ તેણે તેઓ-ને પોતાનો દેશ અને પોતાની ભાષા આપી છે, અને તેઓ આપણા દેશમાં આવીને રહે અને આપણી ભાષા બોલવા કરે એમ **પ્રભુ** ઇચ્છતો નથી.

**રૉબર્ટ** :—આવા બધા ખોટા વિચારો તને કોણે શીખવ્યા? તું શું નથી જાણતી કે સિપાઇઓ તો બધા પોતાના 'ફ્યૂડલ' ઉમરાવોને તાબે છે, અને તે 'ફ્યૂડલ' ઉમરાવ **બર્ગન્ડી**નો ડ્યૂક હોય, કે **વિલાયત**નો રાજા હોય, કે **ફ્રાન્સ**નો રાજા હોય એ સાથે સિપાઈઓને કે તારે કાંઈ લેવા દેવાજ નથી? એ ભાષા કઈ બોલે છે એને મારી આ કાયદેસર વાતની સાથે શો સંબંધ છે?

**જોઅન:**—એ બધી વાતો હું નથી સમજી શકતી. હું તો એટલુંજ જાણું કે આપણે બધાં બ્રહ્માંડના નાથની પ્રજા છીએ. આપણે આપણા દેશોને અને ભાષાઓને વળગી રહીએ તે ખાતર તો એણે જૂદા જૂદા દેશો અને જૂદી જૂદી ભાષા ઘડી છે. એમ જો ન હોય, અને આપણે બધા એકજ હોઈએ અને ગમે ત્યાં જઈ શકાય તેમ હોય, તો અંગ્રેજોને લડાઈમાં મારવા તે મોટું પાપ ગણાય, અને દરબાર! તમે પોતે નરકમાં પડો. આપણે આપણા 'ફ્યૂડલ' ઉમરાવ તરફની ફરજ બજાવવાનો વિચાર કરવાનો નથી; પરંતુ **પ્રભુ** તરફ આપણી શી ફરજ છે તે વિચારવાનું છે.

**પોલીન્જી:**—એ બધું નકામું છે **રૉબર્ટ**! એ માર્ગે તો દરેક વખત એ તમને મૂંગા કરી દેશે.

**રૉબર્ટ:**—એમ કે? જોઈ લેશું. (**જોઅનને**) આપણે અત્યારે **પરમેશ્વરની** વાત કરતા નથી. આપણે આ દુનિયાની વહેવારૂ વાત કરીએ છીએ. હું તને ફરીથી પૂછું છું, છોકરી! કે તેં કોઈ દિવસ અંગ્રેજ સિપાઈઓને લડતાં જોયા છે? તેં એમને કોઈ વખત દેશને બાળી, લુંટીને વેરાન કરતાં જોયા છે? તેં એના બ્લેક પ્રિન્સ, કે જે સેતાનથી પણ વધારે સેતાન હતો, એની કાંઈ વાતો સાંભળી નથી? કે અંગ્રેજ રાજાના બાપની વાતો સાંભળી નથી?

**જોઅન:**—(આંગળી ઉંચી કરી શીખામણ દેતાં) તારે બ્હીવું ન જોઈએ, હો **રૉબર્ટ**!

**રૉબર્ટ:**—(ગુસ્સેથી) અરે, બેવકૂફ! હું બ્હીતો નથી; અને મને **રૉબર્ટ** કહીને બોલાવવાની તને કોણે છુટ આપી છે?

**જોઅન** :—ભગવાનના **ચર્ચ**માં તારું એજ નામ પાડવામાં આવ્યું છે. બીજાં બધાં તમારાં નામો છે તે કાંતો પિતા, ભાઈ[૧] કે બીજા કોઈનાં છે?

**રૉબર્ટ** :—હા.

**જોઅન** :—મારી વાત સાંભળો, દરબાર : **ડોમરેમી**માં અમારે અંગ્રેજ સિપાઈઓથી બચવા બીજે ગામ ભાગી જવું પડયું હતું. તેઓમાંથી ત્રણ ઘાયલ જણ પાછળ રહી ગયા હતા. આ ત્રણ બિચારા [૨]**ગોડેમ્ઝ** સાથે મારે સારી ઓળખાણ થઈ'તી. તેઓમાં મારાથી અર્ધું પણ જોર નહોતું.

**રૉબર્ટ** :—તેઓ **ગોડેમ્ઝ** શા માટે કહેવાય છે તે તું જાણ છ?

**જોઅન** :—ના. બધા એમને ગોડેમ્ઝજ કહે છે.

**રૉબર્ટ** :—એનું કારણ તો એ છે કે તેઓ વારંવાર અપશબ્દ ઉચ્ચારે છે કે **પ્રભુ** ભલે તેમને નર્કમાં નાખે. એમની ભાષામાં 'ગોડેમ' નો અર્થ એ થાય છે. બોલ, તને તે ટેવ કેવીક ગમે છે?

**જોઅન** :— **ઈશ્વર** તેઓ ઉપર દયા રાખશે. અને જે દેશ એમને માટે સર્જાયો છે, અને જેને માટે એમને સર્જ્યા છે, ત્યાં તેઓ પાછા જશે ત્યારે તેઓ ઈશ્વરનાં ડાહ્યાં છોકરાં થઈને રહેશે. મેં બ્લૅક પ્રિન્સની વાતો સાંભળી છે. જે ઘડીએ તેણે આપણી દેશભૂમિ ઉપર પગ મૂકયો કે તેજ ઘડીએ સેતાને એનામાં પ્રવેશ કરી એને કાળો સેતાન બનાવી દીધો. પણ જે દેશ ઈશ્વરે એને માટે બનાવ્યો છે ત્યાં તે ઘણો સારો હતો. હંમેશ એમજ થાય

૧ ક્રિશ્ચિયન છોકરાઓનાં નામ **ચર્ચ**નાં દેવળોમાં પાડવામાં આવે છે. એક એનું પોતાનું નામ અને બીજાં સગાં સંબંધીઓનાં નામ અપાય છે.

૨ ગોડ ડેમ (god damn).

છે. જો **ઈશ્વર**ની ઇચ્છા વિરૂદ્ધ **ઇંગ્લંડ**ને સર કરવાના ઇરાદાથી હું તે દેશમાં જાઉં અને ત્યાં વાસ કરી ત્યાંની ભાષા બોલવા પ્રયાસ કરૂં તો મારામાં પણ સેતાન પેસી જાય; અને હું જ્યારે ઘરડી થાઉં ત્યારે મેં કરેલાં દુષ્ટ કૃત્યોનો વિચાર કરતાં મારૂં મન કંપી ઉઠે.

**રૉબર્ટ**:—કદાચ, પણ જેમ તું વધારે સેતાની હો તેમ વધારે સારૂં લઢી શક એમાં શંકા નથી. એને લીધેજ **ગોડેમ્ઝ ઓલીયેં** લેશે અને તારા જેવાં દસ હજાર માણસ તેને અટકાવી શકે તેમ નથી.

**જોઅન** :—મારા જેવાં એક હજાર તેમને અટકાવી શકે! જો **પ્રભુ** આપણા તરફ હોય તો મારા જેવાં દસ પણ એને અટકાવી શકે. (ઉત્સાહને લીધે શાન્ત બેસી ન શકવાથી ઉભી થઈ જાય છે) તમે સમજતા નથી, દરબાર: આપણા સિપાઈઓ હંમેશ હારે છે, કારણ કે તેઓ પોતાની ચામડી બચાવવા ખાતરજ લડે છે; અને ન્હાસી જવું તે ચામડી બચાવવાનો સહેલામાં સહેલો રસ્તો છે. કેદીઓ પકડીએ તો દુશ્મનો તેને છોડાવવા કેટલા પૈસા આપશે એનોજ વિચાર આપણા ઠાકોરો ને સરદારો કરે છે. એમના મનમાં, "મારવું કાં મરવું" એ નિશ્ચય નથી, પણ પૈસા લેવા કાં આપવા, એ વાત છે. પણ હું એમને **ઈશ્વર**નું નામ લઈ **ફ્રાન્સ**માં એની ઇચ્છા સફળ કરવાને ખાતર લડતાં શીખવીશ, ત્યારે તેઓ બિચારા ગોડેમ્ઝને પોતાની આગળ બકરાંની જેમ હાંકશે. તમે ને **પોલી** એ દિવસો જોશો કે જ્યારે **ફ્રાન્સ**ની ભૂમિપર એક પણ અંગ્રેજ સિપાઈ નહીં હોય; જ્યારે **ફ્રાન્સ**માં એકજ રાજા હશે અને તે ફ્યુડલ અંગ્રેજ રાજા નહીં પણ **ઈશ્વરે** આપેલો ફ્રેંચ રાજા.

**રૉબર્ટ** :—( **પોલીન્જીને** ) આ બધી વાત લાગે છે તો ગાંડી, **પોલી** : પણ લશ્કરને કદાચ અસર થઈ જાય ખરી; જો કે આપણે ગમે તેટલું કરતાં છતાં તેમને શુરાતન ચડતું નથી. યુવરાજને પણ કદાચ હિમ્મત આવી જાય, અને આ છોકરી જો એને ઉશ્કેરી શકે તો તે બીજા કોઈને પણ ઉશ્કેરી શકશે એમાં શંકા નથી.

**પોલીન્જી** :—પ્રયત્ન કરવામાં હું કાંઈ નુકસાન નથી જોતો. તમે જુઓ છો ? વળી છોકરીમાં કાંક છે કે જે—

**રૉબર્ટ** :—( **જોઆન** તરફ ફરીને ) હવે મારી વાત સાંભળ ; અને ( એ કાંઈ બોલી ઊઠશે એવા ભયથી ) હું વિચારી શકું તે પહેલાં તારે બોલી ઉઠવાનું નથી.

**જોઆન** :—(એક ડાહી કહ્યાગરી નિશાળની છોકરીની માફક 'સ્ટૂલ' ઉપર બેસી જાય છે) હા દરબાર.

**રૉબર્ટ** :—મારો એમ હુકમ છે કે આ ઠાકોર અને એમના ત્રણ મિત્રોની દેખરેખ નીચે તારે **શિનોં** જવું.

**જોઆન** :—(ઘણા સંતોષ અને આનંદથી) ઓ દરબાર ! ! ! આપના શિર ઉપર દૈવી પ્રકાશ દેખાય છે.

**પોલીન્જી** :—ત્યાં પહોંચ્યા પછી એ હજુર પાસે કેમ જઇ શકશે ?

**રૉબર્ટ** :—(જેણે માથા ઉપર દૈવી પ્રકાશ જોવા જરા દહેશતથી નજર કરી લીધી છે) મને શી ખબર ? એ અહીં મારે મોઢે કેમ થઇ? યુવરાજ એને બહાર રાખી શકે તો મેં તેને આજ સુધી ધાર્યો છે તેના કરતાં મોટો માણસ માનીશ. (ઉઠે છે) હું એને **શિનોં**

**રૉબર્ટ** :—(સ્તબ્ધ થઇ જાય છે; ખ્રિસ્તીઓ માફક પોતાપર ક્રોસની* નિશાની કરે છે અને પોતાના વહેમથી ફિક્કા પડી ગએલા હોઠો આ શબ્દો બોલતા હોય તેમ લાગે છે.) **ભગવાન ક્રાઇસ્ટ**! (તાણીને પણ હોંશ ઉડી ગયેલ હોય તેમ હાંફતો) એ **પ્રભુ** પાસેથીજ આવેલી.




* ક્રોસ તે આપણા જેમ સ્વસ્તિક (સાથીઓ) છે તેમ ક્રિશ્ચિયન લોકને શુભ ચિહ્ન છે. અને **રોમન કેથોલિક** લોકોમાં કાંઈ ઘણા સારા કે ખરાબ કે આશ્ચર્યજનક સમાચાર એકાએક આવે ત્યારે તે નિશાની પોતાની પર કરવાની ટેવ તે વખતે સામાન્ય હતી. તે નિશાની જમણા હાથને પ્રથમ કપાળે, પછી છાતીએ અને ત્યારપછી અનુક્રમે ડાબે અને જમણે ખભે અડાડી કરાય છે. એ બે ભાવના દેખાડી શકે, એક **ક્રાઈસ્ટ**નો ઉપકાર માનવાની અને બીજી **ક્રાઈસ્ટ** મારું રક્ષણ કરો એવી.

# સન્ત જોઅન.

## પ્રવેશ બીજો.

**સમય** :—૮મી માર્ચ ઇ. સ. ૧૪૨૯ની સાંઝ.

**સ્થળ** :—**લૉરેંઇન** તાબે **શિનોં**. ગઢમાં કચેરીના ઓરડાના છેડા પર પડદા બાંધીને એક નાના ઓરડા જેવું બનાવ્યું છે. ત્યાં **રહીસ્ઝના આર્ચબિશપ** એટલે મોટા ધર્મગુરુ, ઉમ્મરે ૫૦ વરસના અને **લૉર્ડ ચેમ્બરલેઇન*** ડૉફ્રાં ( યુવરાજ ) ની વાટ જુએ છે. **આર્ચબિશપ** એ નામ સિવાય ધર્મગુરુ કે શાસ્ત્રીપણાનો અંશ માત્ર દેખાતો નથી. તેઓ સારી રીતે ખાતાપીતા રાજકીય ધર્મગુરુ છે. **લૉર્ડ ચેમ્બરલેઇન ત્રેમૂઇલ** એક વિક્રાળ, ઉદ્ધત, દારૂના શોખીન જીવ દેખાય છે. **આર્ચબિશપ** મોભ્ભો રાખી ઉભા છે, અને **ચેમ્બરલેઇન** ગુસ્સામાં ટહેલતા બબડે છે.

**લા ત્રેમૂઇલ** :—યુવરાજ આપણને આ પ્રમાણે વાટ જોતા બેસાડી રાખે છે તે એના મનમાં શું સમજે છે? આપ આમ ધીરજ રાખી પત્થરની મૂર્તિની જેમ ઉભા કેમ રહી શકો છો તે મને સમજાતું નથી?

**આર્ચબિશપ** :—ભાઇ, હું તો એક **ધર્મગુરુ** છું. અને **ધર્મગુરુ** તે એક જાતની મૂર્તિજ છે ના? ગમે તેમ પણ તેઓએ શાન્ત રહેતાં અને મૂર્ખોને ધૈર્યથી નિભાવતાં શીખવું પડે છે. પણ, **લૉર્ડ ચેમ્બરલેઇન**, આપને વાટ જોવરાવવી એ યુવરાજનો રાજવી અધિકાર તો ખરો કે નહીં?

---

***લૉર્ડ ચેમ્બરલેઇન** એટલે સૌથી મોટો અંગત અધિકારી. વઝીરની પદવી ધારણ કરનારો કહીએ તો ચાલે.

**લા ત્રેમૂઇલ** :—યુવરાજ જાય **જાહન્નમમાં** ! અરે, માફ કરજો હો ! પણ આપને ખબર છે કે તેની પાસે મારા કેટલા પૈસા લહેણા છે ?

**આર્ચબિશપ** :—તેની પાસે મારા જેટલા પૈસા લહેણા છે તેના કરતાં તમારા વધારે હશે તેમાં મને શંકા નથી. કારણ કે તમે વધારે પૈસાદાર છો. તમે જેટલા પૈસા ધીરી શક્યા હશો તેટલા તેની પાસે લહેણા હશે. મ્હારી પણ એજ સ્થિતિ છે.

**લા ત્રેમૂઇલ** :—સત્તાવીશ હજાર. છેલ્લા એણે એટલા ઉઠાવ્યા; ઝાઝા નહીં તો થોડા, સત્તાવીશ હજાર

**આર્ચબિશપ** :—એ બધા પૈસાનું થાય છે શું? એના શરીર ઉપર તો હું કોઈ સાધારણ ભિક્ષુકને ફેંકું તેવાં કપડાંયે નથી હોતાં.

**લા ત્રેમૂઇલ** :—અને જમવામાં પણ તેને મુરઘીનું પીછું કે મટનના ટુકડા સિવાય બીજું કાંઈ હોતું નથી. મારી છેલ્લામાં છેલ્લી પાઇ એણે ઉઠાવી છે અને એમાંનું દેખાતું તો કાંઈ નથી. ( બારણામાં હજૂરી દેખાય છે) લ્યો, અન્ત તો આવ્યો.

**હજૂરી**[1] :—ના, સાહેબ ! હજૂરશ્રી હજી પધારતા નથી. દ. રેઈ સાહેબ આવે છે.

---

૧. મોટાં ઘરોમાં જે હજૂરીયાઓ રખાતા તે હમેશાં ખાનદાન કુટુમ્બના હતા. રાજ દરબારોમાં રહેવાથી તેઓ ત્યાંનો રિવાજ વગેરે શીખી શકતા અને લડાઈમાં પોતાના અમલદારનો સામાન ઉપાડી કામ કરવાથી એ કામના પરિચયમાં પણ આવતા. તે એક જાતની કેળવણી હતી. તેઓ ખાનદાન કુટુમ્બના હતા એ તો તેમની વાત કરવાની રીત ઉપરથી દેખાઇ આવશે. આપણા શહેનશાહ જ્યારે હિન્દુસ્તાન પધારે છે ત્યારે દરબાર વગેરે કામને અંગે સગીર વયના રાજાઓને "પેજ" નીમવામાં આવે છે.

**લા ત્રેમૂઈલ** :—જુવાન **બ્લ્યૂ બિયર્ડ*** ? તે આવે તેની વરધી આપવાની શી જરૂર ?

**હજૂરી** :—કેપ્ટન **લા હાયર** તેમની સાથે છે. હું ધારૂં છું કે કાંઇક થયું છે. ( **ગિલ દ રેઈ** દાખલ થાય છે. તેઓ ઘણી ટાપટીપથી કપડાં પહેરેલા અને સ્વસ્થ દેખાતા ૨૫ વરસના જુવાન છે. તે વખતના દરબારમાં દાઢી મૂછ ન રાખવાનો જમાનો હતો ત્યારે તેણે ભૂરી રગાવેલી નાની વાંકડી દાઢી રાખી છે. મળતાવડા થવાનો તેનો નિશ્ચય છે. પણ તેનામાં કુદરતી આનંદી સ્વભાવ નથી. અને તે ખરેખર ગમે તેવા પણ નથી. હકીકત એ છે કે આ સમયથી અગ્યારેક વરસ પછી જ્યારે તેણે **ચર્ચ**નો વિરોધ કર્યો ત્યારે તેની ઉપર એવો આક્ષેપ હતો કે તે ભાઇ ભયંકર ક્રૂરતાઓમાંથી આનંદ લેતા, અને તે માટે તેને ફાંસી દેવાઇ હતી. પરન્તુ એના ઉપર ફાંસીનો પડછાયો હોય એવો અત્યારે તો કાંઇ ભાસ નથી. એ **આર્ચબિશપ** તરફ હસતે મોઢે જાય છે. હજૂરી પાછો જાય છે. )

**બ્લ્યૂ બિયર્ડ**:—આપનો વફાદાર ભક્ત, **આર્ચબિશપ !** સલામ, ઉમરાવ સાહેબ ! **લા હાયર**ને શું થયું તે આપે સાંભળ્યું ?

**લા ત્રેમૂઈલ** :—એને ભૂંડાં બોલવાની ટેવ છે એના જુસ્સામાં કદાચ મૂર્છા આવી ગઇ હશે.

**બ્લ્યૂ બિયર્ડ** :—ના. તેથી તદ્દન ઉલટું. આખા **તૂરેઈન**માં અપશબ્દ બોલવામાં તેને ટપી જાય એવો એકજ ભૂંડા મ્હોંનો **ફ્રાન્ક** હતો. એક સિપાઇએ તેને કહ્યું કે મરણની ઘડીએ તેણે એવું ન બોલવું જોઇએ.

---

* **ગિલ દ. રેઈ**નિ ભુરી દાઢી હોવાથી તેનું નામ **બ્લ્યૂ બિયર્ડ** પડેલું.

**આર્ચબિશપ** :—એવી વાણી તો બીજી કોઈ ઘડીએ પણ ન ઉચ્ચારવી જોઇએ. પણ શું એ ભૂંડા મ્હોંનો **ફ્રાન્ક** મરણની અણી ઉપર હતો?

**બ્લ્યૂ બિયર્ડ** :—હા. તે હમણાંજ કુવામાં પડી જવાથી ડૂબી મર્યો. **લા હાયરની** તો બ્હીકથી સાનજ ઉડી ગઈ છે. ( કેપ્ટન **લા હાયર** પ્રવેશ કરે છે. તેનામાં દરબારીની સભ્યતા કે સફાઈ છેજ નહીં અને છાવણીઓનો રંગ પૂરતો છે. )

**બ્લ્યૂ બિયર્ડ** :—મેં **ચેમ્બરલેઇનને** અને **આર્ચબિશપને** હમણાં વાત કરી. **આર્ચબિશપ** તો કહે છે કે તારો કોઇ રીતે ઉદ્ધાર નથી.

**લા હાયર** :—(**બ્લ્યૂ બિયર્ડની** આગળથી ચાલ્યો જઇ **આર્ચ-બિશપ** અને **ચેમ્બરલેઇનની** વચ્ચે ઝૂકે છે) આ કાંઈ મશ્કરીની વાત નથી. અને મેં ધાર્યું હતું તેના કરતાં પણ આ તો વધારે ભયંકર વાત છે. તે કોઇ સિપાઇ નહોતો, પણ સિપાઇનાં કપડાં પહેરેલ કોઇ દૈવી ફિરસ્તો હતો.

**આર્ચબિશપ**<br>**ત્રેમૂઇલ**<br>**બ્લ્યૂ બિયર્ડ** } ફિરસ્તો!! (ત્રણે સાથે બોલી ઉઠે છે).

**લા હાયર** :—હા. ફિરસ્તો. તેણી દસ બાર માણસો સાથે બધાની વચ્ચે થઈ અહીં આવી છે. જે રસ્તાઓ ઉપર બર્ગંડી-અનો, ગોડેમ્સો, લશ્કરમાંથી નાસી ગએલાઓ અને કોણ જાણે બીજા કેટલાએ એવા હરામખોરો ફરે છે, તે રસ્તે તેઓ આવ્યાં, પણ તેઓને સામાન્ય લોક સિવાય બીજું કોઇ મળ્યુંજ નહીં. એની સાથે **પોલીન્જી** નામનો એક માણસ છે તેને હું ઓળખું છું.

એણે કહ્યું કે તેણી તો એક ફિરસ્તો છે. જો હવે હું એક પણ અપશબ્દ બોલું તો ભલે સાળા નીચ વર્ણના લોક સાથે જહાન્નમમાં જાઉં.

**આર્ચબિશપ** :—સભ્ય વાણી ઉચ્ચારવાના નિશ્ચયની આ શરૂઆત તો તમે બહુ ધાર્મિક કરી હો, કેપ્ટન! (**બ્લ્યૂ બિયર્ડ** અને **લા ત્રેમૂઇલ** હસે છે, હજૂરી પાછો આવે છે.)

**હજૂરી** :—હજૂર શ્રી પધારે છે.

(બધાએ દરબારી રીત પ્રમાણે ઉભા રહે છે. યુવરાજ જેના હાથમાં એક કાગળ છે તે પડદાઓમાંથી પ્રવેશ કરે છે. આ યુવરાજ ખરી રીતે તો પોતાના બાપનું મરણ થયું ત્યારથી **ફ્રાન્સનો** રાજા **ચાર્લ્સ સાતમા** છે. પણ તેનો રાજ્યાભિષેક હજી થયો નથી. તેની ઉમ્મર ૨૬ વરસની અને તેનું શરીર ઘણું નબળું છે. તેના દેખાવથી કોઇ પર છાપ પડે તેવું નથી. વળી તે વખતની ફેશન એવી હતી કે ભમ્મરો સિવાય એક પણ વાળ દેખાવા દેવો જોઇએ નહીં. સ્ત્રીઓને પણ પોતાના ચોટલા ટોપીમાં સંતાડી દેવા પડતા. તેથી આ **ચાર્લ્સે** પણ પોતાના વાળ ઢાંકવાની ટોપી પહેરી હોવાથી તેના સામાન્ય ચહેરામાં પણ વિશેષ સામાન્યતા ઉમેરાય છે. એની આંખો ન્હાની અને નજીક નજીક છે, અને નાક લાંબું છે. હમેશ લાતો ખાતા કૂતરાના ચહેરા ઉપર જે ભાવ હોય તે ભાવ આ ભાઇની મુદ્રા ઉપર દેખાય છે. આમ છતાં એ પોતાની ટેવ છોડે કે કોઇ તેને હમેશ માટે દબાવી દે તેવા તે નથી. વળી તે હલકા કે મૂર્ખ નથી. તે ભણેલા હોઇ અમુક પ્રકારનો હાસ્યરસ તેનામાં છે અને તેનાથી વાતો કરવામાં પોતે પોતાનું સ્થાન જાળવી શકે છે. કોઇ બાળકને નવું રમકડું મળ્યું હોય તેમ તે અત્યારે ઉશ્કેરાએલા છે. તે **આર્ચબિશપ**ના ડાબા પડખા પર આવે છે. **બ્લ્યૂ બિયર્ડ** અને **લા હાયર** પડદાઓ તરફ છેટા જાય છે.)

**ચાર્લ્સ**:—ઓ **આર્ચબિશપ! રૉબર્ટ દ. ઓાદ્રીકોર્ટ** મને **વોકુલર્ઝ**થી શું મોકલે છે તે આપ જાણો છો?

**આર્ચબિશપ**:—(તિરસ્કારથી) ના. મને નવાં રમકડાંઓમાં કાંઇ રસ નથી.

**ચાર્લ્સ**:—(દુ:ખ લાગતાં) એ રમકડું નથી! (ચીઢાઇને) પણ કાંઇ નહીં. તમારા રસ વિના હું ચલાવી લઇશ.

**આર્ચબિશપ**:—આપ પ્રયોજન વિના નારાજ થાઓ છો.

**ચાર્લ્સ**:—ઉપકાર! આપ શિખામણ દેવાને તો હંમેશ તૈયાર છો, ખરૂં?

**લા ત્રેમૂઇલ**:—(કડકાઇથી) હવે બસ કરો. એ તમારી પાસે શું છે?

**ચાર્લ્સ**:—ગમે તે હોય, એમાં તમારે શું?

**લા ત્રેમૂઇલ**:—તમારી અને **વોકુલર્ઝ**ની છાવણી વચ્ચે શું મસલત ચાલે છે તે મારે જાણવું જોઇએ. (યુવરાજના હાથમાંથી કાગળ ઝુંટવી લઇ મુશ્કેલીથી વાંચવાનું શરૂ કરે છે; અક્ષરે અક્ષર અને શબ્દે શબ્દ પોતાની આંગળી અને હોઠથી ઉકેલે છે.)

**ચાર્લ્સ**:—(ઘણુંજ દુ:ખ લાગતાં) મને લડતાં **આવડતું નથી** અને તમે મારી પાસે પૈસા માગો છો એટલે તમેં બધા એમજ માનો છો કે મને ગમે તેમ રખાય: પણ યાદ રાખજો કે રાજવી ખમીર તો મારામાંજ છે.

**આર્ચબિશપ**:—એને વિષે પણ શંકા થઇ છે. શાણપણ માટે પ્રખ્યાત **ચાર્લ્સ**ના આપ પૌત્ર છો એ માનવું કઠણ છે.

**ચાર્લ્સ**:—મારે મારા દાદા વિષે હવે વિશેષ કાંઇ નથી સાંભળવું. એ એટલા બધા તો શાણા હતા કે એમણે આખા કુટુમ્બનું પાંચ પેઢીનું ડહાપણ વાપરી નાખ્યું. એથીજ હું આવો થયો અને તમે બધા મને ધમકાવી મારૂં અપમાન કરી શકો છો.

**આર્ચબિશપ**:—હજૂર! જરા શાન્ત રહેવા પ્રયત્ન કરો. આમ ચીઢાઇ જવાથી દેખાવ ખરાબ થાય છે.

**ચાર્લ્સ**:—બીજી શિખામણ! ઉપકાર! ઉપકાર! પણ એક અફસોસની વાત તો એ છે કે તમે **આર્ચબિશપ** જેવા મોટા ધર્મ-ગુરુ હોવા છતાં મહાત્માઓ અને ફિરસ્તાઓ તમને મળવા નથી આવતા.

**આર્ચબિશપ**:—એનો શો અર્થ?

**ચાર્લ્સ**:—(હસીને) હા! હા! પેલા અક્કડેખાંને પુછો. (**લા ત્રેમૂઇલ** તરફ આંગળી ચીંધે છે.)

**લા ત્રેમૂઇલ**:—(ગુસ્સાથી) ચૂપ રહો. સાંભળો છો?

**ચાર્લ્સ**:—હા. હું સાંભળું તો છું. તમારે બરાડા પાડવાની જરૂર નથી. આખો ગઢ સાંભળી શકે છે. તમે અંગ્રેજોની સામે બરાડા પાડી એમને મારે માટે શું કામ નથી હરાવતા?

**લા ત્રેમૂઇલ**:—(ગુસ્સાથી મુક્કી ઊંચી કરીને) અરે છોકરા—

**ચાર્લ્સ**:—(દોડી **આર્ચબિશપ**ની પાછળ આશરો લે છે) જો જો હોં! મારી સામે હાથ ન ઉઠાવાય. એ મહાન રાજદ્રોહ છે.

**લા હાયર**:—ધીમે, ઉમરાવ ધીમે!

**આર્ચબીશપઃ**—(મક્કમતાથી) ચાલો, ચાલો; હવે બસ કરો. આમ નહીં ચાલે. **લૉર્ડ ચેંબરલેઇન**! કૃપા કરીને શાન્ત રહો. આપણે અહીં થોડોઘણો તો દેખાવ રાખવો જોઇએ (યુવરાજ તરફ ફરીને) અને આપ જો આપના રાજ્ય ઉપર કાબૂ ન રાખી શકતા હો તો આપના મન ઉપર તો કાબૂ રાખવા પ્રયત્ન કરો!

**ચાર્લ્સઃ**—ત્રીજી શિખામણ! ઉપકાર! ઉપકાર!

**લા ત્રેમૂઇલઃ**—(**આર્ચબિશપ**ને કાગળ આપી) લ્યો આ લપ. મને વાંચી સંભળાવો. આણે મને એવો ગુસ્સે કર્યો છે કે મારા મગજમાં લોહી ચઢી જવાથી મને અક્ષર ઉકલતા નથી.

**ચાર્લ્સઃ**—(પાછો આવી **લા ત્રેમૂઇલ**ના ડાબા ખભા ઉપરથી જોઇને) તમે કહો તો હું વાંચી દઉં; મને વાંચતાં આવડે છે હો!

**લા ત્રેમૂઇલઃ**—(ઘણાજ તિરસ્કારથી અને આ ટોણાથી બિલકુલ ગુસ્સે થયા સિવાય) હા, તમે તો ફકત વાંચવા કરવાનેજ લાયક છો*. એમાં શું લખ્યું છે, કાંઇ સમજણ પડી **આર્ચબિશપ**?

**આર્ચબિશપ** :—હ. **બોડ્રી કોર્ટ**માં વિશેષ સમજણની મેં આશા રાખી હતી. એણે ગામડાની કોઇક ગાંડી છોકરીને મોકલી છે.

---

* **ચાર્લ્સે** વાંચવા વિષે ટીકા કરી તેથી **ચેમ્બરલેઈન**ને માઠું ન લાગ્યું તેનું કારણ સહજ સમજી શકાશે. જે પ્રમાણે આર્ય સંસ્કૃતિ કે પાશ્ચાત્ય સંસ્કૃતિ ન સમજનારા આપણા કેટલાક રાજદરબારો અને લડાયક કુટુમ્બોમાં હજીપણ વાંચવા લખવાનું કામ પંતુજીનું ગણાય છે તેજ પ્રમાણે પંદરમા સૈકામાં **ફ્રાન્સ** અને આખા **યુરોપ**માં તે ગણાતું. ત્યાં પણ તરવાર, સ્ત્રી, મદિરા અને જુગાર મ્હોટાઇનાં આભૂષણો હતાં. **અકબર** બાદશાહને પણ વાંચતાં લખતાં ન આવડતું.

**ચાર્લ્સ**:—(વચમાં બોલે છે). ના. એણે એક **સન્ત**ને મોકલી છે. એક ફિરસ્તાને. અને, **આર્ચબિશપ!** આપ ભલે બહુજ પવિત્ર હો પણ તે તમને મળવા નથી આવતી; એ મ્હને મળવા આવે છે, મને—રાજાને—તમને નહીં. તમે ન ઓળખતા હો તો ભલે પણ એ રાજવી ખમીર ઓળખે છે. (અભિમાનથી બ્લ્યૂ બિયર્ડ અને **લા હાયર** વચ્ચે પડદાઓ પાસે જાય છે.)

**આર્ચબિશપ**:—પણ આપને આ દીવાની છોકરીને મળવા નહીં દેવાય.

**ચાર્લ્સ**:—(ફરીને) પણ હું રાજા છું. હું મળીશ.

**લા ત્રેમૂઇલ**:—(ક્રૂરતાથી) જો તમે એવો આગ્રહ કરશો તો અમે એને બહાર રાખશું; પછી શું કહેવું છે?

**ચાર્લ્સ**:—પણ હું કહું છું કે હું મળીશ! હું હવે હુકમ કરવાનો છું.

બ્લ્યૂ **બિયર્ડ**:—(એની સામે હસીને) જો; જો; એમ કજીયો કરાય! આપના દાદા હોય તો શું કહે?

**ચાર્લ્સ**:—**બ્લ્યૂ બિયર્ડ**! તું કાંઇ જાણતોજ નથી. મારા દાદા પાસે પણ એક **સન્ત** હતી. અને જેટલી વખત એ પ્રાર્થના કરતી તેટલી વખત તે અદ્ધર હવામાં ઉડતી; અને મારા દાદાને જે વાત જાણવી હોય તે બધી એને કહેતી. મારા પિતા તો બે **સન્ત** રાખતા. એક **મેરી દ.** મેઇલે અને બીજી **એવિન્યોંની કાસ્ક**. એ તો અમારા ઘરનો રિવાજ છે. તમે બધા ગમે તેમ કહો પણ હું પણ મારી **સન્ત** રાખવાનો છું.

**આર્ચબિશપ :**—પણ આ કોઇ ધર્મિષ્ઠ માણસ નથી. એ કોઇ કુલીન સ્ત્રી પણ નથી. એ સ્ત્રીનાં કપડાં પણ નથી પહેરતી. એ તો સિપાઇનાં કપડાં પહેરી ઘોડે ચડી સિપાઇઓ સાથે ગમે ત્યાં ફરે છે. શું આવાં માણસને આપના રાજદરબારમાં લાવવાં છે?

**લા હાયર:**—ખમો જોઇએ. ( **આર્ચબિશપ** તરફ જઇને ) શું આપે સિપાઇની જેમ બખ્તર પહેરીને ફરતી છોકરીની વાત કરી?

**આર્ચબિશપ :**—**દી. બોદ્રીકોર્ટ** એને એવી વર્ણવે છે.

**લા હાયર :**—ત્યારે તો તે ચોક્કસ ભૂંડા મ્હોંના **ફ્રાન્કને** શાપ દઈ મારી નાખનાર ફિરસ્તો.

**ચાર્લ્સ :**—( વિજયથી ) જોયું! ચમત્કાર!!

**લા હાયર :**—જો આપણે તેની સામા થયા તો તે આપણો બધાયનો નાશ કરશે. **ઈશ્વરની** ખાતર, **આર્ચબિશપ!** આપ જે કાંઇ કરો તે વિચારીને કરજો.

**આર્ચબિશપ :**—( સખ્તાઇથી ) એ બધી ખોટી વાત છે. કોઇને શાપ દેવાયો નથી અને કોઇ એનાથી મર્યું નથી. એક નીચ દારૂડીયો કુવામાં પડીને મરી ગયો છે; તેમાં કાંઇ ચમત્કાર થયોજ નથી.

**લા હાયર :**—તે તો કોણ જાણે. હું એટલું જાણું છું કે એ મરી ગયો, અને ફિરસ્તાએ એને કહ્યું હતું કે તું મરવાનો છો.

**આર્ચબિશપ :**—મરવાના તો આપણે બધા છીએ, કેપ્ટન!

**લા હાયર**:—(વાતચિતમાંથી ખસી જાય છે.) અરે રે! એમ શું બોલો છો! (પોતાના ઉપર ક્રોસ કરે છે.)

**બ્લ્યૂ બિયર્ડ**:—તે ખરેખર ફિરસ્તો કે સન્ત છે કે નહીં તે તો આપણે સહેલાઇથી જાણી શકીશું. આપણે એવી ગોઠવણ કરીએ કે જ્યારે એ અહીં આવે ત્યારે હું યુવરાજ બની જાઉં. પછી જોઇશું કે તે મને ઓળખી કાઢે છે કે નહીં.

**ચાર્લ્સ**:—હા. એ મારે કબુલ છે. જો તે રાજવી ખમીરને ઓળખે નહીં તો મારે તેનું કામ નથી.

**આર્ચબિશપ**:—**સન્ત** અને એવી પદવીઓ તો **ચર્ચ**જ આપી શકે. **દ. બોદ્રી કોર્ટે** પોતાના ધર્મગુરુઓના કામમાં દખલ-ગીરી ન કરતાં પોતાનુંજ કામ સંભાળવું જોઇએ. હું કહું છું કે એ છોકરીને હજૂરમાં દાખલ નહીં કરી શકાય.

**બ્લ્યૂ બિયર્ડ**:—પણ **આર્ચબિશપ**———!

**આર્ચબિશપ**:—(ગુસ્સાથી) હું જે કહું છું તે **ચર્ચ** તરફથી કહું છું. (યુવરાજ તરફ ફરીને) શું તમારે તેની સામે થવું છે?

**ચાર્લ્સ**:—(દબાઈ જઇને પણ જીદીપણાથી) ઓ. તમારે જો આને ધાર્મિક વિષય ઠરાવી હું આગ્રહ કરૂં તો મને ધર્મ બહાર કરવાનો પ્રશ્ન ઊભો કરવો હોય તો મારે કાંઇ કહેવું નથી. પણ તમે હજી કાગળ પૂરો વાંચ્યો નથી. **દી. બોદ્રી કોર્ટે** કહે છે કે તેણી **ઓર્લીયાં**નો ઘેરો ઉઠાડશે અને અંગ્રેજોને હરાવશે.

**લા ત્રેમૂઇલ**:—હરાવ્યો!

**ચાર્લ્સ** :—અહીં બધાને ધમકાવો છો તે તમેજ જઈને **ઓર્લીયોં** છોડાવો ને !

**લા ત્રેમૂઈલ** :—( બ્હીક દેખાડતો હોય તેમ ) મને એ મહેણું મારવાનું નથી; સાંભળ્યું ? તમે સ્વપ્ને પણ નહીં જુઓ એટલી લડાઇઓ તો હું લડ્યો છું. પણ મારાથી બધે ઠેકાણે નથી પહોંચી શકાતું.

**ચાર્લ્સ** :—( કટાક્ષથી ) હા. એ સાચી વાત !

**બ્લ્યૂ બિયર્ડ** :—( **ચાર્લ્સ** અને **આર્ચબિશપ**ની વચ્ચે આવે છે ) પણ આપણે **ઓર્લીયોં**ના લશ્કર ઉપર **જૅક ડૂન્વા** છે ને? એ દેખાવડો, સ્ત્રીઓનો પ્રિય, બાહોશ, હિમ્મતવાન, અજીત, પરાક્રમી **ડૂન્વા** જે નથી કરી શકતો તે શું એક આ ગામડાની છોકરી કરી શકશે ?

**ચાર્લ્સ** :—તો **ડૂન્વા ઓર્લીયોં**ને છોડાવતો કેમ નથી ?

**લા હાયર** :—કારણ કે પવન એની વિરૂદ્ધ છે.

**બ્લ્યૂ બિયર્ડ** :—**ઓર્લીયોં**માં એને વળી પવન કેમ આડો આવી શકે ? એ કાંઇ દરિયા કાંઠે નથી.

**લા હાયર** :—એ આવ્યું **લ્વાર** નદીને કાંઠે. અને નદીના પૂલનું મથક અંગ્રજોના હાથમાં છે. એમની પીઠપર ધસારો કરવો હોય તો **ડૂન્વા**એ પોતાનાં માણસો વહાણમાં નદીની ઉપરવાસ લઇ જઇ સામે કાંઠે ઉતારવાં જોઇએ. આ તે કરી શકે તેમ નથી. કારણ કે પવન તેથી સાવ ઉલટો વાય છે. પશ્ચિમના પવન માટે પાઠ કરવા પાદરીઓને પૈસા આપી આપીને એ થાકયો છે. અત્યારે એને જરૂર

તો કોઇ દૈવી ચમત્કારની છે. તમે કહો છો કે આ બાળાએ ભુંડા મ્હોંના ફ્રાન્કની જે દશા કરી તે ચમત્કાર નહોતો; ભલે, ન હોય; પણ એનાથી ફ્રાન્ક તો ઠેકાણે થયો. ડૂન્વાને માટે એ પવન ફેરવી આપે તે પણ કદાચ તમે ચમત્કાર ન માનો; પણ એનાથી અંગ્રેજો ઠેકાણે થવા સંભવ છે; તો પ્રયત્ન કરવામાં શું બગડવાનું છે?

**આર્ચબિશપ** :—( પોતે કાગળનો છેલ્લો ભાગ વાંચી જરા વિચારમાં પડી ગયા છે) **દી. બોદ્રી કોર્ટ** ઉપર છાપ તો બહુ ઊંડી પડી લાગે છે.

**લા હાયર** :—**દી. બોદ્રી કોર્ટ**માં કાંઇ અકકલ નથી; પણ ગમે તેવો તોય તે એક સિપાઈ છે, અને જો એ માનતો હોય કે આ છોકરી અંગ્રેજને હરાવશે તો મને ખાતરી છે કે આખું લશ્કર પણ એમજ માનવાનું.

**લા ત્રેમૂઇલ** :—( **આર્ચબિશપ**ને જરા ડગતા જોઇને ) અને હું કહું છું કે જો કોઇક જઇને એમનામાં નવી હિમ્મત નહીં રેડે તો ડૂન્વા ગમે તેટલું કરે પણ એનું કાંઇ વળવાનું નથી. એના માણસો અત્યારે એને છોડીને ભાગી જવાની અણી ઉપર આવ્યાં છે.

**આર્ચબિશપ** :—આ છોકરી વિષે છેલ્લો નિર્ણય કર્યા પહેલાં **ચર્ચે** એને બરાબર તપાસવી જોઈશે; દરમિયાન જો હજૂરની ઇચ્છા હોય તો એ અહીં દરબારમાં ભલે આવે.

**લા હાયર**:—હું એને ગોતીને કહી આવું. (જાય છે.)

**ચાર્લ્સ**:—ચાલ, **બ્લ્યૂ બિયર્ડ**; એ મને ઓળખી ન શકે એવી આપણે ગોઠવણ કરીએ. તારે મારો પાઠ ભજવવાનો છે.

( પડદાઓમાંથી જાય છે. )

**બ્લ્યૂ બિયર્ડ:**— આ મૂર્તિનો પાઠ ભજવવો ! હે, પ્રભુ ! હા, હા, હા. ( હસતો હસતો યુવરાજની પાછળ જાય છે. )

**લા ત્રેમૂઈલ:**—શું એ તેને ઓળખી કાઢશે ?

**આર્ચબિશપ:**— જરૂર ઓળખશે.

**લા ત્રેમૂઈલ:**—કેમ ? એને કેમ ખબર પડશે ?

**આર્ચબિશપ:**—જે આખું **શિનોં** જાણે છે તે એ જાણતી હશે, કે ભુરી દાઢીવાળો માણસ તે **ગિલ દ. રેઇ** અને ખરાબ કપડાં અને નિર્માલ્ય દેખાતો તે યુવરાજ.

**લા ત્રેમૂઈલ:**—એ તો મને વિચારજ ન આવ્યો.

**આર્ચબિશપ:**—તમને ચમત્કારોનો મારા જેટલો અનુભવ નથી. એ તો મારા ધંધાનો એક વિષય છે.

**લા ત્રેમૂઈલ:**—(આશ્ચર્યથી મુંઝાઇને ) પણ એ તો ચમત્કારજ ન કહેવાય.

**આર્ચબિશપ:**— ( શાન્તિથી ) કેમ નહીં ?

**લા ત્રેમૂઈલ:**—લ્યો ! ! તો પછી ચમત્કાર એટલે શું ?

**આર્ચબિશપ:**—ભાઇ ! ચમત્કાર એટલે એક એવો બનાવ કે જેનાથી આસ્થા ઉત્પન્ન થાય. ચમત્કારનું સ્વરૂપ અને હેતુ આજ છે. એ બનાવો કરનારાઓને બહુ સામાન્ય લાગે અને જોનારાઓને બહુ અદ્‌ભૂત લાગે. એનું કાંઇ નહીં; પણ જો એનાથી આસ્થા ઉદ્‌ભવે, તો તે ખરા ચમત્કાર સમજવા.

**લા ત્રેમૂઈલ:**—શું તમે એમ કહેવા માગો છો કે છેતરપિંડી હોય તોપણ ?

**આર્ચબિશપઃ**—છેતરપિંડીથી તો માણસ છેતરાય. જે બનાવ આસ્થા ઉત્પન્ન કરે છે તે છેતરતો નથી. એ કારણને લઇને તે છેતરપિંડી નહીં પણ ચમત્કાર છે.

**લા ત્રેમૂઇલઃ**—(આ સમજાતું નથી એટલે ગળાને ખજવાળી) હુંઉ ! આપ **આર્ચબિશપ** છો, એટલે સાચાજ હો. મને તો એમાં કાંક ગોટાળો લાગે છે. પણ મને **ચર્ચ**નો કાંઈ અભ્યાસ નથી એટલે આવી બાબતો ન સમજું.

**આર્ચબિશપઃ**—તમે ભલે **ચર્ચ**ના વિષયોનો અભ્યાસ ન કર્યો હોય, પણ તમે એક મોટા મુત્સદ્દી અને લડવૈયા છો. હું તમને એક વાત પૂછું ? લોકો જે કામ થતું માને છે તેને બદલે ખરેખર શું થાય છે તે તેઓ સમજતા હોય, તો તમે ધારો છો કે તેઓ લડાઇના કરો ભરે અને લશ્કરમાં જોડાઈ તમારે માટે જીવ આપે ?

**લા ત્રેમૂઇલઃ**—ના. એ તો સૂરજ આથમ્યા મોર મામલો બગડી જાય.

**આર્ચબિશપઃ**—શું સત્ય સમજાવવું તમને એટલુંજ સહેલું ન પડે ?

**લા ત્રેમૂઇલઃ**—પણ લોકો માને તો ને ! એ કોઇ દિવસ માને નહીં.

**આર્ચબિશપ**—બસ એજ વાત છે. સાંભળો; જેમ તમારે લોકોના શારીરિક હિત માટે તેમના ઉપર અધિકાર ચલાવવાની જરૂર છે, તેમ **ચર્ચ**ને તેમના આત્માના હિત માટે તેઓના ઉપર અધિકાર ચલાવવાની જરૂર છે. એ હેતુ સાધવા **ચર્ચ**ને તમે જે કરો છો તે કરવાની ફરજ પડે છે—તે એ કે લોકોની શ્રદ્ધાને કલાથી પોષવી.

**લા ત્રેમૂઇલ**:--કલા! હું તો એને છેતરપિંડી કહું.

**આર્ચબિશપ** :—એ તમારી ભૂલ થાય છે, ભાઇ! દંત-કથાઓ અને શાસ્ત્રોનાં દૃષ્ટાંતો ન બનેલા બનાવો વર્ણવે છે તેથી તે કાંઇ અસત્ય નથી. ચમત્કારો તો, પાદરીના હાથમાં લોકોની શ્રદ્ધા દૃઢ કરવાનું સાદું અને નિર્દોષ સાધન છે. હું નથી કહેતો કે તે હંમેશ એવાજ હોય છે. પણ ઘણીખરી વખત તો તે સાદા અને નિર્દોષજ હોય છે. ચમત્કારોનું ખરૂં સ્વરૂપ આ હોઇ તે દગો ન કહેવાય. આ છોકરી યુવરાજને બીજા દરબારીઓમાંથી ચૂંટી કહાડશે તે મારી દૃષ્ટિએ ચમત્કાર નહીં હોય અને મારી આસ્થામાં વૃદ્ધિ નહીં થાય; કારણ કે, એ કેમ થયું તે હું જાણતો હોઇશ. પણ જો બીજાઓને તેનાથી દૈવી પ્રેરણા ઉદ્‌ભવે, અને ઈશ્વરના મહિમાનું એકાએક ભાન થતાં તેઓ પોતાનો માટીનો દેહ ભૂલી જાય, તો તેને એક ચમત્કાર—અને તે પણ એક ઇચ્છવાલાયક ચમત્કાર સમજવો. વળી તમે જોશો તો છોકરીને પોતાને બીજા બધાં કરતાં વધારે અસર થશે. કેમ એને ચૂંટી કાઢયો તે પણ પોતે ભૂલી જશે; કદાચ તમે પણ ભૂલી જશો.

**લા ત્રેમૂઇલ** :—હુંઉ! હું બહુ હુશિયાર નથી, નહીં તો તમારામાં પ્રભુતા અને લુચ્ચાઇનું મિશ્રણ કેટલું છે તે હું શોધી કાઢત. પણ ચાલો; નહીં તો તમાશામાં મોડા પહોંચશું. ચમત્કાર હોય કે ન હોય પણ મારે એ જોવું તો છે.

**આર્ચબિશપ** :—(એને એક ક્ષણ રોકીને) તમે એમ ન માનતા કે મને આડા રસ્તા ગમે છે. અત્યારે લોકમાં નવો પ્રાણ જાગી રહ્યો છે; આપણા જમાનામાં એક વિશેષ બહોળા અને નવા યુગનો ઉદય થતો દેખાય છે. હું જો કોઇ સામાન્ય સાધુ હોત

અને મારે લોકોને સંભાળવાનું કામ ન હોત, તો દેવો અને આવાં ચમત્કારોને બદલે '**એરિસ્ટોટલ**' અને '**પાઇથાગોરાસ**'નો* અભ્યાસ કરી હું મારા આત્માની શાન્તિ શોધત.

**લા ત્રેમૂઇલ** :—એ સાલો '**પાઇથાગોરાસ**' તે વળી કોણ?

**આર્ચબિશપ** :—તે એક મહાન વિદ્વાન હતો. તે એમ માનતો કે પૃથ્વી ગોળ છે અને સૂર્યની આસપાસ ફરે છે.

**લા ત્રેમૂઇલ** :—વાહ! કેવો બેવકૂફ! શું એને પોતાની આંખો વાપરતાં નહોતું આવડતું?

(બન્ને જણા સાથે પડદામાંથી જાય ત્યાં થોડીવારમાં તે ઉઘડી દરબાર ભરેલો દેખાય છે. જમણી બાજુ એક પીઠિકા (ડાયસ) ઉપર બે સિંહાસન જેવી ખુરસીઓ છે. **બ્લ્યૂ બિયર્ડ** એક નાટકીયાની જેમ ડાયસ ઉપર ઉભો ઉભો રાજાનો પાઠ ભજવતો હોઇ એના તરફ આખો દરબાર હસે છે. વચલો રસ્તો સાવ, કેડીની માફક, ખુલ્લો છે. અને બાજુ ઉપર હથિયારબંધ દરબારીઓ ઉભા છે. **ચાર્લ્સ** આ હારમાં ઓરડાની વચ્ચોવચ છે. એની જમણી બાજુ **લા હાયર** અને ડાબી બાજુ **આર્ચબિશપ** પોતાની જગ્યાએ ડાયસ પાસે ઉભા છે. ડાયસની બીજી બાજુ **લા ત્રેમૂઇલ** છે. તેની વહુ **ડચેસ દા. લા ત્રેમૂઇલ** રાણીનો પાઠ ભજવવા રાણીની ખુરશી ઉપર બેઠેલ છે. તેની પડખેજ, પણ **આર્ચબિશપ**ની પાછવાડે, રાણીની તહેનાતનાં બાનુઓ ટોળું વળી ઉભાં છે. દરબારીઓ બધા એક બીજા સાથે એટલી બધી વાતો કરી હસી રહ્યા છે કે દરવાજા પર આવેલા હજૂરીને કોઇ જોતું નથી.)

---

* આ બે **ગ્રીસ**ના જૂના કાળના વિદ્વાનો છે.

**હજૂરી:—વેન્ડોમના**—(કોઇ સાંભળતું નથી) **વેન્ડોમના**—(ઘોંઘાટ જારી રહે છે, કોઇ ધ્યાન દેતું નથી તે જોઇ જરા ચીઢાઇ પાસે ઉભેલા સિપાઇનું ભાલું ઝુંટવી લઇ ભોંય ઉપર ધબધબાવે છે. વાતો બંધ થાય છે, ને બધા એની સામે મુંગા થઈ જુએ છે) સાંભળો! સાંભળો! (ભાલું સિપાઇને પાછું આપે છે). **વેન્ડોમના** ઉમરાવ **કન્યા જોઅનને** હજૂરની સલામે લાવે છે.

**ચાર્લ્સ** :—(પોતાના હોઠ આડી આંગળી મૂકી) શિ–શિ–શિ. (એક દરબારીની પીઠ પાછલ સંતાઈ ડોકીયાં કરતો જુએ છે.)

**બ્લ્યૂ બિયર્ડ** :—(રાજાની માફક) આવવા દો.

(એક શરમાળ અને મૂંગા સરદાર સાથે **જોઅન** અંદર આવે છે. પોતે એનાથી જરા છૂટી પડી યુવરાજને માટે આમતેમ નજર કરે છે. તેણી સિપાઇનાં કપડાંમાં છે. તેના ટૂંકા કાપેલા બાલ પોતાના ચહેરા અને ગરદન આસપાસ જથ્થાબંધ ગૂંચળા વળી રહ્યા છે.)

**ડચેસ** :—(પાસેની **સ્ત્રીને**) વોય મા! એના વાળ તો જો! (બધી સ્ત્રીઓ ખડખડાટ હસી પડે છે.)

**બ્લ્યૂ બિયર્ડ** :—(ન હસવાનો પ્રયત્ન કરતો અને બીજાઓને ન હસવાને હાથ ઉંચો નીચો કરી ના પાડતો) શ—શ—બ્હેનો! બ્હેનો!!

**જોઅન**:—(જરાપણ અચકાયા સિવાય) હું મારા બાલ આમ રાખું છું કારણ કે, હું એક સિપાઇ છું. યુવરાજ કયાં છે? (પોતે ડાયસ તરફ આગળ વધે છે અને દરબારીઓ મલક મલક હસે છે.)

**હ્યૂ બ્રિયર્ડ:**—તમે યુવરાજની હજૂરમાંજ છો.

(**જોઆન** શંકા ભરેલી તીવ્ર નજરે માથાથી તે પગ સુધી તેને જોઇ જાય છે. બધા એના તરફ મુંગા થઇ જોઇ રહ્યા છે. એકાએક તેના ચહેરા ઉપર ગમ્મતનો ભાવ પ્રસરે છે.)

**જોઆન:**—તમે તો **હ્યૂ** બ્રિયર્ડ! હું એમ કાંઇ છેતરાઉં તેમ નથી. યુવરાજ ક્યાં છે? (આખો દરબાર ખડખડાટ હસી પડે છે; હ્યૂ બ્રિયર્ડ પણ શરણુ થઇ હસતો હસતો ડાયસ ઉપરથી કુદકો મારી **લા ત્રેમૂઇલ** પાસે ઊભો રહે છે. **જોઆન** પણ હસતી પાછી ફરી દરબારીઓમાં ગોતતી હોય તેમ આમતેમ નજર કરે છે અને એકાએક ટોળામાં ઝંપલાવી ચાર્લ્સનો હાથ પકડી તેને બહાર કાઢે છે.)

**જોઆન:**—(એને નાની 'કર્ટસી' કરે છે) કૃપાળુ યુવરાજ! અંગ્રેજોને **ઓર્લીયાં** પાસેથી અને ફ્રાન્સમાંથી કાઢીને **રહીમ્ઝ**ના દેવળમાં, જ્યાં **ફ્રાન્સ**ના બધા રાજાઓનો રાજ્યાભિષેક થાય છે ત્યાં આપનો પણ રાજ્યાભિષેક કરવા મને મોકલવામાં આવી છે.

**ચાર્લ્સ:**—( વિજયથી આખા દરબારને ) તમે બધાએ જોયું કે? આ કન્યાએ રાજવી ખમીર ઓળખી કાઢ્યું. હું મારા બાપનો દીકરો નથી એમ કહેવા હવે કોણ હિમ્મત કરશે? (**જોઆનને**) પણ જો તારે મારો રાજ્યાભિષેક **રહીમ્ઝ**ના દેવળમાં કરવો હોય તો તારે મને નહીં પણ **આર્ચબિશપ**ને વાત કરવી જોશે. તે એ રહ્યા.

**જોઆન:**—(એકદમ ફરે છે; લાગણીઓથી ઉભરાઇ જાય છે.) ઓ મારા ગુરુ! (તે ગોઠણભર થઇ જાય છે અને માનને લીધે

**હજૂરી:**—**વેન્ડોમના**—(કોઇ સાંભળતું નથી) **વેન્ડોમના**—(ઘોંઘાટ જારી રહે છે, કોઇ ધ્યાન દેતું નથી તે જોઇ જરા ચીઢાઇ પાસે ઉભેલા સિપાઇનું ભાલું ઝુંટવી લઇ ભોંય ઉપર ધબધબાવે છે. વાતો બંધ થાય છે, ને બધા એની સામે મુંગા થઈ જુએ છે) સાંભળો! સાંભળો! (ભાલું સિપાઇને પાછું આપે છે). **વેન્ડોમના** ઉમરાવ કન્યા **જોઅનને** હજૂરની સલામે લાવે છે.

**ચાર્લ્સ** :—(પોતાના હોઠ આડી આંગળી મૂકી) શિ-શિ-શિ. (એક દરબારીની પીઠ પાછલ સંતાઈ ડોકીયાં કરતો જુએ છે.)

**બ્લ્યૂ બિયર્ડ** :—(રાજાની માફક) આવવા દો.

(એક શરમાળ અને મૂંગા સરદાર સાથે **જોઅન** અંદર આવે છે. પોતે એનાથી જરા છૂટી પડી યુવરાજને માટે આમતેમ નજર કરે છે. તેણી સિપાઇનાં કપડાંમાં છે. તેના ટૂંકા કાપેલા બાલ પોતાના ચહેરા અને ગરદન આસપાસ જથ્થાબંધ ગૂંચળા વળી રહ્યા છે.)

**ડચેસ** :—(પાસેની **સ્ત્રીને**) વોય મા! એના વાળ તો જો! (બધી સ્ત્રીઓ ખડખડાટ હસી પડે છે.)

**બ્લ્યૂ બિયર્ડ** :—(ન હસવાનો પ્રયત્ન કરતો અને બીજાઓને ન હસવાને હાથ ઉંચો નીચો કરી ના પાડતો) શ—શ—બ્હેનો! બ્હેનો!!

**જોઅન**:—(જરાપણ અચકાયા સિવાય) હું મારા બાલ આમ રાખું છું કારણ કે, હું એક સિપાઇ છું. યુવરાજ ક્યાં છે? (પોતે ડાયસ તરફ આગળ વધે છે અને દરબારીઓ મલક મલક હસે છે.)

**બ્લ્યૂ બિયર્ડ**:—તમે યુવરાજની હજૂરમાંજ છો.

( **જોઅન** શંકા ભરેલી તીવ્ર નજરે માથાથી તે પગ સુધી તેને જોઇ જાય છે. બધા એના તરફ મુંગા થઇ જોઇ રહ્યા છે. એકાએક તેના ચહેરા ઉપર ગમ્મતનો ભાવ પ્રસરે છે.)

**જોઅન**:—તમે તો **બ્લ્યૂ બિયર્ડ**! હું એમ કાંઇ છેતરાઉં તેમ નથી. યુવરાજ કયાં છે? (આખો દરબાર ખડખડાટ હસી પડે છે; **બ્લ્યૂ બિયર્ડ** પણ શરણ થઇ હસતો હસતો ડાયસ ઉપરથી કુદકો મારી **લા ત્રેમૂઇલ** પાસે ઊભો રહે છે. **જોઅન** પણ હસતી પાછી ફરી દરબારીઓમાં ગોતતી હોય તેમ આમતેમ નજર ફેરે છે અને એકાએક ટોળામાં ઝંપલાવી **ચાર્લ્સ**નો હાથ પકડી તેને બહાર કાઢે છે.)

**જોઅન**:—(એને નાની 'કર્ટસી' કરે છે) કૃપાળુ યુવરાજ! અંગ્રેજોને **ઓર્લીયોં** પાસેથી અને **ફ્રાન્સ**માંથી કાઢીને **ર્‌હીમ્ઝ**ના દેવળમાં, જ્યાં **ફ્રાન્સ**ના બધા રાજાઓનો રાજ્યાભિષેક થાય છે ત્યાં આપનો પણ રાજ્યાભિષેક કરવા મને મોકલવામાં આવી છે.

**ચાર્લ્સ**:—( વિજયથી આખા દરબારને ) તમે બધાએ જોયું કે? આ કન્યાએ રાજવી ખમીર ઓળખી કાઢ્યું. હું મારા બાપનો દીકરો નથી એમ કહેવા હવે કોણ હિમ્મત કરશે? (**જોઅન**ને) પણ જો તારે મારો રાજ્યાભિષેક **ર્‌હીમ્ઝ**ના દેવળમાં કરવો હોય તો તારે મને નહીં પણ **આર્ચબિશપ**ને વાત કરવી જોશે. તે એ રહ્યા.

**જોઅન**:—(એકદમ ફરે છે; લાગણીઓથી ઉભરાઇ જાય છે.) એ મારા ગુરુ! (તે ગોઠણભર થઇ જાય છે અને માનને લીધે

સામું જોવાની હીંમત ન હોય તેમ માથું નમાવી દે છે.) ગુરુ! હું તો માત્ર એક ગામડાની ગરીબ છોકરી છું. આપ તો **ઇશ્વરી** મહિમાવાળા મહાન યોગી છો. પણ મારે માથે હાથ મૂકી આપ મને આશીર્વાદ તો આપશોને?

**બ્યૂ બિચર્ડ**:—(**ત્રેમૂઈલ**ના કાનમાં) જો એ લુચ્ચો શરમાઇ ગયો.

**લા ત્રેમૂઈલ**:—એ વળી એક બીજો ચમત્કાર!

**આર્ચબિશપ**:—( લાગણીથી તેણીના માથા ઉપર પોતાનો હાથ મૂકે છે) બેટા! તને ધર્મની લગની લાગી છે.

**જોઅન**:—(ચમકીને તેની સામું જુએ છે) એમ? મને એ વિચાર નો'તો આવ્યો; એમાં કાંઇ ખોટું છે?

**આર્ચબિશપ**:—એમાં કાંઇ ખોટું તો નથી બેટા, પણ ભય છે.

**જોઅન**:—(એકદમ ઊભી થાય છે) જ્યાં સુધી માણસે મોક્ષ નથી મેળવ્યો ત્યાં સુધી તે ભયમાંજ છે. ગુરુ, આપે મને ઘણું બળ, ઘણી હિમ્મત આપી છે. ખરેખર **આર્ચબિશપ** થવું તે એક અદ્‌ભુત વાત હશે.

(આખા દરબારનાં મોઢાં મલકે છે; કેટલાક જરા ખડખડ હસે પણ છે.)

**આર્ચબિશપ**:—(કચવાઇને) ભાઇઓ! તમારી હાંસીને આ કુમારિકાની શ્રદ્ધા શરમાવે છે. હું જાણું છું કે હું અપૂર્ણ છું; પરંતુ તમારો ઉપહાસ તો એક મહાન પાપ છે. (દરબારીઓના ચહેરા પડી જાય છે. બધા સ્તબ્ધ થઇ જાય છે.)

**બ્લ્યૂ બિયર્ડ**:—(માન રહિત) ગુરુ દેવ ! અમને એનું હસવું આવ્યું હતું; આપનું નહીં.

**આર્ચબિશપ**:—શું ! મ્હારી અપૂર્ણતાનું નહીં, પણ એની શ્રદ્ધાનું ? **ગિલ દ. રેઈ,** આ કન્યાએ ભવિષ્ય ભાખ્યું હતું કે અપશબ્દો ઉચ્ચારનાર પોતાનાં પાપોમાં ડૂબી મરશે—

**જોઅન**:—(દુઃખ પામીને) ના. ના !!

**આર્ચબિશપ**:—(તેણીને એક ઇશારાથી ચૂપ કરીને)—હું અત્યારે ભવિષ્ય ભાખું છું કે હાસ્યના અને ભક્તિના પ્રસંગોને ઓળખતાં તું શીખીશ નહીં તો તારાં પાપો માટે તને ફાંસી મળશે[1].

**બ્લ્યૂ બિયર્ડ**:—ગુરુદેવ, આપનો ઠપકો હું માથે ચઢાવું છું. મારી ભૂલ થઇ હોય તો હું દિલગીર છું, એથી વધારે હું શું કહું ? પણ જો આપ એવુંજ ભવિષ્ય ભાખતા હો કે મને અવશ્ય ફાંસી મળવાની છે તો મારાથી પાપ કરવાની ઇચ્છા રોકી શકાશે નહીં; કારણ કે, મને એમજ થયા કરશે કે પાપ કરીને ફાંસીએ જવું છે અને ન કરીને પણ જવું છે તો પછી પાપ કરીનેજ શા માટે ન જવું ? ( દરબારીઓમાં આથી જરા હિમ્મત આવે છે અને ખડખડાટ હાસ્ય વધે છે. )

**જોઅન**:—(એકાએક) તું એક નમાલો માણસ છે, બ્લ્યૂ બિયર્ડ[1]! **આર્ચબિશપ**ની સામે જવાબ આપ છ તે તારી મોટી ઉદ્ધતાઇ છે.

**લા હાયર**:—( ઘણો ખુશી થઇને ) ઠીક સંભળાવ્યું બ્હેન ; ઘણું ઠીક કર્યું.

---

૧. આ પ્રસંગથી અગીઆરેક વરસ પછી આ માણસને ફાંસીની સજા થઇ હતી.

**જોઅન** :—(અધીરાઇથી **આર્ચબિશપને**) ઓ ગુરુદેવ, આપ આ બધાં અણસમજુ માણસોને બહાર મોકલી દેશો? મારે યુવરાજ સાથે એકલાં વાત કરવી છે.

**લા હાયર** :—( ખુશ મિજાજથી ) હું ઇશારામાં સમજી શકું છું ( સિપાઇની જેમ સલામ કરી, ફરી, બહાર જાય છે.)

**આર્ચબિશપ** :—ચાલો, ભાઇઓ, ચાલો. **કન્યા** ઈશ્વરના આશીર્વાદ સાથે આવે છે અને તેની ઇચ્છા પાળવી જોઇએ. (દરબારીઓ જાય છે, કેટલાક સિંહાસનની પછવાડેની કમાનમાંથી, બીજાઓ તેની સામેના દરવાજામાંથી. દરવાજા તરફ **આર્ચબિશપ**, પછી ડચેસ, અને તેની પાછળ **ત્રેમૂઇલ** એક પછી એક જવા કરે છે. **આર્ચબિશપ** જેવા **જોઅન** પાસેથી પસાર થાય છે તેવી તે ઘુંટણભર પડી ભક્તિથી તેના ઝભ્ભાના જમીન ઉપર ઘસડાતા છેડાને ચૂમે છે. **આર્ચબિશપ** સહજ **ટેવથી** તેને ના પાડવા માથું હલાવી, તેની પાસેથી ઝભ્ભાનો છેડો માયાળુપણે છોડાવી લઇ બહાર જાય છે. **જોઅન** જેમની તેમ ઢળેલી રહેવાથી ડચેસના જવાના રસ્તામાં આડી છે. આ ડચેસે પુષ્કળ અને ભારે કપડાં લાધાં છે.)

**ડચેસ** :—( કડકાઇથી ) મને જવાનો રસ્તો આપશો?

**જોઅન** :—( એકદમ ઉઠી પાછી હઠીને ) બાઇ સાહેબ ! હું માફ માગું છું. ( ડચેસ જાય છે. **જોઅન** તેના તરફ એક ક્ષણ તાકી રહી પછી યુવરાજને ધીમેથી ) એ રાણીજી કે ?

**ચાર્લ્સ** :—ના. પણ એના મનથી તો એજ રાણી છે.

**જોઅન** :—( ડચેસ પાછળ ફરી તાકીને ) ઉઉં ઉંફ્ફ ! ( ડચેસ તરફ **જોઅન** જે નજરે જુએ છે તેમાં જરાપણ માનભાવ નથી. )

**લા ત્રેમૂઇલ** :—( સ્ટીયાર્ટને ) મ્હારી પત્નીની મશ્કરી કરવા આપ નામદાર તકલીફ નહીં લો તો હું ઉપકાર માનીશ. ( ચાલ્યો જાય છે, બીજાઓ તો ચાલ્યા ગએલા છે. )

**જોઅન** :—( યુવરાજને ) એ બુઢ્ઢો તિરસ્કારખાં કોણ છે ?

**ચાર્લ્સ** :—એ છે ઉમરાવ દ. **લા ત્રેમૂઇલ.**

**જોઅન** :—એ શું કામ કરે છે ?

**ચાર્લ્સ** :—એ લશ્કરનું ઉપરીપણું કર્યા વડે છે. અને જ્યારે જ્યારે મને ગમે તેવો મિત્ર હું ગોતી કાઢું છું, ત્યારે એ ભાઇ તેને મારી નાખે છે.

**જોઅન** :—એને એમ શું કામ કરવા દો છો ?

**ચાર્લ્સ** :—( બાળકની જેમ અને તેણીના પ્રભાવથી દૂર રહેવા સિંહાસન તરફ જતાં ) હું તેને કેમ અટકાવી શકું ? એ મને ધમકાવે છે; એ બધા મને ધમકાવે છે.

**જોઅન** :—શું તું બ્હીકણ છો ?

**ચાર્લ્સ** :—હા. હું બ્હીકણ છું. મને એ વિષે કાંઇ કહેવું કે શિખામણ દેવી નકામી છે. લડવું એ તો જબરા માણસોનું કામ છે. એમનાં બખ્તરો મને ભારે પડે છે, તેમની તરવારો તો મારાથી માંડમાંડ ઉપડે; એ તો જેના હાથપગ રાક્ષસી હોય, જેના સ્વભાવ ખરાબ હોય, અને જેમને બરાડા પાડી બોલવાની ટેવ હોય તેમને ગોઠે. તેઓને તો લડવાનો શોખ હોય છે; એમાંના ઘણાખરા તો લડતા ન હોય ત્યારે મૂરખ ધંધામાં પડયા હોય છે. હવે, હું એવો નથી. હું શાન્ત અને સમજુ છું. હું માણસોને મારવા ઇચ્છતો નથી. મને જો

મારા સ્વભાવ પ્રમાણે આનંદ લેવા ધો તો મારે બીજું કાંઇ જોઇતું નથી. રાજા થવાની માગણી કાંઇ મેં નહોતી કરી. એ આફત તો મારા ઉપર પરાણે આવી પડી છે. એટલે જો તું એમ કહેવાની હો કે "હે સન્ત લૂઇના પુત્ર! તારા બાપદાદાની તરવાર ઉઠાવી અમને વિજયને માર્ગે દોર" તો એ સાવ નકામું છે. કારણ કે એ કાંઈ મારાથી થઈ શકે એમ નથી. એ મારા સ્વભાવમાંજ નથી. માટે એ વાત બંધ રાખજે.

**જોઅન:**—( ટુંકામાં અને સ્વામિત્વથી ) શરૂઆતમાં તો આપણને બધાને એમજ લાગે છે; પણ હું તને હિમ્મત આપીશ.

**ચાર્લ્સ:**—પણ મારે હિમ્મત જોતી નથી. મારે તો મારા બિછાનામાં આરામથી સૂવું છે. મારે રાતદિવસ "હાય મરાયા ને હાય ધવાયા" એવી ધાસ્તીમાં રહેવું નથી. તારી મરજી હોય તો આ બીજાઓને હિમ્મત આપ; એ બધા ભલે પેટ ભરીને લડે; પણ મને રહેવા દે.

**જોઅન:**—એ કાંઇ ચાલવાનું નથી, **ચાર્લિ.** જે બોજો પ્રભુએ તારા ઉપર મૂકયો છે તે તારે ઉઠાવ્યા સિવાય છૂટકો નથી. જો તું ખરો રાજા નહીં બની જા તો તું ભીખારી થઇ જાઇશ. તારામાં બીજી શી આવડત છે? ચાલ, તારા સિંહાસન ઉપર બેસ. તને ત્યાં બેઠેલો જોવાની મને ઘણી હોંશ છે.

**ચાર્લ્સ:**—જ્યારે હુકમો બીજા કરે ત્યારે સિંહાસને બેસવું તે શા કામનું? તોપણ ( જઇ સિંહાસન પર બેસે છે. એક દયાજનક વ્યક્તિ દેખાય છે ) લે! આ રહ્યો તારો રાજા! બિચારાને તારે જોવો હોય એટલો જોઇ લે.

**જોઅન:**—તું હજી રાજા નથી, ભાઇ; તું તો માત્ર યુવરાજ છે. તારી આસપાસનાં માણસો દોરવે એમ દોરવાઇશ માં. સારાં કપડાં પહેરવાથી કાંઇ બુદ્ધિ નથી આવતી. સાંભળ; લોક—એટલે ખરાં લોક જે તારા દેશનું અનાજ પકવે છે—એમને હું જાણું છું; અને હું તને કહું છું કે જ્યાં સુધી રહીમ્જના દેવળમાં માથે પવિત્ર તેલ* રેડાઇ વિધિસર રાજ્યાભિષેક થાય નહીં ત્યાં સુધી એ લોક તો કોઇપણ માણસને ફ્રાન્સનો રાજા માનતા નથી. વળી તારે નવાં કપડાંની પણ જરૂર છે, ચાર્લ્સ; રાણી તારૂં બરાબર ધ્યાન કેમ નથી રાખતાં?

**ચાર્લ્સ :**—અમે નિર્ધન છીએ. અમે બચાવી શકીએ એ બધા પૈસા એનાં કપડાંમાં જાય છે. વળી એ સુન્દર કપડાં પહેરે એ જોવું મને ગમે છે અને હું શું પહેરૂં એની મને દરકાર નથી. હું તો ગમે તે પહેરૂં તોપણ દેખાવડો નથી લાગવાનો.

**જોઅન :**—તારામાં કાંઇક લાયકાત તો છે હો, ચાર્લ્સ; પણ એ લાયકાત રાજાને લાયક નથી.

**ચાર્લ્સ :**—એ તો આપણે જોશું. હું દેખાઉં છું એવો મૂર્ખ નથી. હું જોઇ સમજી શકું છું. અને હું તને કહું છું કે દુશ્મનો સાથે એક સારી સંધિ કરી હોય તો તેનાથી દસ સારી લડાઇઓ કરતાં વધારે લાભ થાય. આ બધા જે લડાઇના શોખીન છે તેઓમાં બુદ્ધિ હોતી નથી. તેઓ તો લડાઈમાં જે કાંઇ જીત્યા હોય તે બધું કોલકરારો કરવામાં ખોઈ બેસે છે. અત્યારે જો આપણે સંધિ કરીએ તો અંગ્રેજોને જરૂર ગેરલાભ થવાનો; કારણ કે તેઓને લડતાં આવડે છે પણ વિચારતાં આવડતું નથી.

---

* એ જમાનામાં રાજ્યાભિષેક અંગેની ધર્મની જે ક્રિયાઓ થતી તેમાં સર્વોપરી ધર્મગુરુ **પોપ**ના આશીર્વાદ અને **રોમ**ના દેવળમાં રહેતું પવિત્ર તેલ મોકલવામાં આવતાં. આ તેલ થનાર રાજાના માથા ઉપર રેડવું તે સૌથી મહત્ત્વનો વિધિ હતો.

**જોઅન** :—પણ જો અંગ્રેજો જીત્યા તો કોલકરારની શરતો તેઓ નક્કી કરશે; પછી બિચારા **ફ્રાન્સ**નું શું? **ચાર્લિ**! તારી ઇચ્છા હોય કે ન હોય પણ તારે લડયા વિના છુટકો નથી. તને હિમ્મત આવે તે માટે હું પહેલી જઇશ. વખત એવો છે કે આપણે બેય હાથે લડવું જોઇશે; હા, અને આપણી હિમ્મત ટકાવી રાખે એ માટે બેય હાથ જોડી **પ્રભુ**ને પ્રાર્થના પણ કરવી જોશે.

**ચાર્લ્સ** :—( એના આગ્રહથી છેટો ભાગવા સિંહાસનપરથી ઉતરી ) અરે! આવી **પરમેશ્વર**ની અને પ્રાર્થના કરવાની વાતો બંધ કર. હરઘડી પ્રાર્થના કરનાર માણસોને હું સહન કરી શકતો નથી. નિયમ પ્રમાણે પૂજામાં બેસવું પડે છે એ શું બસ નથી?

**જોઅન** :—( દયા લાવી ) અરે રે! તારી આખી જીન્દગીમાં તેં **પ્રભુ**ને ખરેખર ભજ્યા નથી. મારે તને પહેલેથી શીખવવું જોશે.

**ચાર્લ્સ** :—હું કાંઇ બાળક નથી. હું કાંઇ શીખવા બીખવાનો નથી. હું તો મોટો છું અને મારે ઘેર છોકરૂં છે.

**જોઅન** :—હા. તમારે એક નાનો દીકરો છે, ને તમારા પછી રાજા એ થશે કાં? શું તારે એને માટે નથી લડવું?

**ચાર્લ્સ** :—ના. એ ઘણો ખરાબ છોકરો છે; મહાસ્વાર્થી! એને હું ગમતો નથી; એને કોઇ નથી ગમતું! મારે છોકરાંની ઉપાધિ નથી જોતી. મારે બાપ નથી થવું ને મારે દીકરોય નથી થવું; એમાં વળી **સન્ત લૂઇ**નો દીકરો તો ખાસ નહીં. તારા મગજમાં જે મોટા મોટા વિચારો ભર્યા છે, એમાંનું મારે કાંઇએ નથી થવું. મારે તો હું છું એમજ રહેવું છે, માટે તું તારૂં કામ સંભાળ અને મારૂં કામ મને સંભાળવા દે.

**જોઅન** :—(તિરસ્કારથી) પોતાના કામને વળગી રહેવું એ તો પોતાના શરીરને વળગી રહેવા બરાબર છે. માંદા પડવાનો એ સહેલામાં સહેલો રસ્તો. મારૂં કામ શું છે? માને ઘરકામમાં મદદ કરવી. તારૂં કામ શું? મીઠાઇ ખાવી ને કૂતરાં રમાડવાં. હું તો એ તુચ્છ ગણું છું. હું તને કહું છું કે આપણે આપણું પોતાનું કામ નહીં પણ પ્રભુનું કામ કરવા સરજાયાં છીએ. હું તારે માટે પ્રભુનો સંદેશો લાવી છું અને તારૂં હૃદય ફાટી જાય તોપણ તારે તે સાંભળવો જોશે.

**ચાર્લ્સ** :—મારે કાંઈ સંદેશો જોતો નથી. પણ તું મને કાંઇ ગુપ્ત વાતો કહી શકે તેમ છો? તારી પાસે કાંઇ કીમીયો કે જડી બુટ્ટી છે? તને સીસામાંથી સોનું બનાવતાં કે એવું કાંઇ આવડે છે?

**જોઅન** ;—હું ર્‌હીમ્ઝના દેવળમાં વિધિસર તને રાજા બનાવી શકું તેમ છું. અને અહીંનો મામલો જોતાં દેખાય છે કે એ ચમત્કાર પણ કાંઇ સહેલાઇથી થઇ શકે તેમ નથી.

**ચાર્લ્સ** :—જો આપણે ર્‌હીમ્ઝ જવાનું હોય અને રાજ્યાભિષેક કરવો હોય તો **એન*** નવાં કપડાં માગશે. એને માટે મારી પાસે પૈસા નથી. ના, હું તો છું એમજ ઠીક છે.

**જોઅન** :—છો એમ? તમારી શું સ્થિતિ છે? મારા બાપના ગરીબમાં ગરીબ ભરવાડ કરતાં પણ ખરાબ. વિચારો તો ખરા કે જ્યાંસુધી રાજ્યાભિષેક થાય નહીં ત્યાંસુધી આ **ફ્રાન્સ**ની ધરતી-જે તમારી છે-તેના પણ તમે કાયદેસર ધણી નથી.

**ચાર્લ્સ** :—જમીનનો ધણી તો હું ગમે તે થાય તો પણ થવાનો નથી. રાજ્યાભિષેક શું મને કરજમાંથી છોડાવશે? મારો છેલ્લો

---

* **એન** તે **ચાર્લ્સ**ની રાણી હતી. યૂરોપીયનોમાં વરવહુએ એક બીજાને પહેલા નામથી બોલાવવાનો રિવાજ છે.

વીધો મેં **આર્ચબિશપ** અને પેલા જાડીયા ગુંડાને માંડી આપ્યો છે. આ **બ્લ્યૂ બિયર્ડ** પણ મારી પાસે પૈસા માગે છે.

**જોઅન**:—(આતુરતાથી) **ચાર્લી**! હું ગામડામાંથી આવું છું. મારૂં બળ પણ મેં સીમમાં કામ કરીને મેળવ્યું છે. અને હું એક લોક જણ તને કહું છું કે ધર્મનીતિથી રાજ્ય કરવા અને **પ્રભુ**ના દરબાર જેવી શાંતિ દેશમાં રાખવા જમીન તો તારીજ છે. જેમ કોઇ દારૂડીયો બાયડી છોકરાંનાં કપડાં દાગીના ઘરેણે મૂકે તેમ માંડી દેવા માટે તને જમીન મળી નથી. હું **પ્રભુ** પાસેથી તને કહેવા આવી છું કે તું દેવળમાં દર્શન કરી તારૂં આખું રાજ **પ્રભુ**ને અર્પણ કરી દે અને પછી **એ**ના એક કામદાર, ચોકીદાર, સિપાઈ અને ચાકર તરીકે કામ કરી દુનિયાનો મોટામાં મોટો રાજા બની જા. એમ કરીશ તો આ **ફ્રાન્સ**ની માટી પણ પવિત્ર થઈ જશે; એના સિપાઇઓ તે **ઈશ્વર**ના સિપાઇઓ બનશે; તારી સામે બળવો કરી રહેલા સરદારો **પ્રભુ** સામે બળવો કરી રહ્યા ગણાશે અને અંગ્રેજો તારે પગે પડી અરજ કરશે કે "મા બાપ, અમને નિરાંતે ઘેર જવા દો." શું આ બધું જતું કરી તારે મને અને મને મોકલનારને દગો દેવો છે?

**ચાર્લ્સ**:—(અંતે લલચાય છે) ઓ! જો માત્ર હું હિમ્મત કરી શકું.

**જોઅન**:—હું **પ્રભુ**નું નામ લઇ ફરી ફરીને હિમ્મત કરવાની છું. બોલ તું મારી સાથે છો કે સામે?

**ચાર્લ્સ**:—હું જોખમ ખેડી જોઉં. પણ હું તને ચેતવું છું કે મારી આ હિમ્મત લાંબો વખત ટકશે નહીં. પણ અત્યારે તો ભલે થાય. તું જોઇ લેજે (બારણા પાસે દોડી જઈ બુમ મારે છે) એ પાછા આવો—બધા પાછા આવો, (પાછો **જોઅન** પાસે દોડી જાય છે) મારી પાસે ઊભી રહેજે. જોજે હો મને કોઇ ધમકાવે નહીં. (બારણા

# સેન્ટ જોઆન.

## પ્રવેશ ત્રીજો.

**સ્થળ** :—ઓર્લીયાં.

**સમય** :—સને ૧૪૨૯ના મે માસની ૨૯મી તારીખ.

રૂપેરી હવાર નદીના દક્ષિણ કાંઠાની જમીનના એક ભાગ ઉપરથી બન્ને બાજુ તરફ નદીનો પટ લાંબે સુધી દેખાય છે; ત્યાં ફ્રેન્ચ સેનાપતિ ડૂન્વા, ઉમ્મર વરસ ૨૬, આમતેમ આંટા મારે છે. તેનું ભાલું નદી કાંઠે એક ભેખડ ઉપર ખોડયું છે; તેના ઉપર આપણા હિંદી લશ્કરના સવારોનાં ભાલાંને હોય છે તેવો નાનો વાવટો છે. તે પૂર્વના પવનથી ફરફરે છે. પાસે તેની ઢાલ પડેલી છે. પોતાનો સેનાપતિનો દંડ હાથમાં છે. તેના શરીરનો બાંધો દેખાવડો છે, અને બખ્તર સહેલાઇથી ધારણ કર્યું છે. તેનું વિશાળ કપાળ અને અણીદાર હડપચી તેના ચહેરાને સમબાજુ ત્રિકોણ જેવો બનાવે છે. ચહેરા ઉપર લડાઇની અને તેને અંગેની જવાબદારીઓની અસર છે. તેની મુદ્રા દંભ વિનાની, ખોટાં સ્વપ્નોમાં માનતો ન હોય એવી, અને એક ભલા અને બાહોશ માણસના જેવી છે. એનો હજૂરી, બેય હાથ લમણે, ને કોણી ગોઠણપર ટેકવી આળસથી પાણી તરફ તાકતો નદી કાંઠે બેઠો છે. સાંઝ પડી ગઇ છે અને પુરુષ અને છોકરા બન્ને ઉપર હવારનાં સૌંદર્યની અસર થઇ હોય એમ દેખાય છે.

**લા હાયરઃ**—(ઉશ્કેરાઇ પોતાની તરવાર ખેંચે છે) ઇશ્વર અને તેની કન્યા ખાતર ચાલો ઓર્લીયોં !

**બધા લડવૈયા:**—(**લા હાયર**ના જુસ્સાની અસર થઇ જતાં) હા ! ચાલો ઓર્લીયોં !

(પોતે લડાઇ માટે આવો ઉત્સાહ ઉત્પન્ન કરી શકી તે જોઈ **જોઆન**ની લાગણીઓ ઉભરાઇ જાય છે; તેણી ઇશ્વરનો ઉપકાર માનતી ઘુંટણભર થઇ જાય છે અને બીજાઓ પણ તેનું અનુકરણ કરી ઘુંટણભર થાય છે, **લા ત્રેમ્યૂઇલ** ઉભો ઉભો ગુસ્સામાં પગ પછાડે છે, **આર્ચબિશપ** હાથ ઉંચો કરી બધાને આશીર્વાદ આપે છે.)



ડચેસ



ડચેસ

# સન્ત જોઅન.

## પ્રવેશ ત્રીજો.

**સ્થળ :—ઓર્લીયોં.**

**સમય :**—સને ૧૪૨૯ના મે માસની ૨૯મી તારીખ.

રૂપેરી **લ્વાર** નદીના દક્ષિણ કાંઠાની જમીનના એક ભાગ ઉપરથી બન્ને બાજુ તરફ નદીનો પટ લાંબે સુધી દેખાય છે; ત્યાં ફ્રેન્ચ સેનાપતિ ડૂન્**વા**, ઉમ્મર વરસ ૨૬, આમતેમ આંટા મારે છે. તેનું ભાલું નદી કાંઠે એક ભેખડ ઉપર ખોડચું છે; તેના ઉપર આપણા હિંદી લશ્કરના સવારોનાં ભાલાંને હોય છે તેવો નાનો વાવટો છે. તે પૂર્વના પવનથી ફરફરે છે. પાસે તેની ઢાલ પડેલી છે. પોતાનો સેનાપતિનો દંડ હાથમાં છે. તેના શરીરનો બાંધો દેખાવડો છે, અને બખ્તર સહેલાઇથી ધારણ કર્યું છે. તેનું વિશાળ કપાળ અને અણીદાર હડપચી તેના ચહેરાને સમબાજુ ત્રિકોણ જેવો બનાવે છે. ચહેરા ઉપર લડાઇની અને તેને અંગેની જવાબદારીઓની અસર છે. તેની મુદ્રા દંભ વિનાની, ખોટાં સ્વપ્નોમાં માનતો ન હોય એવી, અને એક ભલા અને બાહોશ માણસના જેવી છે. એનો હજૂરી, બેય હાથ લમણે, ને કોણી ગોઠણપર ટેકવી આળસથી પાણી તરફ તાકતો નદી કાંઠે બેઠો છે. સાંઝ પડી ગઇ છે અને પુરુષ અને છોકરા બન્ને ઉપર **લ્વાર**નાં સૌંદર્યની **અસર થઇ** હોય એમ દેખાય છે.

[1]ડૂન્વા :—( ટહેલતાં ટહેલતાં જરા ઉભો રહી ફરફરતા વાવટા સામે માથું ધૂણાવી કવિતા કરતો કરતો પાછો ટહેલે છે. )

પવન પશ્ચિમનો, પવન પશ્ચિમનો
પવન પશ્ચિમનો, છે જ વેશ્યા સમો.
સ્થિર ઘટે જ્યાં થવું, ચલિત વૃત્તિ ધરે
ચલિત થાવું ઘટે ત્યાં અડગતા ધરે
પવન પશ્ચિમનો, રૈપ્ય નદી લ્વારનો*

હવે પ્રાસ કેમ મેળવવો? (ફરીથી વાવટા તરફ જોઇને.) ફરી જા ! અભાગિયા પવન ફરી જા ! અંગ્રેજ વેશ્યાના ફરીજા ! પશ્ચિમ–પશ્ચિમાદો થા ! ! (ઘુરકીને પાછું મૂંગે મોઢે ટહેલવાનું શરૂ કરે છે; પણ લાંબો વખત મુંગો રહી શકતો નથી) હે પશ્ચિમના પવન, પદમણી સમા પવન, પ્રચ્છન્નમન પવન, પરેશાનકારી પવન, પાણી પરથી આવતા પશ્ચિમાદા પવન, શું તું ફરી વાવાનોજ નથી ?

**હજૂરી** :—( કૂદકો મારી ઊભો થઇને ) જુઓ, જુઓ ! એ જાય, એ જાય !

**ડૂન્વા** :—( વિચારમાંથી જાગૃત થઇ આતુરતાથી ) ક્યાં? કોણ ? **કન્યા** ?

**હજૂરી** :—ના. કલકલીયો. જેમ ભૂરી વિજળી જાય તેમ પેલા જાળામાં ગયો.

---

૧ આ **ઓર્લીયોંનો દાસીપુત્ર ડૂન્વા** ફ્રાન્સના ઇતિહાસમાં પ્રખ્યાત છે. તેણે પોતાના દેશની ઘણી સારી સેવા કરેલી. અનૌરસ પુત્ર. રાજાના એવા અનૌરસ પુત્રો (બસ્ટાર્ડ) ને, બસ્ટાર્ડ ઑફ **ઓર્લીયોં** કે એવું વિશેષ નામ અપાતું. મહાભારતના વિદૂરનો દાખલો લઈ અહીં સગવડ ખાતર દાસીપુત્ર શબ્દ યોજ્યો છે.

* આ નિશાનીવાળી કવિતા શ્રી મુનિકુમાર મ. ભટ્ટની છે.

**ડૂન્વા**:—( ઘણો નિરાશ થઇ ગુસ્સાથી ) બસ એટલુંજ ? ખેપાની ! મને થાય છે કે તને ઉપાડીને નદીમાં ફેંકી દઉં.

**હજૂરી** :—( પોતાના ઉપરીને ઓળખતો હોઇ બ્હીતો નથી ) એ ભૂરો ઝબકારો બહુ સરસ લાગ્યો. જુઓ ! એની જોડીનો બીજો જાય.

**ડૂન્વા** :—( એકદમ કાંઠે દોડી જાય છે ) કયાં ? કયાં છે ?

**હજૂરી** :—(આંગળી ચીંધીને) પેલા ચિયા પાસે; જુઓ જાય !!

**ડૂન્વા** :—( ખુશી થઇને ) હા. જોયો. ( પક્ષી બેસી જાય ત્યાં સુધી બન્ને જણા તેની સામે જોઇ રહે છે.)

**હજૂરી** :—કાલે એને જોવા મોડા પહોંચ્યા તેનો આપે મને ઠપકો આપ્યો તો.

**ડૂન્વા** :—તું જાણુ છ કે અત્યારે હું **કન્યા**ની વાટ જોતો હતો, તેમાં તેં રાડો પાડવા માંડી. આ ફેરે જવા દઉં છું પણ બીજી ફેરે તો તને રાડો પાડવાનું કારણ આપીશ.

**હજૂરી** :—એ કેવાં સુન્દર છે ? એને પકડી શકું તો કેવું સારૂં ?

**ડૂન્વા** :—મેં જો તને ફંદા નાખતાં દીઠો તો પીંજરૂં એટલે શું એનું ભાન કરાવવા હું તને મહીનો એક લોઢાના પાંજરામાં પૂરી દઇશ, માટે ધ્યાન રાખજે. તું ભારે ખેપાની છોકરો છો.

**હજૂરી**:—( હસીને પહેલાંની જેમ પાછો બેસી જાય છે. )

**ડૂન્વા** :—( ટહેલતો )

ભૂરા **અહો** ! નભ તણાજ　વિહંગરાજ !
તું આપ પશ્ચિમ હવા લઉં એ હું માગી
હું મિત્ર તારો **સમજી** હજીયે........*

ના. એ પદ તો ન મળ્યું.

તારો વયસ્ય **સમજી** તુજ પાપભાગી*

એ મળ્યું. **પણ** એનો કાંઇ અર્થ નથી થતો. ( જુએ છે કે પોતે ટહેલતો ટહેલતો હજૂરી પાસે પહોંચી ગયો ) હેહ્, ખેપાની છોકરા ! ( ફરીને પાછો ચાલે છે )

**મેરીએ** પેરી ઓઢણી, કલકલીયાનો રંગ
આથમણાનો આપજે વાયુ અમારી સંગ.

સંત્રીનો અવાજ—( પશ્ચિમ દિશામાંથી ) ખડા રહો. કોન હૈ.

**જોઅન**નો અવાજ—**કન્યા.**

ડૂ**ન્વા** :—એને આવવા દે. અહીં, **કન્યા**, મારી પાસે.

( **જોઅન** સુશોભિત બખ્તરમાં દોડી આવે છે અને ગુસ્સામાં છેઃ પૂર્વાદો પવન વાતો બંધ થાય છે અને ભાલા પરનો નાનો વાવટો ધીમે ધીમે હલતો બંધ થઈ છેવટ હલ્યા વિના લટકે છે; પણ ડૂ**ન્વા**નું ધ્યાન **જોઅન** ઉપર હોવાથી તે દેખતો નથી. )

**જોઅન** :—(સીધી રીતે) તમે કોણ ? **ઓર્લીયોંના દાસીપુત્ર** ?

ડૂ**ન્વા** :—( શાન્તપણે પણ કડકાઇથી ) હા. હું સેનાપતિ ડૂ**ન્વા** ; અને તું કોણ **જોઅન** ?

**જોઅન** :—જરૂર.

---

* આ નિશાનીવાળી કવિતા શ્રી મુનિકુમાર મ. ભટ્ટની છે.

**ડૂન્વા :**—તારૂં લશ્કર ક્યાં છે ?

**જોઅન :**—એ તો ક્યાંય વાંસે રહી ગયું. બધાએ મને છેતરી. તેઓ મને નદીને ખોટે પાર લઇ આવ્યા.

**ડૂન્વા:**—( ચોક્કસ રીતે ) મારા કહેવાથી.

**જોઅન :**—તમે શું કામ કર્યું ? અંગ્રેજો તો સામે કાંઠે છે.

**ડૂન્વા :**—અંગ્રેજો નદીને બેઉ કાંઠે છે.

**જોઅન :**—પણ **ઓર્લીયોં** સામે કાંઠે છે; અને તેજ બાજુ આપણે અંગ્રેજો સાથે લડવું જોઇએ. નદી પાર આપણે કેમ ઉતરશું ?

**ડૂન્વા :**—( કટાક્ષથી ) પૂલ તો એ રહ્યો.

**જોઅન :**—તો, ચાલો ! ઈશ્વરનું નામ લઈ, પૂલ ઓળંગી, આપણે તૂટી પડીએ.

**ડૂન્વા :**—લાગે છે તો સહેલું, પણ તે આપણાથી થઇ શકે તેમ નથી.

**જોઅન :**—એમ કોણ કહે છે ?

**ડૂન્વા :**—એ હું કહું છું. અને મારાથી ડાહ્યા અને અનુભવીઓનો મત પણ એજ છે.

**જોઅન :**—તો તમારા વધારે અનુભવી અને ડાહ્યાઓની બુદ્ધિ જડ છે. તેઓએ અત્યાર સુધી તમને મૂર્ખ બનાવ્યા છે; અને આ નદીને ખોટે પાર લાવી હવે મને પણ મૂર્ખ બનાવવા માગે છે. શું તમે નથી જાણતા કે કોઇ ગામને કે કોઇ સેનાપતિને ન મળી હોય એવી મદદ હું લાવી છું ?

**ડૂન્વા :**—( ધીરજથી હસીને ) તારી પોતાનીજ ?

**જોઅન** :—ના. **બ્રહ્માંડના નાથ**ની સલાહ અને મદદ, પૂલ પર જવાનો રસ્તો ક્યાં છે?

**ડૂન્વા** :—**કન્યા**! તું અધીરી છો.

**જોઅન** :—શું આ ધીરજ રાખવાનો વખત છે? દુશ્મનો આપણા ઝાંપા સુધી તો પહોંચ્યા, અને આપણે કાંઈ કર્યા વિના ઉભા છીએ. તમે લડતા શા માટે નથી? મારી વાત સાંભળો. હું તમારી બ્હીક મટાડી દઇશ. હું—

**ડૂન્વા** :—(ખડખડ હસી પડે છે) ના, ના; છોકરી: જો તું મારી બ્હીક મટાડી દે તો હું કોઇ વાર્તાની ચોપડીમાં શોભું એવો લડવૈયો થાઉં ખરો; પણ લશ્કરના ઉપરી તરીકે કાંઇ કામનો ન રહું. જો, અહીં આવ. હું તને સિપાઇગિરીનો પહેલો પાઠ ભણાવું. (તેણીને પાણીને કાંઠે લઇ જાય છે) પેલા પૂલને છેડે બે મોટા કોઠા છે, તે તેં જોયા?

**જોઅન** :—હા. એ આપણા છે કે **ગોડેમ્સ**ના?

**ડૂન્વા**—તું બોલ્યા વિના મારી વાત સાંભળ. હું તે બેમાંથી એક પણ કોઠામાં હોઉં અને મારી સાથે માત્ર દસજ માણસો હોય, તોપણ હું તેને આખા લશ્કર સામે ટકાવી રાખી શકું; એવા એ કોઠા છે. હવે અંગ્રેજોએ તેને આપણી સામે ટકાવી રાખવા દસથી દસગણા ગોડેમ્સ દરેક કોઠામાં રાખ્યા છે.

**જોઅન** :—પણ તેઓ ઈશ્વરની સામે ટકી શકશે નહીં. એ કોઠાઓની નીચેની જમીન ઈશ્વરે એમને આપી નથી; એ તો તેઓએ ઈશ્વર પાસેથી ચોરી લીધી છે. ઈશ્વરે તો તે જમીન આપણને આપી છે. હું એ કોઠાઓ જીતી લઇશ.

**ડૂન્વા**:—શું તું એકલી જીતી લઇશ?

**જોઅન**:—આપણાં માણસો એને જીતી લેશે. હું એમને મોખરે ચાલીશ.

**ડૂન્વા**:—તારી પાછળ એક પણ માણસ નહીં ચાલે.

**જોઅન**:—મારી પાછળ કોઇ ચાલે છે કે નહીં એ હું પાછું ફરીને જોવાનીજ નથી.

**ડૂન્વા**:—(ખરી વીરતા ઓળખી તેણીનો વાંસો હોંસથી થાબડે છે) શાબાશ. તારામાં લડવૈયાનું બીજ તો છે. તને લડાઈની લગની લાગી છે.

**જોઅન**:—(ચમકે છે) અરે! પણ ધર્મગુરુએ તો એમ કહ્યું કે મને ધર્મની લગની લાગી છે.

**ડૂન્વા**:—ઈશ્વર મને ક્ષમા કરે; પણ કાળમુખી સેતાન લડાઇની મને પણ થોડી ઘણી લગની તો છે. એટલે ખરૂં પૂછો તો એક માણસને બે પત્ની હોય તેવી મારી સ્થિતિ છે. બે ધણીવાળી સ્ત્રીના જેવું તારે થવું છે?

**જોઅન**:—(ચોક્કસ રીતે) હું પરણવાનીજ નથી. એક વખત **તુલ્લુસ**ના એક માણસે એવી ફરિયાદ માંડી હતી કે મેં એને પરણવાનું વચન આપ્યું'તું. પણ મેં કાંઇ વચન નહોતું આપ્યું. હું તો છું સિપાઇ. હું સ્ત્રી છું એમ કોઈ વિચારે એ પણ હું ઇચ્છતી નથી. મને સ્ત્રીનાં કપડાં પહેરવાં પણ નથી ગમતાં. સ્ત્રીઓને જે બાબતો ગમે છે તે મને ગમતી નથી. તેઓ તો હમેશાં આશકોનાં અને પૈસાનાં સ્વપ્નાંમાંજ પડયાં હોય છે; જ્યારે મારાં સ્વપ્નાં મોટા હલ્લાને મોખરે ચાલવાનાં અને મોટી તોપો ગોઠવવાનાં

હોય છે. તમે બધા સિપાઇઓ મોટી તોપોનો ઉપયોગ નથી જાણતા. તમે બધા તો એમજ માનો છો કે મોટા અવાજ થાય અને ખૂબ ધૂમાડા નીકળે એટલે લડાઇ જીતાઇ જાય.

**ડૂન્વા** :—(ખભા ઉંચા કરીને) એ વાત સાચી. ઘણે ભાગે તોપખાનું કામ કરતાં તકલીફ વધારે આપે છે.

**જોઅન** :—હા, ભાઇ; પણ ગઢોની સાથે ઘોડાઓથી ન લડાય. તમારે તોપોની તો જરૂર છે; અને તે પણ મોટી તોપોની.

**ડૂન્વા** :—(તેની વાત કરવાની છૂટ તરફ હસીને અને તે ગ્રહણ કરીને) હા બ્હેન. પણ હૈયે હિમ્મત હોય અને પગ નીચે મજબૂત નિસરણી હોય, તો મોટામાં મોટા **ગઢ** પણ ઓળંગી શકાય.

**જોઅન** :—કિલ્લે પહોંચશું ત્યારે નિસરણી તો સૌથી પહેલી હુંજ ચઢી જઇશ, **ડૂન્વા**! મારી વાંસે ચઢવાની તારી હિમ્મત ચાલે છે કે નહીં એ જોયું જાશે.

**ડૂન્વા** :—તારાથી આમ ટોણાં મારી લશ્કરના મોટા અમલદારો સાથે શરત ન બકાય, **જોઅન**! નાની ટુકડીઓના અમલદારોનેજ એવાં અંગત જોખમ ખેડવાની છુટ છે.[૧] વળી તારે જાણવું જોઇએ કે હું તને અહીં આવકાર આપું છું તે એક મહાત્મા તરીકે; એક સિપાઇ તરીકે નહીં. હિમ્મતવાન સેતાન—ચરખાઓ મારી પાસે ઘણા છે; જો એવાથીજ કામ થતું હોય તો.

**જોઅન** :—હું કોઇ સેતાન ચરખો નથી. હું તો ઈશ્વરની ચાકર છું; મારી તરવાર પવિત્ર છે. તેને ઈશ્વરે **સન્ત કેથેરીન**ના દેવળમાં

---

[૧] લશ્કરનો આ સામાન્ય નિયમ છે, કેમ કે નાના અમલદારો મરાઇ જાય તોપણ ઘણા મળી શકે જ્યારે મોટા સારા અમલદાર વિરલ હોય છે.

મારે માટે સંતાડી મૂકી હતી, ત્યાંથી તે મને મળી આવી. એનાથી મારે એક પણ ઘા કરવાનો નથી. મારા હૃદયમાં ક્રોધ નથી. તે માત્ર હિમ્મતથી ભરેલું છે. હું મોખરે ચાલીશ. તમારાં માણસો મારી સાથે આવશે. મારાથી એટલુંજ થઇ શકે; પણ એ તો મારે કરવુંજ છે; અને તમારે મને અટકાવવાની નથી.

**ડૂન્વા** :—( શાન્તિથી ) બધુંય પોત પોતાને ટાણે થઈ રહેશે. આપણાં માણસો સામા દેખાતા કોઠાઓ, પૂલ ઉપરથી ધસારો કરીને જીતી શકે તેમ નથા. તેઓએ અંગ્રેજોની પીઠ પર આ બાજુથી હુમલો કરવો જોઇએ. અને એ તો પાણીને રસ્તે આવે તોજ થઈ શકે.

**જોઅન** :—( એની લડાયક શક્તિ બહાર આવી ) તો ત્રાપા બંધાવો. માથે મોટી તોપો ગોઠવો; અને તમારાં માણસોને કહો કે નદી ઓળંગીને અહીં આવે.

**ડૂન્વા** :—ત્રાપા તૈયાર છે; અને માણસો પણ તેની ઉપર ચડીને તૈયાર છે. એ લોકો હવે માત્ર પ્રભુની વાટ જુએ છે.

**જોઅન** :—એ શું બોલ્યા ? વાટ તો પ્રભુ એમની જુએ છે.

**ડૂન્વા** :—તો એ આપણને પવન મોકલાવે. મારાં વહાણો બધાં હેઠવાસ છે ; અને તે નદીનો પ્રવાહ અને પવન, બન્નેની સામે ન ચાલી શકે; એટલે પ્રભુ પવન બદલે નહીં ત્યાં સુધી આપણે વાટ જોયા વિના છુટકો નથી. માટે ચાલ હું તને ચર્ચમાં લઇ જાઉં.

**જોઅન** :—ના. મને ચર્ચ પ્રિય તો બહુ છે. પણ અંગ્રેજો પ્રાર્થનાથી નહીં માને. એ તો માત્ર ફટકા અને ઝાટકાનેજ ગાંઠે છે. આપણે એમને હરાવીએ નહીં ત્યાં સુધી હું ચર્ચમાં જવાની નથી.

ડૂન્વા:—તારે આવ્યા વિના છુટકો નથી: ત્યાં મારે તારૂં કામ છે.

**જોઅન**:—શું કામ છે?

ડૂન્વા:—પશ્ચિમાદા પવન માટે પ્રાર્થના કરવાનું. મેં તો પ્રાર્થના કરી. મેં દેવને બે રૂપાની મીણબત્તીઓ પણ ચડાવી, પણ મારી પ્રાર્થના ફળી નથી. તું એક નિર્દોષ બાળક છો એટલે તારી કદાચ ફળે.

**જોઅન**:—હા. તમારી વાત સાચી છે. હું પ્રાર્થના કરીશ, હું મારા હૃદયથી પ્રાર્થના કરીશ. હું **સન્ત કેથેરીન**ને કહીશ અને તે મને પશ્ચિમનો પવન મોકલવાનું જરૂર **પ્રભુ** પાસે માગી લેશે. ચાલો ઝટ કરો! **ચર્ચ**નો રસ્તો ક્યાં? મને દેખાડો.

**હજૂરી**:—(જોરથા છીંક ખાય છે)* હા—ક છિ!

**જોઅન**:—ઘણું જીવો, બેટા! ચાલો, ડૂન્વા! ચાલો! (બન્ને જાય છે. હજૂરી પણ પાછળ જવા ઉભો થાય છે. તે ઢાલ ઉપાડી ભાલું લેવા જતાં જુએ છે તો ભાલાનો વાવટો હવે પૂર્વ દિશા તરફ ફરફરે છે.)

**હજૂરી**:—(ઢાલ પડતી મૂકી ઉશ્કેરાઇને) સાહેબ! સાહેબ! બા—— !

ડૂન્વા:—(દોડીને પાછો આવતાં) શું છે? કલકલીયો? (આતુરતાથી નદીના ઉપરવાસ તરફ નજર કરે છે.)

---

*યુરોપમાં એક તરફ વાતા પવનમાં ઘણા વખત બેસીએ અને પવન બદલાઇ બીજી દિશાનો થાય ત્યારે ઘણીખરી વખત છીંક આવે છે.

**જોઅન** :—(તેની પાસે જઇને) શું કલકલીયો? ક્યાં છે?

**હુજૂરી** :—ના. ના! પવન, પવન! (વાવટા તરફ આંગળી ચીંધે છે). એને લઇનેજ મને છીંક આવી.

**ડૂન્વા** :—(વાવટા સામું જોઇને) પવન ફર્યો!! (ઘણોજ ગંભીર થઇ પોતા પર ક્રૉસની નિશાની કરે છે) **પ્રભુ પ્રકટયા!** (ઘુંટણભર થઇ તેનો સેનાપતિનો દંડ **જોઅનને** આપે છે) હું રાજાનું લશ્કર તારા હાથમાં સોંપું છું. આજથી તું મને તારો એક સિપાઇ માની લેજે.

**હુજૂરી** :—(નદીની હેઠવાસ નજર કરતો) આપણાં વહાણો છૂટી નીકળ્યાં—જુઓ પાણી કાપતાં સડસડાટ આવે!

**ડૂન્વા** :—(ઉભા થઇ) હવે પેલા કોઠાઓને જોઈ લેશું. તેં મને પૂછ્યું હતું કે તારી પાછળ ચાલવાની મને હિમ્મત છે કે નહીં. હવે સમય આવ્યો છે, તો તારી મોખરે ચાલવાની હિમ્મત દેખાડ.

**જોઅન** :—(લાગણીઓ ઉભરાઈ જતાં, દડદડ આંસુ પાડતી **ડૂન્વાને** ગળે બન્ને હાથ નાખી, ફ્રેન્ચ સિપાઇમાં લડાઇ પહેલાં એક બીજાને કરવાનો રિવાજ છે તેમ, બેઉ ગાલે ચૂમી કરે છે) **ડૂન્વા!** રણક્ષેત્રમાં મળી આવેલા મારા વીર સાથી! મને મદદ કર. આંસુથી હું દેખતી નથી. નિસરણીએ મારો પગ મૂકીને પડકારજે કે "**જોઅન**, ચડી જા!"

**ડૂન્વા** :—(છૂટો થઇને) આંસુને ગણકાર માં. તોપોના ઝબકાર સામે ધસજે.

**જોઅન** :—(પોતાની હિમ્મત ઉભરાઈ જાય છે) હા—આ—!

**ડૂન્વા** :—તારે આવ્યા વિના છુટકો નથીઃ ત્યાં મારે તારૂં કામ છે.

**જોઅન** :—શું કામ છે ?

**ડૂન્વા** :—પશ્ચિમાદા પવન માટે પ્રાર્થના કરવાનું. મેં તો પ્રાર્થના કરી. મેં દેવને બે રૂપાની મીણબત્તીઓ પણ ચડાવી, પણ મારી પ્રાર્થના ફળી નથી. તું એક નિર્દોષ બાળક છો એટલે તારી કદાચ ફળે.

**જોઅન** :—હા. તમારી વાત સાચી છે. હું પ્રાર્થના કરીશ, હું મારા હૃદયથી પ્રાર્થના કરીશ. હું **સન્ત કેથેરીન**ને કહીશ અને તે મને પશ્ચિમનો પવન મોકલવાનું જરૂર **પ્રભુ** પાસે માગી લેશે. ચાલો ઝટ કરો ! **ચર્ચ**નો રસ્તો ક્યાં ? મને દેખાડો.

**હજૂરી** :—( જોરથી છીંક ખાય છે )* હા—ક છિ !

**જોઅન** :—ઘણું જીવો, બેટા ! ચાલો, **ડૂન્વા** ! ચાલો ! ( બન્ને જાય છે. હજૂરી પણ પાછળ જવા ઉભો થાય છે. તે ઢાલ ઉપાડી ભાલું લેવા જતાં જુએ છે તો ભાલાનો વાવટો હવે પૂર્વ દિશા તરફ ફરફરે છે. )

**હજૂરી** :—( ઢાલ પડતી મૂકી ઉશ્કેરાઇને ) સાહેબ ! સાહેબ ! બા—— !

**ડૂન્વા** :—( દોડીને પાછો આવતાં ) શું છે ? કલકલીયો ? ( આતુરતાથી નદીના ઉપરવાસ તરફ નજર કરે છે. )

---

*યુરોપમાં એક તરફ વાતા પવનમાં ઘણો વખત બેસીએ અને પવન બદલાઇ બીજી દિશાનો થાય ત્યારે ઘણીખરી વખત છીંક આવે છે.

**જોઅન** :—(તેની પાસે જઇને) શું કલકલીયો? કયાં છે?

**હુજૂરી** :—ના. ના! પવન, પવન! (વાવટા તરફ આંગળી ચીંધે છે). એને લઇનેજ મને છીંક આવી.

**ડૂન્વા** :—(વાવટા સામું જોઇને) પવન ફર્યો!! (ઘણોજ ગંભીર થઇ પોતા પર ક્રૉસની નિશાની કરે છે) **પ્રભુ પ્રકટયા!** (ધુંટણભર થઇ તેનો સેનાપતિનો દંડ **જોઅનને** આપે છે) હું રાજાનું લશ્કર તારા હાથમાં સોંપું છું. આજથી તું મને તારો એક સિપાઇ માની લેજે.

**હુજૂરી** :—(નદીની હેઠવાસ નજર કરતો) આપણાં વહાણો છૂટી નીકળ્યાં—જુઓ પાણી કાપતાં સડસડાટ આવે!

**ડૂન્વા** :—(ઉભા થઇ) હવે પેલા કોઠાઓને જોઈ લેશું. તેં મને પૂછ્યું હતું કે તારી પાછળ ચાલવાની મને હિમ્મત છે કે નહીં. હવે સમય આવ્યો છે, તો તારી મોખરે ચાલવાની હિમ્મત દેખાડ.

**જોઅન** :—(લાગણીઓ ઉભરાઈ જતાં, દડદડ આંસુ પાડતી **ડૂન્વાને** ગળે બન્ને હાથ નાખી, ફ્રેન્ચ સિપાઇમાં લડાઇ પહેલાં એક બીજાને કરવાનો રિવાજ છે તેમ, બેઉ ગાલે ચૂમી કરે છે) **ડૂન્વા**! રણક્ષેત્રમાં મળી આવેલા મારા વીર સાથી! મને મદદ કર. આંસુથી હું દેખતી નથી. નિસરણીએ મારો પગ મૂકીને પડકારજે કે "**જોઅન**, ચડી જા!"

**ડૂન્વા** :—(છૂટો થઇને) આંસુને ગણકાર માં. તોપોના ઝબકાર સામે ધસજે.

**જોઅન** :—(પોતાની હિમ્મત ઉભરાઈ જાય છે) હા—**આ**—!

**કૂન્વા** :—( તેણીનો હાથ પકડી પોતાની સાથે ખેંચી લઇ જાય છે.) પ્રભુના નામને માટે ! **સન્ત ડેનિસ**ના કામને માટે !*
( જાય છે. )

**હુજૂરી** :—( તીવ્ર અવાજે ) **કન્યા** ! **કન્યા** !! ઇશ્વર અને **કન્યા** !!! હુર્રે–એ–એ !

( ઢાલ અને ભાલું ઉપાડી લઈ ઉશ્કેરાટમાં ગાંડો થઇ તેઓની પાછળ દોડયો જાય છે. )




* જેમ આપણા કૂળના દેવ અને દેવીઓ હોય છે તેમ ખ્રિસ્તી લોકોના કૂળના **સન્તો** હોય છે. દાખલા તરીકે ઇંગ્લંડના **સન્ત જયોર્જ. રોમન કેથોલિક** લોકોમાં ખાસ રિવાજ છે. લડવૈયાઓ લડાઈમાં ઉતરતી વખતે પોતાના કુળદેવનું નામ લેતા.

# સન્ત જોઅન.

## પ્રવેશ ચોથો.

**સ્થળ:**—ફ્રાન્સમાં અંગ્રેજોની છાવણી.

**સમય:**—આગલા પ્રવેશના સમયથી થોડા વખત પછી.

એક તંબુમાં પચાસેક વરસની ઉમ્મરનો એક ચેપ્લેઇન (પાદરી) 'સ્ટૂલ' પર બેસી 'ટેબલ' ઉપર લખવાના કામમાં છે. 'ટેબલ'ની સામી બાજુ ૪૬ વરસનો એક રૂઆબદાર ઉમરાવ સારી ખુરશી પર બેઠો બેઠો સચિત્ર હસ્ત લિખિત પુસ્તકનાં પાનાં ફેરવે છે. ઉમરાવ લહેરમાં છે, અને પાદરી પોતાને થયેલ ગુસ્સાને દબાવી રહ્યો હોય તેમ દેખાય છે. ઉમરાવની ડાબી બાજુએ ચામડાની બેઠકવાળું ખાલી 'સ્ટૂલ' છે. 'ટેબલ' ઉમરાવની જમણી બાજુએ છે.

**ઉમરાવ:**—આનેજ હું ખરી કારીગરી કહું. એક આનંદદાયક પુસ્તક, જેમાં સરસ કોર ચિતરેલી હોય, તેની વચ્ચે માપસરના મોટા કાળા અક્ષરે લખાણ કર્યું હોય અને ઝગમગતાં ચિત્રો ખૂબીથી ગોઠવ્યાં હોય તેના જેવી આ પૃથ્વી પર બીજી કોઇ વસ્તુ ઉત્તમ નથી. પણ આ જમાનામાં તો પુસ્તકોને જોવાને બદલે લોકો તેને વાંચે છે. જો પુસ્તકો વાંચવા માટે હોય તો તમે શાક પાંદડાંની રોજ ચિઠ્ઠીઓ ઘસડો છો, તેનું પણ પુસ્તક થઇ શકે.

**ચેપ્લેઇન:**—ઉમરાવ સાહેબ! મારે કહેવું જોઇએ કે આપણી સ્થિતિને આપ ઘણી શાન્ત નજરે જોઈ રહ્યા છો. ઘણી શાન્ત નજરે!



**ઉમરાવ:**—(બેદરકારીથી) હવે વળી શું છે?

**ચેપ્લેઇન**:—છે તો એ સાહેબ, કે આપણી અંગ્રેજોની હાર થઇ છે.

**ઉમરાવ**:—હા. પણ એ તો થાય. હમેશાં દુશ્મનોનીજ હાર થાય એવું તો માત્ર ઇતિહાસનાં પુસ્તકોમાં કે લોકગીતમાંજ બને છે.

**ચેપ્લેઇન**:—પણ આતો ઉપરાઉપર હાર થઇ છે. પ્રથમ **ઓલીંયોં**—

**ઉમરાવ**:—(તુચ્છકારી) ઓહ્, **ઓલીંયોં**!

**ચેપ્લેઇન**:—આપ શું કહેવાના છો એ હું જાણું છું. એમાં તો દેખીતી ચોટ અને જાદુની વાત હતી; પણ આપણી તો હારજ થતી જાય છે. **જાર્ગો, મ્યુઙ**, ને **બોઝેન્સી**ની લડાઇઓમાં પણ **ઓલીંયાં** જેવું જ થયું; અને હવે **પેટ્રે**માં આપણી કત્તલ થઇ અને **સર જહોન ટૅલ્બટ** પકડાયા. (રડવા જેવો થઇ કલમ[1] ફેંકી દે છે) મને લાગી આવે છે. મને બહુ લાગી આવે છે. પરદેશીઓને હાથે આપણા દેશભાઇઓ હારે એ મારાથી સહન નથી થતું.

**ઉમરાવ**:—ઓ. ત્યારે તમે એક અંગ્રેજ[2] છો, કાં?

**ચેપ્લેઇન**:—બિલકુલ નહીં, સાહેબ! હું એક સજ્જન છું. તો પણ આપની જેમ મારો જન્મ પણ ઇંગ્લંડમાં થયો હોઈ એથી ફેર તો પડે.

---

૧ તે વખતે કલમો પીંછાંની બનતી.

૨ તે વખતે સ્વદેશાભિમાનના વિચારની સાવ શરૂઆત હતી. કુળવાન માણસો સજ્જનો—(gentlemen) તરીકે ઓળખાતા. તેઓ દેશાભિમાની નહિ પણ સુજનતાભિમાની હતા. આ સુજનતાભિમાનનો વિચાર એ ફ્યુડલ સીસ્ટમમાં સમાયેલો આંતર રાષ્ટ્રીય સિદ્ધાંત છે.

**ઉમરાવઃ**—તમને ત્યાંની જમીન સાથે કાંઇક સંબંધ હશે, કેમ?

**ચેપ્લેઇનઃ**—મારી મશ્કરી કરવી તો આપને ગમતી હશે; અને વળી આપ મોટા રહ્યા એટલે એમ કરવાનો આપને હક્ક છે; પણ આપ જાણો છો કે મારો ભૂમિ સાથેનો સંબંધ કોઇ કણબીના જેવો હલકા પ્રકારનો નથી. છતાં પણ મને એ ભૂમિ માટે લાગણી તો છે! (વધતા ક્ષોભથી) મને ઘણી લાગણી છે; અને એમ કહેવામાં મને શરમ પણ નથી! (ગુસ્સાથી ઊભો થઇ જાય છે) હું આપને સ્પષ્ટ કહું છું કે જો આમ વધારે વખત ચાલ્યું, તો હું મારી ધર્મની કફની કોઈ ઉકરડામાં ફેંકી દઈશ; ને હથિયાર લઈ આ હાથોથીજ એ ચંડાળને મારી નાખીશ.

**ઉમરાવ**:—(તેના તરફ ભલાઇથી હસી) એમ તો તમે કરી શકશો. આપણને જો વધારે સારો ઇલાજ હાથ નહીં આવે તો એમ તો તમે જરૂર કરી શકશો. પણ હમણાં નહીં, સાવ હમણાં નહીં. (ચેપ્લેઇન મીંઢો થઇ પાછો બેસી જાય છે.)

**ઉમરાવઃ**—(બેદરકારીથી) એ ડાકણ હોય તેથી હું ગભરાઉં તેમ નથી. મેં તીર્થભૂમિની યાત્રા કરી છે, અને દેવતાઓ પોતાની આબરૂની ખાતર પણ મને આવી કોઇ ગામડાની પિશાચને હાથે હારવા ન દે. પણ ડૂન્વા! ડૂન્વાની વાત જુદી છે; એ માટીને હંફાવવો મુશ્કેલ છે. વળી એણે પણ તીર્થસ્થાનની યાત્રા કરી હોવાથી, ધાર્મિક પવિત્રતાની બાબતમાં અમે બન્ને સરખા છીએ.

**ચેપ્લેઇનઃ**—એ ગમે તેવો તોય એક ફ્રેન્ચને!

**ઉમરાવઃ**—**ફ્રેન્ચ**! એમ કહેતાં તે તમે ક્યાંથી શીખ્યા? જેમ આપણાં માણસો પોતાને અંગ્રેજ કહેવા શીખ્યા છે, તેમ

શું આ બધા બર્ગંડીઅનો, બ્રેટનો, પિકાર્ડો અને ગેસ્કનો પોતાને [1] ફ્રેંચ કહેતાં શીખે છે? વાતચિતમાં પણ કેટલીક નવી ઢબ દાખલ થતી દેખાય છે: તેઓ **ફ્રાન્સ** અને **ઇંગ્લંડ**ને પોતાના દેશ કહેતાં શીખ્યા છે. કેમ જાણે કે પોતાનાજ હોય. પોતાના! એ વિચાર જો ફેલાયો તો પછી તમારૂં અને મારૂં શું થશે?

**ચેપ્લેઈન**:— કેમ સાહેબ, એમાં કાંઈ નુકસાન છે?

**ઉમરાવ**:—માણસો બે ધણીની સેવા કરી શકે નહીં. અને જો આ દેશસેવાના પવનને લોકોએ ઉપાડી લીધો તો પછી ફ્યૂડલ ઉમરાવોની સત્તાને અને **ચર્ચ**ની સત્તાને રામરામ છે; એટલે કે તમને ને મને રામરામ છે.

**ચેપ્લેઈન**:—સાહેબ, હું **ચર્ચ**નો એક વફાદાર સેવક છું; વળી **સ્ટોગંબર**ની સરદારી, જે રાજા **પહેલા વિલિયમે** સ્થાપેલી તેની અને મારી વચ્ચે માત્ર છ પેઢીનુંજ અંતર છે. [2] પણ તેથી શું અંગ્રેજોને એક **ફ્રાન્સનો દાસીપુત્ર** અને ગામડાની ડાકણ હરાવે, તે મારે નિરાંતે બેસી જોયા કરવું?

**ઉમરાવ**:— પણ ધીમે, ભાઇ! ધીમે! આપણે ડાકણને બાળશું, અને **દાસીપુત્રને** હરાવશું: પણ એ બધું પોત પોતાને ટાણે. ખરૂં પુછો તો બાળવાની ક્રિયાનું નક્કી કરવા હું અત્યારે **બોવે**ના ધર્મગુરુ બિશપની વાટ જોઉં છું. **કન્યા**ના માણસોએ એમને પોતાની ધર્મ સંસ્થામાંથી કાઢી મૂકયા છે.

---

૧ જેમ આપણે મદ્રાસી, સિન્ધી, બંગાલી, મરાઠા કહીએ તેમ વિભાગોના નામથી લોકો ઓળખાતા. ફ્રેન્ચ કહેવામાં નેશનેલિઝમનો જે ભાવાર્થ આવે છે તે તે વખતે નહોતો.

૨ ચેપ્લેઈન અહીં એમ દેખાડવા માગે છે કે પોતે ધાર્મિક અને કૌટુમ્બિક સંબંધથી સ્વદેશનું ન ખેંચે એવો માણસ છે કેમ કે **ચર્ચ** અને ફ્યૂડલ સિસ્ટમના સિદ્ધાંતો આંતરરાષ્ટ્રીય હતા.

**ચેપ્લેઈન**:—પણ પહેલાં તો આપે એને પકડવી જોશેને?

**ઉમરાવ**:—અથવા **ખરીદવી** જોશે. હું એને માટે એક રાજાના જેટલું ઇનામ જાહેર કરીશ.

**ચેપ્લેઇન**:—એક રાજા જેટલું ઇનામ! એ અભાગણી માટે?

**ઉમરાવ**:—આવાં કામોમાં આગળ પાછળની ગણત્રી રાખવી જોઇએ. કેટલાંક **ચાર્લ્સ**નાં માણસો તેને બર્ગંડીઅનોને વેચશે; બર્ગંડીઅનો તેને આપણને વેચશે; વળી **બીજા** ત્રણ ચાર વચલાં માણસો પણ હોય; તેઓ પણ પોતાને થોડું ઘણું કમિશન મળવાની આશા રાખે.

**ચેપ્લેઇન**:—એ તો ઘણું ખરાબ. પણ એ બધાં કામો લુચ્ચા જ્યુ[1] લોકોના છે. જેટલી વખત પૈસો ઘર બદલે તેટલી વખત તેઓનો હાથ એમાં હોય હોય ને હોયજ. મારૂં જો ચાલે તો ખ્રિસ્તી દુનિયામાં હું એક પણ જ્યુને જીવતો રહેવા ન દઉં.

**ઉમરાવ**:—કેમ નહીં? જ્યુ લોકો કોઈ દિવસ મફત પૈસા નથી લેતા. એ નાણાં તો પૂરતાં પડાવે ખરા, પણ માલ ઘેર પહોંચતો કરે. મારા અનુભવ પ્રમાણે બધું મફત મળે એમ ઇચ્છનારા સામાન્ય રીતે ખ્રિસ્તી લોકોજ હોય છે. (એક હજૂરી આવે છે.)

**હજૂરી**:—**બોવેના** બિશપ, ધર્મગુરુ **કોષોં** પધારે છે. (**કોષોં**, ઉમ્મર વરસ ૬૦, આવતાં બન્ને અંગ્રેજ ઉભા થાય છે. હજૂરી ચાલ્યો જાય છે.)

**ઉમરાવ**:—(દેખાડવા ખાતર વધારે પડતું માન આપી) પધારો; ગુરુ મહારાજ! આપે પધારવા તસ્દી લીધી તે ઘણું કહેવાય.

---

૧ જ્યુ=યાહુદી. પૈસાનું અને આડતનું કામ મુખ્યત્વે એ લોકોના હાથમાં હતું.

(જરા માથું નમાવે છે) આપને હું મારી ઓળખાણ આપું. આપની સેવામાં, હું છું **રિચર્ડ દ. બોષોમ્પ, વૉરિકનો** ઉમરાવ.

**કોષોં**:—હું આપની ખ્યાતિ સારી રીતે જાણું છું.

**વૉરિક**:—આ ધાર્મિક પુરુષ **જહૉન દ. સ્ટોગંબર** છે.

**ચેપ્લેઈન**:—(વાચાળપણે) **જહૉન, બૉયર, સ્પેન્સર, નેવિલ**[1] **દ. સ્ટોગંબર**—આપની સેવામાં: હું ધર્મશાસ્ત્રનો સ્નાતક છું, અને **વિન્ચેસ્ટરના** મહાન ધર્મગુરુની ખાનગી મહોરના રખેવાળની[2] પદવી ધારણ કરૂં છું.

**વૉરિક**:—(કોષોંને) હું ધારૂં છું કે અહીં આપ એમને ઇંગ્લંડના મહાધર્મગુરુ તરીકે ઓળખો છો. તેઓ અમારા રાજાના કાકા થાય.

**કોષોં**:—**મેસીર**[3] **જહૉન દ. સ્ટોગંબર**! મને એ મહા-ધર્મગુરુનો હંમેશનો મિત્ર માની લેજો. (પોતાનો હાથ લાંબો કરી આપે છે અને પાદરી તેના હાથ ઉપરની ધર્મ પદવીની વીંટીને રિવાજ પ્રમાણે માનથી ચુમ્બન કરે છે.)

**વૉરિક**:—આપ બિરાજો. (પોતાની ખુરશી ઉપાડી 'ટેબલ'ના મથક ઉપર **કોષોં** માટે મૂકે છે અને **કોષોં** ગંભીરતાથી માથાનો ઇશારો કરી માનની બેઠક સ્વીકારે છે. **વૉરિક**

---

૧ જેમ આપણે આચાર્ય અને એવાં નામ સારા કુળની નિશાની હતી તેમ તે જમાનામાં યૂરોપીઅનોમાં ઝાઝાં નામ તે સારા કુળની નિશાની હતી. **ચર્ચ**માં ગમે તે દાખલ થઈ મોટામાં મોટી પદવીએ પહોંચી શકતું હોવાથી આ ભાઇ પોતાનાં નામ બોલી ઉચ્ચ કુળની હકીકત જાહેર કરી દે છે.

૨ આ પદવી ધારણ કરનારા હંમેશ વિશ્વાસનાં માણસો હતાં.

૩ ફ્રેંચ મેસીર—મીસ્તર.

બાજુ ઉપર પડેલું ચામડે મઢેલું 'સ્ટૂલ' લઈ આવી પોતે જ્યાં બેઠો હતો ત્યાં બેસે છે. ચેપ્લેઇન પોતાની જગ્યાએ પાછો જાય છે.—જો કે **વૉરિકે** વિચારપૂર્વક બિશપને માન આપી પોતે નીચલી બેઠક લીધી છે તોપણ કામની વાતમાં પોતે મુખ્ય માણસ **છે** એમ ધારી લઇ વાત શરૂ કરે છે, એ જો કે હજી વાત કરે છે તો વિવેકથી ને ખુલ્લી રીતે, પણ તેની બોલવાની ઢબ બદલાય છે, અને આપણે જાણી શકીએ કે તે હ**વે** મુદ્દાની વાત પર આવે છે.)

**વૉરિક**:—ધર્મગુરુ! અમારા ગ્રહ મોળા છે તેવા સમયે આપણો આ મેળાપ થાય છે. **ચાર્લ્સ**નો રાજ્યાભિષેક **રૂહીમ્સ**માં થવાનો છે, અને તે પણ પેલી **લૉરેઇન**ની સ્ત્રીને હાથે. હું આપને ખોટું સમજાવું કે ખોટી આશા આપું તે વ્યાજબી ન ગણાય, એટલે મારે કહેવું જોઇએ કે તે રાજ્યાભિષેક અમે અટકાવી શકીએ તેમ નથી. હું માનું છું કે આ બનાવથી **ચાર્લ્સ**ની સ્થિતિ સાવ બદલાઇ જશે.

**કોશોં**:—એમાં શક નથી. **કન્યા**નું આ કાર્ય ઘણું જબ્બર છે.

**ચેપ્લેઇન**:—(ફરી ઉશ્કેરાય છે) અમે સીધી રીતે હાર્યા નથી ગુરુ. અંગ્રેજ બચ્ચો કોઈ દિવસ સીધી રીતે હારતો નથી. (**કોશોં**ની ભમ્મરો આથી જરા ઉંચી થાય છે પણ તે તરતજ પોતાનો ચહેરો પાછો સ્વસ્થ કરી નાખે છે.)

**વૉરિક**:—આ આપણા ભાઈ એમ માને છે કે તે યુવાન સ્ત્રી પિશાચ છે. હું ધારૂં છું કે ઇન્કવીઝીશન[૧] પાસે દાવો માંડી તે ગુન્હાને માટે તેને બાળવાની ફરજ આપના પર આવશે.

---

૧ જેઓની ઉપર **ચર્ચ** વિરૂદ્ધની વર્તણુકનો શક ગયો હોય તેનો તપાસ કરનારી **ચર્ચ**ની અદાલતનું નામ ઇંકવીઝીશન—એટલે તપાસ કરનારી અદાલત હતું.

**કોષોં** :—જો તેણી મારા ધર્માધિકારના ક્ષેત્રની અંદર પકડાય તો—હા.

**વૉરિક** :—(પોતાની ઇચ્છા પ્રમાણે વાત થાય છે તેમ માની) એ તો બરાબર. હવે હું માનું છું કે તેણી ડાકણ છે તે વિષે કાંઇ સંદેહ તો-નહીં હોય.

**ચૅપ્લેઇન** :—(એકાએક) બિલકુલ નહીં. સોએ સો ટકા ડાકણ.

**વૉરિક** :—(વચમાં બોલવા માટે ધીમેથી ઠપકો દેતો હોય તેમ) આપણે ગુરુજીનો અભિપ્રાય પૂછીએ છીએ, **મેસીર જહૉન** !

**કોષોં**—આ પ્રશ્નમાં આપણે આપણા પોતાના અભિપ્રાયો ઉપરાન્ત એક ફ્રેન્ચ અદાલતના અભિપ્રાયનો પણ વિચાર કરવો જોઇશે. એ અભિપ્રાયને આપ પક્ષપાતી પણ ગણી શકો.

**વૉરિક** :—(તેને સુધારતા હોય તેમ) એક **કેથોલિક**[1] અદાલત, ગુરુજી !

**કોષોં** :—**કેથોલિક** અદાલતોના આદર્શો અને તેનાં કામ ગમે તેટલાં પવિત્ર હોય પણ તેમાં બેસનારા તો બીજી અદાલતોના જેવા મૃત્યુ આધીન માણસોજ હોય છે. અને જો તે માણસો ફ્રેન્ચ હોય-એમને ફ્રેન્ચ કહેવાની અત્યારે પ્રથા ઉભી થઇ છે—તો! એક અંગ્રેજી લશ્કર ફ્રેન્ચ લશ્કરના હાથે હાર્યું છે, એટલાજ ઉપરથી તેઓ માની લે કે તે બીનામાં પિશાચી ચોટ હતી, તે વાત મને તો સંભવિત લાગતી નથી.

---

૧ **કેથોલિક ચર્ચ**ની અદાલત ગુન્હેગાર કોણ અને કયા દેશનો છે એ વિષે નિષ્પક્ષપાત હતી. **કેથોલિક** શબ્દનો અર્થ સાર્વજનિક થાય છે.

**ચેપ્લેઇન** :—શું ? જ્યારે **લૉરેઇન**ના ગામડાની એક રખડુ છોકરીને હાથે પ્રખ્યાત **સર જહૉન ટૉલ્બટ** હાર્યા, અને કેદ પકડાયા તોપણ નહીં ?

**કોષોં** :—આપણે બધા જાણીએ છીએ કે **સર જહૉન ટૉલ્બટ** એક ઝનૂની લડવૈયા છે; પણ તેઓ એક બાહોશ સેનાપતિ હોય તેવું હજુ મારા ખ્યાલમાં નથી. વળી એમની હારનો યશ તમે બધા એ છોકરીને આપો છો; જ્યારે અમારામાંના કેટલાક એમ માને છે કે એમાંનો થોડો ઘણો યશ **ડૂન્વા**ને આપ્યો હોય તો તે વધારે યોગ્ય સ્થાને ગણાય.

**ચેપ્લેઇન** :—(તિરસ્કારથી) છટ્ ! **ઓર્લીયોંનો દાસીપુત્ર** !

**કોષોં** :—તમે જરા યાદ કરો—

**વૉરિક** :—( એકાએક વચમાં બોલી ઊઠે છે ) આપ શું કહેવા જાઓ છો તે હું જાણું છું, ગુરુ ! **ડૂન્વા**એ મને **મોન્ટાર્ગિસ** પાસે હાર ખવરાવી હતી.

**કોષોં** :—( માથું નમાવીને ) એ દાખલા પરથીજ હું માનું છું કે **ડૂન્વા** ઘણો બાહોશ સેનાપતિ હોવો જોઇએ.

**વૉરિક** :—આપ તો વિવેકના સાગર છો. અમારા તરફથી હું કબુલ કરું છું કે **ટૉલ્બટ** માત્ર એક લડનાર પ્રાણીજ છે. અને તે **પેટ્રે**માં પકડાયો તે એક રીતે તો તેને માટે યોગ્યજ થયું છે.

**ચેપ્લેઇન** :—( ખટકો રહી ગયો હોય તેમ ) ગુરુદેવ ! મારું જરા સાંભળો ! **ઓર્લીયોં**ની લડાઇમાં આ સ્ત્રીનું ગળું એક અંગ્રેજના બાણથી વિંધાઇ ગયું હતું; અને તેના દુઃખથી તે એક બાળકની જેમ રડતી જોવામાં આવી હતી. એ જખમ

કારમો હતો, તે છતાં તે આખો દિવસ લડી; અને જ્યારે અમારાં માણસોએ ખરા અંગ્રેજોની જેમ તેના બધા હુમલાઓ પાછા હઠાવ્યા ત્યારે તેણી હાથમાં એક સફેદ ઝંડો લઇ કિલ્લાની દિવાલ સુધી સાવ એકલી ચાલી ગઇ. આ જોઇ અમારાં માણસો મંત્રમુગ્ધ થઇ ગયાં, અને ન ફોડી શકયા બંદુક કે ન કરી શકયા હથિયારના ઘા. આથી ફ્રેન્ચ સિપાઇઓ એમની ઉપર તૂટી પડયા, અને તેમને પૂલ ઉપર કાઢયાં ત્યાં તે પૂલ એકાએક સળગી ઊઠી તૂટી પડ્યો. અમારાં બિચારાં અસંખ્ય માણસો નદીમાં ઘસડાઇ મરણ પામ્યાં. આ શું **દાસીપુત્ર**નું યુદ્ધ કૌશલ્ય? કે પૂલને બાળનાર અગ્નિ તે પિશાચી ચોટના પ્રયોગથી પ્રકટ કરેલી નરકલોકની જ્વાળા! આપ વિચારો.

**વૉરિક** :—ગુરુ! આપ **મેસીર જહૉન**ના આવેશને ક્ષમા કરજો; પણ, એણે અમારી મૂળ વાત સ્પષ્ટ કહી આપી છે. અમારે કબૂલ છે કે **ડૂન્વા** ઘણો બાહોશ લડવૈયો છે; પણ એ ડાકણના આવવા અગાઉ તે કેમ કાંઇ નહોતો કરી શકયો?

**કોષોં** :—તેણીની મદદમાં કોઇ પ્રકારની અમાનુષી શકિતઓ નહોતી એમ મારૂં કહેવાનું નથી. પણ તમે જે સફેદ ધજા કહી તેના ઉપર સેતાન અને તેના સાથીઓનાં નામ નહોતાં, પણ આપણા **ઈસુ ભગવાન** અને તેમની દૈવી માતાનાં પવિત્ર નામો હતાં. તમારો સેનાપતિ જે ડુબી મરાયો—હું ધારૂં છું કે તેનું નામ **કલાઝ-ડા** હતું—

**વૉરિક** :—**ગ્લાસડેલ, સર વિલિયમ ગ્લાસડેલ.**

**કોષોં** :—હા, **ગ્લાસડેલ.** એ કાંઇ સત્પુરુષ નહોતો. અમારાં ઘણાં માણસો તો એમ માને છે કે તેણે **કન્યા**ની ઘણી નિન્દા કરી હતી, એથીજ તે ડૂબી મુવો.

**વૉરિક** :—( મૂંઝાવા માંડે છે ) ત્યારે આ બધી વાત ઉપરથી અમારે શું સમજવું ? શું **કન્યા**એ આપને પણ મેળવી લીધા ?

**કોષોં** :—એણે જો મને મેળવી લીધો હોત, તો હું એટલું તો સમજું છું કે ભરોંસો રાખી અહીં તમારા પંજામાં આવવા જેવું નથી.

**વૉરિક** :—( કચવાઇને અરજ કરતા હોય તેમ પણ લાગણી વિના ) ઓ ! ઓ ! ગુરુદેવ !

**કોષોં** :—જો સેતાન આ છોકરીનો ઉપયોગ કરતો હોય; અને હું માનું છું કે તે કરે છે—

**વૉરિક** :—( ફરી હિમ્મત આવે છે ) આહ ! તમે સાંભળ્યું કે **મેસીર જહૉન** ! હું જાણતો હતો કે ગુરુજી આપણને પડતા નહીં મૂકે. મારું વચમાં બોલવું માફ કરશો. આપ કહો.

**કોષોં** :—તમે માનો છો એમ જો હોય, તો તમે સેતાનને જેટલો શકિતમાન ગણો છો એથી **પણ** વિશેષ લાંબી દૃષ્ટિથી તે કામ કરી રહ્યો છે.

**વૉરિક** :—એમ ? એ કેવી રીતે ? આ સાંભળજો હો **મેસીર જહૉન** !

**કોષોં** :—સેતાનને એક સામાન્ય ગામડાની **કન્યા**નો આત્મા ભ્રષ્ટ કરવો હોય, તો શું તે એવા સહેલા કામને માટે છ આઠ લડાઇઓ જીતાડવા જેટલી તકલીફ લે ? ના, સરદાર ! એ **કન્યા** જો ભ્રષ્ટ થઈ શકતી હોત તો તે સેતાનના ગમે તે એક સામાન્ય અનુયાયીથી પણ થઇ શકત. એવાં નિર્માલ્ય કામોને અન્ધકારનો રાજા સેતાન હાથ લગાડતો નથી. એ જ્યારે ઘા કરે છે

ત્યારે તે ધાતું દૃષ્ટિબિન્દુ '**કેથોલિક**' **ચર્ચ**, જે આખી સૃષ્ટિનો ધર્મસ્થંભ છે, તેનો વિનાશ કરવાપર હોય છે. એ જ્યારે ભ્રષ્ટ કરે છે ત્યારે આખા મનુષ્ય લોકના આત્માને ભ્રષ્ટ કરે છે. આ મહા ભયંકર પ્રપંચ સામે મનુષ્ય જાતનું રક્ષણ કરવા **ચર્ચ** હંમેશ જાગૃત રહે છે. આ છોકરીમાં મહાન પ્રેરણા તો અવશ્ય છે, પરન્તુ તે પ્રેરણા રાક્ષસી છે.

**ચેપ્લેઈન** :—મેં આપને કહ્યું કે તે ડાકણ છે.

**કોષોં** :—ના. એ ડાકણ નથી પણ નાસ્તિક છે.

**ચેપ્લેઇન** :—એમાં શું ફેર ?

**કોષોં** :—તમે એક પાદરી થઇને મને એ પ્રશ્ન કરો છો ? તમારી અંગ્રેજોની બુદ્ધિ કેટલીક વખત આશ્ચર્યજનક દેખાય છે. આ બધી બાબતો જેને તમે જંતર મંતર, ચોટ વગેરે કહો છો તેના સામાન્ય કુદરતી ખુલાસા થઇ શકે તેમ છે. એ સ્ત્રીના ચમત્કારોથી કોઈ બાળક પણ ભોળવાય નહીં. તેણી પોતે પણ તેને ચમત્કારો કહેતી નથી. એણે જીતેલી લડાઇઓ શું બતાવે છે ? માત્ર એટલુંજ કે તમારા બીભત્સ વાણી ઉચ્ચારનારા **ગ્લાસડેલો** અને વકરેલ સાંઢ જેવા **ટૅાલ્બૅટો** કરતાં એની બુદ્ધિ સારી છે; અને શ્રદ્ધા ખોટી હોય તોપણ તેનાથી પ્રેરાયેલી હિમ્મત અંતે ક્રોધથી ઉદ્‌ભવેલી હિમ્મત કરતાં વધારે અડગ હોય છે.

**ચેપ્લેઇન** :—(આ શું સાંભળું છું એમ આશ્ચર્ય પામી) આપે શું **સર જહૉન ટૅાલ્બટ**, જેઓ **આયર્લૅન્ડ**ના ત્રણ વાર ગવર્નર હતા તેમને એક વકરેલ સાંઢ સાથે સરખાવ્યા !

ત્યારે તે ઘાતું દૃષ્ટિબિન્દુ ‘ **કેથોલિક** ’ **ચર્ચ**, જે આખી સૃષ્ટિનો ધર્મસ્થંભ છે, તેનો વિનાશ કરવાપર હોય છે. એ જ્યારે ભ્રષ્ટ કરે છે ત્યારે આખા મનુષ્ય લોકના આત્માને ભ્રષ્ટ કરે છે. આ મહા ભયંકર પ્રપંચ સામે મનુષ્ય જાતનું રક્ષણ કરવા **ચર્ચ** હંમેશ જાગૃત રહે છે. આ છોકરીમાં મહાન પ્રેરણા તો અવશ્ય છે, પરન્તુ તે પ્રેરણા રાક્ષસી છે.

**ચેપ્લેઇન** :—મેં આપને કહ્યું કે તે ડાકણ છે.

**કોષોં** :—ના. એ ડાકણ નથી પણ નાસ્તિક છે.

**ચેપ્લેઇન** :—એમાં શું ફેર ?

**કોષોં** :—તમે એક પાદરી થઇને મને એ પ્રશ્ન કરો છો ? તમારી અંગ્રેજોની બુદ્ધિ કેટલીક વખત આશ્ચર્યજનક દેખાય છે. આ બધી બાબતો જેને તમે જંતર મંતર, ચોટ વગેરે કહો છો તેના સામાન્ય કુદરતી ખુલાસા થઇ શકે તેમ છે. એ સ્ત્રીના ચમત્કારોથી કોઈ બાળક પણ ભોળવાય નહીં. તેણી પોતે પણ તેને ચમત્કારો કહેતી નથી. એણે જીતેલી લડાઇઓ શું બતાવે છે ? માત્ર એટલુંજ કે તમારા બીભત્સ વાણી ઉચ્ચારનારા **ગ્લાસડેલો** અને વકરેલ સાંઢ જેવા **ટાલ્બોટો** કરતાં એની બુદ્ધિ સારી છે; અને શ્રદ્ધા ખોટી હોય તોપણ તેનાથી પ્રેરાયેલી હિમ્મત અંતે ક્રોધથી ઉદ્‌ભવેલી હિમ્મત કરતાં વધારે અડગ હોય છે.

**ચેપ્લેઇન** :—( આ શું સાંભળું છું એમ આશ્ચર્ય પામી ) આપે શું **સર જહૉન ટૉલ્બટ**, જેઓ **આયર્લૅન્ડ**ના ત્રણ વાર ગવર્નર હતા તેમને એક વકરેલ સાંઢ સાથે સરખાવ્યા !

**વૉરિક**:—**મેસીર જહૉન**! તમે એવી સરખામણી કરો તો સારૂં ન લાગે; કારણ કે તમે સરદારીથી છ પેઢી છેટા છો; પણ હું અર્લ[૧] છું, અને **ટૉલ્બટ** માત્ર એક નાઇટ[૨] છે, એટલે એ સરખામણી હું સ્વીકારી લઉં છું. (બિશપને) ગુરુજી! હું જંતર મંતરની વાત જવા દઉં તોપણ આપણે એ બાઇને બાળ્યા વિના છુટકો નથી.

**કોષોં**:—હું એને બાળી ન શકું. **ચર્ચ**થી હત્યા ન થઇ શકે. વળી મારો પ્રથમ ધર્મ એ છોકરીનો ઉદ્ધાર કરવાનો છે.

**વૉરિક**:—એ તો સાચું, પણ આપ કેટલીક વખત લોકોને બાળો છો તો ખરા.

**કોષોં**:—ના. જીવનના વૃક્ષમાંથી જ્યારે કોઇ દૃઢ નાસ્તિકને, એક સૂકાઇ ગયેલ ડાળીની માફક કાપી નાખી **ચર્ચ** ધર્મબહાર ઠરાવે છે, ત્યારે તે નાસ્તિક રાજસત્તાને સોંપાય છે. પછી રાજસત્તા જે કાંઈ કરે તે સાથે **ચર્ચ**ને લેશ માત્ર સંબંધ નથી.

**વૉરિક**:—બરાબર! અને આના સંબંધમાં રાજસત્તા હું હોઇશ. આપ મને આપના ઝાડની સૂકાઈ ગએલી ડાળી સોંપો અને તેને માટે અગ્નિ તૈયાર રહે તે હું જોઈ લઇશ. જો **ચર્ચ** પુરતા કામની આપ ખાતરી આપશો તો રાજ પુરતી ખાતરી હું આપીશ.

**કોષોં**:—(અંદરનો ક્રોધ છુપાવવા પ્રયત્ન કરતો) હું એવી કાંઈ ખાતરી આપવાનો નથી. તમે બધા મોટા સરદારો તો એમજ માની બેઠા છો કે **ચર્ચ** તો માત્ર તમારી રાજકીય સગવડો સાચવવાનું એક સાધન છે.

---

૧ અર્લ—મોટો ઉમરાવ.

૨ નાઈટ—નાનો ઉમરાવ.



ચેપ્લેઈન.　　　　ધર્મગુરુ કોષોં.　　　　વૉરિકના ઉમરાવ.

**"સન્ત જોઅન"** માં ખરા મહત્ત્વનું દૃશ્ય. **જોઅનને** લીધે **ચર્ચની** સંસ્થાને શો ભય છે તે **બોવેના** ધર્મગુરુ **કોષોં** જણાવે છે, ફ્યુડલ રાજનીતિનાં મૂળને તેણીએ કેવી રીતે નિર્બળ ર્યાં છે તે **વૉરિકના** ઉમરાવ સમજાવે છે અને અંગ્રેજ ચેપ્લેઈન અંગ્રેજ પક્ષની દૃષ્ટિથી સમયની તાત્કાલિક જરૂરીયાતો દર્શાવે છે.

**વૉરિક**:—**મેસીર જહૉન**! તમે એવી સરખામણી કરો તો સારૂં ન લાગે; કારણ કે તમે સરદારીથી ૭ પેઢી છેટા છો; પણ હું અર્લ[1] છું, અને **ટૉલ્બટ** માત્ર એક નાઇટ[2] છે, એટલે એ સરખામણી હું સ્વીકારી લઉં છું. (બિશપને) ગુરુજી! હું જંતર મંતરની વાત જવા દઉં તોપણ આપણે એ બાઇને બાળ્યા વિના છુટકો નથી.

**કોષોં**:—હું એને બાળી ન શકું. **ચર્ચ**થી હત્યા ન થઇ શકે. વળી મારો પ્રથમ ધર્મ એ છોકરીનો ઉદ્ધાર કરવાનો છે.

**વૉરિક**:—એ તો સાચું. પણ આપ કેટલીક વખત લોકોને બાળો છો તો ખરા.

**કોષોં**:—ના. જીવનના વૃક્ષમાંથી જ્યારે કોઇ દૃઢ નાસ્તિકને, એક સૂકાઇ ગયેલ ડાળીની માફક કાપી નાખી **ચર્ચ** ધર્મબહાર ઠરાવે છે, ત્યારે તે નાસ્તિક રાજસત્તાને સોંપાય છે. પછી રાજસત્તા જે કાંઈ કરે તે સાથે **ચર્ચ**ને લેશ માત્ર સંબંધ નથી.

**વૉરિક**:—બરાબર! અને આના સંબંધમાં રાજસત્તા હું હોઈશ. આપ મને આપના ઝાડની સૂકાઈ ગએલી ડાળી સોંપો અને તેને માટે અગ્નિ તૈયાર રહે તે હું જોઈ લઈશ. જો **ચર્ચ** પુરતા કામની આપ ખાતરી આપશો તો રાજ પુરતી ખાતરી હું આપીશ.

**કોષોં**:—(અંદરનો ક્રોધ છુપાવવા પ્રયત્ન કરતો) હું એવી કાંઈ ખાતરી આપવાનો નથી. તમે બધા મોટા સરદારો તો એમજ માની બેઠા છો કે **ચર્ચ** તો માત્ર તમારી રાજકીય સગવડો સાચવવાનું એક સાધન છે.

---

૧ અર્લ—મોટો ઉમરાવ.

૨ નાઈટ—નાનો ઉમરાવ.

**વૉરિક**:—(ખુશી રાખવા જતો હોય તેમ હસતે મોઢે) અમારે ઇંગ્લંડમાં એમ નથી; હું આપને ખાતરી આપું છું.

**કોષોં**:—બીજે બધે કરતાં ઇંગ્લંડમાં એ માન્યતા વિશેષ દૃઢ છે. ના, ઉમરાવ! **પ્રભુ**ના દરબારમાં, આ ગામડાની બાળાનો આત્મા અને તમારો કે તમારા રાજાનો આત્મા સમાન છે. અને તેના આત્માને બચાવવો તે મારી પહેલી ફરજ છે. આપ મારી સામે હસો છો. જો તેનો અર્થ એમ થતો હોય કે હું માત્ર અર્થ વિનાના શબ્દોજ બોલી જાઉં છું, અને આપણે નક્કી થઇ ગયું છે કે મારે આ છોકરી તમને સોંપાવવી, તો હું તે સહન કરવાનો નથી. હું કોઇ સામાન્ય રાજકીય ધર્મગુરુ નથી. જેટલું તમને તમારા સ્વમાન[૧] માટે છે, એટલુંજ મને મારા પવિત્ર ધર્મ માટે છે. જો એવી એક પણ બારી હશે કે જેમાંથી આ **પ્રભુ**નું બાળક પોતાના મોક્ષ માર્ગે જઈ શકે તો હું તેને તે માર્ગે દોરીશ.

**ચેપ્લેઇન**:—(ક્રોધથી ઊભો થઇ જાય છે.) તમે બેવફા છો!

**કોષોં**:—(ઊભા થઇને) પાદરી તું જુઠ્ઠો છો! આ સ્ત્રીએ પોતાના દેશને પવિત્ર '**કેથોલિક**' **ચર્ચ**થી ઊંચી પદવી આપવા હિમ્મત કરી છે; તેમ જો તેં પણ કર્યું, તો તું પણ તેણીની સાથે ચિતામાં જઇશ!

**ચેપ્લેઇન**:—(ઘણોજ ડરીને) ગુરુજી! હું—મારાથી વધારે પડતું કહેવાયું. હું—(ટાઢો પડી બેસી જાય છે.)

---

૧ સ્વમાન=Honour. એ જમાનામાં યુરોપના ઉમરાવો અને સજ્જનોમાં એ અગ્રસ્થાને હતું. જો લેશમાત્ર અપમાન થાય કે કલંક લાગે કે કલંક લાગ્યું એમ લોકો કહે તો તેઓ લડી મરતા.

**વૉરિક**:—( હવે શું થશે એમ ભયથી ઉભો થઈ ગયેલ છે. ) ગુરુજી ! આચાર્ય **જહૉન દે. સ્ટોગંબરે** જે શબ્દ ઉચ્ચાર્યો તે માટે હું આપની ક્ષમા ચાહું છું. પણ **ઇંગ્લંડ**માં એ શબ્દનો અર્થ અહીં **ફ્રાન્સ**માં થાય છે તેવો નથી થતો. આપની ભાષામાં "એવફા" નો અર્થ ખૂટલ માણસ થાય છે, જેમ કે કોઇ વિશ્વાસ-ઘાતી, હરામી કે નિમકહરામ હોય તે; અમારા દેશમાં એનો માત્ર એટલોજ ભાવાર્થ છે કે તે માણસ બધી બાબતોમાં અંગ્રેજનો શુભચિંતક નથી.

**કોષોં**:—(શાન્ત થઇ ) હું દિલગીર છું; હું એ સમજતો નહોતો ( પીઢતાથી પોતાની ખુરશી ઉપર બેસી જાય છે).

**વૉરિક**:—( ચિંતા દૂર થઈ હોય તેમ પાછો બેસે છે. ) આ બિચારી છોકરીને બાળવી, એ મારે મન એક નજીવી વાત છે એમ મારી વર્તણુક કે બોલવા ઉપરથી આપને લાગ્યું હોય તો હું આપની માફી ચાહું છું. પણ જ્યારે અસંખ્ય ગામડાંઓ, કેમ જાણે કે તે સામાન્ય લશ્કરી રૂઢિ હોય તેમ ફરી ફરીને બાળી વેરાન કરી નખાતાં જોયાં હોય, ત્યારે માણસે હૃદય કઠણ કર્યા સિવાય છુટકો નથી. નહીં તો એવા બનાવો જોઇ તે ગાંડો થઇ જાય. હું તો જરૂર ગાંડો થઇ જાઉં. હું તો તેને મારા કામની દૃષ્ટિથીજ જોઇ શકું. આપ મહાન ધર્મગુરુ છો. એ પદવીનો ધર્મ બજાવ-વામાં આપને અનેક નાસ્તિકો બાળી નખાતાં જોવામાં આવ્યા હશે. આપ તેને હંમેશ કર્તવ્યની દૃષ્ટિથી જુઓ છો. તે વાત જો ભૂલીએ તો તે બધા પ્રસંગો અત્યંત ત્રાસદાયક ગણાય.

**કોષોં**:—હા. એ એક દુઃખદાયક ફરજ છે. તમે કહો છો તેમ, ત્રાસદાયક છે. પરંતુ નાસ્તિકપણાના ત્રાસની સરખામણીમાં તે

કંઈજ નથી. હું આ છોકરીના શરીરનો વિચાર નથી કરતો; તે તો માત્ર થોડો વખતજ પીડાશે: વળી થોડી ઘણી પીડા સહિત એનું મૃત્યુ કોઇ વખત તો થવાનું. પણ હું તો તેના આત્માનો વિચાર કરૂં છું. તેણીનો આત્મા! જેને કદાચ નાસ્તિક સ્થિતિમાં નરકે પડી શાશ્વત પીડા ભોગવવી પડે.

**વૉરિક**:—એ બરાબર. અને **પ્રભુ** કરે ને તેણીનો આત્મા બચી જાય! પણ અત્યારે વ્યાવહારિક પ્રશ્ન તો એ દેખાય છે કે એનું શરીર બચાવ્યા સિવાય એના આત્માને કેમ બચાવવો? આપણે એક વાત સ્પષ્ટ સમજ્યા વિના છુટકો નથી અને તે એ કે, આ **કન્યાએ** જે વિચારો પ્રચલિત કર્યા છે તે જો ચાલ્યા કરશે, તો આપણા પક્ષનો અવશ્ય અસ્ત છે.

**ચેપ્લેઇન**:—(રોતલ માણસની જેમ) હું બોલું સાહેબ?

**વૉરિક**:—ખરેખર, **મેસીર જહૉન**, જો તમે તમારા મિજાજને કાબૂમાં રાખી શકવાના ન હો, તો ન બોલો તો વધારે સારૂં.

**ચેપ્લેઇન**:—મારે એકજ વાત કહેવી છે; મારી ભૂલ હોય તો આપ સુધારશો. મારૂં કહેવું તો એ છે કે આ **કન્યા** મહા લુચ્ચી છે; તે ધાર્મિક ડોળ કરે છે; તેણીની પ્રાર્થના અને પ્રાયશ્ચિત્તોનો કાંઇ પાર નથી. જો તે **ચર્ચ**ની એક ખરી પુત્રીને ઘટે એવો દરેક વિધિ સાચવતી હોય તો તેનાપર નાસ્તિકતાનો આરોપ કેમ મૂકી શકાય?

**કોષોં**:—(ક્રોધાયમાન થઇને) **ચર્ચ**ની ખરી પુત્રી! આ **સ્ત્રીએ** જે દાવો કર્યો છે તે દાવો કોઈ જગદ્ગુરુએ પણ પોતાની સૌથી સમર્થ સ્થિતિમાં કરવાની હિમ્મત કરી નથી. પોતેજ **ચર્ચ** હોય એવી **રીતે** તેણી વર્તે છે; **પ્રભુનો સંદેશો** પોતેજ લાવીને **ચાર્લ્સ**ને આપે,

અને **ચર્ચે** બાજુ પર ઉભા રહેવું. **ર્‌હીમ્ઝ**ના દેવળમાં **ચાર્લ્સ**ને રાજમુકુટ પોતે પહેરાવશે; **ચર્ચ** નહીં, પણ પોતે! **ઇંગ્લં**ડના રાજાને તે પત્રો લખે છે કે **ઈશ્વરે** તેને પોતાના ટાપુમાં પાછો જવા તેણી મારફત ફરમાન મોકલ્યું છે અને જો તે તેમ નહીં કરે તો **ઈશ્વર**ની આજ્ઞા પ્રમાણે પોતે તેને દંડશે! મારે તમને અહીં કહેવું જોઇએ કે આવા પત્રો લખવાની પ્રથા મહાન **ક્રાઇસ્ટ** વિરોધી **મહમ્મદે** પાડી હતી. તેણી જે કાંઇ બોલી છે તેમાં તેણે **ચર્ચ** વિષે એકપણ શબ્દ કહ્યો છે? કદી નહીં. જ્યાં જુઓ ત્યાં **પ્રભુ** અને પોતે સિવાય બીજી વાત નથી.

**વૉરિક**:—એક ભીખારી ઘોડે ચડે એમાં બીજું શું પરિણામ આવે? એનું મગજ ફરી ગયું છે.

**કોષોં**:—તે કોણે ફેરવ્યું? સેતાને. અને તે પણ એક મહાન રાક્ષસી હેતુથી. તે આ નાસ્તિકવૃત્તિ બધે ફેલાવી રહ્યો છે. એક **હસ** નામનો માણસ, જેને **કોન્સ્ટંસ**માં બાર તેર વર્ષ પહેલાંજ બાળવામાં આવ્યો હતો, તેણે આખા **બોહીમીયા**ને [1] એ ચેપ લગાડયો. એક **વીક્લીફ** નામનો, જેણે પોતે પાદરીની ધાર્મિક પદવી મેળવી હતી, તેણે **ઇંગ્લં**ડમાં એ અધર્મ ફેલાવ્યો; એમાં તમારી શરમની વાત તો એ છે કે તમે તેને પોતાના ખાટલામાં મરવા દીધો. અમારે અહીં **ફ્રાન્સ**માં પણ એવાં માણસો છે. હું એ જાતને બરાબર ઓળખું છું, તે ચેપી છે. જો તેને કાપી, ચગદી, બાળી કાઢવામાં નહીં આવે તો આખા જન સમાજને અધર્મ, અપ્રમાણિકતા અને પાપમાં ડૂબાડી તેનો પ્રલય કર્યા પહેલાં તે અટકશે નહીં. એના વડે એક ઊંટ ચારનાર આરબે [2] **ક્રાઇસ્ટ** અને તેના **ચર્ચ**ને **જેરુસેલમ**માંથી હઠાવી કાઢયાં; અને કોઇ વિક્રાળ પ્રાણીની

૧ બોહીમીઆ = એક દેશ. ૨ મહમદ પેગંબર.

માફક નિકંદન કરતો પશ્ચિમ તરફ એટલા ઝપાટાથી ચાલ્યો કે અન્તે **ફ્રાન્સ**ની અને અધર્મની આડે **પીરીનીઝ**ના પહાડો અને ઈશ્વરની મહાન કૃપા સિવાય બીજું કાંઈ રહ્યું નહીં. પણ શરૂઆતમાં તો આ ઊંટ હાંકનારે આપણી અત્યારની ભરવાડની છોકરીથી કાંઇ વિશેષ કર્યું ન હતું. એના દેવનાદો **સન્ત ગેબ્રીઅલ**થી આવતા અને આ છોકરીના દેવનાદો **સન્ત કેથેરીન, સન્ત માર્ગરેટ** અને પવિત્ર **માઇકલ**થી આવે છે. એ પોતાને **પ્રભુ**નો દૂત કહેતો **અને પ્રભુ**ના નામથી પૃથ્વીના રાજાઓને કાગળો લખતો. આવા કાગળો આ બાઈ તરફથી રોજ જાય છે. **પ્રભુ** પાસે આપણું સારૂં કરાવે એવી **પ્રભુ**ની માની પ્રાર્થના કરવાને બદલે હવે **કન્યા જોઅન**ની પ્રાર્થના કરવાનો આપણો વખત આવ્યો છે. જો સેતાન ગમે તે મજૂર કે ગામડાની છોકરીમાં મહાન અહંકાર રેડી પોતામાં દૈવી પ્રેરણા છે એવું તેને મનાવશેઃ અને એ માન્યતા કબૂલ રાખી **ચર્ચ**નું સંગ્રહિત જ્ઞાન, વિદ્વત્તા અને અનુભવ, તેની વિદ્વાનોની મંડળીઓ, માનલાયક ધાર્મિક પુરુષો વગેરેને લોકો એક કોર ખસેડી નાખશે, તો આ દુનિયાની શી સ્થિતિ થવાની ? તેના વિચાર માત્રથીજ મારૂં હૃદય કંપી ઊઠે છે. મારી આખી જિન્દગી હું તેની સામે લડયો છું; અને અંત સુધી પણ લડીશ. આ સ્ત્રીનાં બધાં પાપો તેને માફ કરો. માત્ર એક આ પાપ નહીં; કારણ કે, તે પાપ ઈશ્વરની વિરુદ્ધનું છેઃ અને જો તેણે જગ જાહેર રીતે ધૂળમાં લોટી પ્રાયશ્ચિત્ત ન કર્યું અને જો રજેરજ પોતાના આત્માને **ચર્ચ**ને સ્વાધીન ન કર્યો તો જો તે એક વખત મારા હાથમાં આવી, તો તે નક્કી અગ્નિમાં જશે.

**વૉરિક** :—(કાંઇપણ અસર થયા સિવાય) આપને એ બહુ લાગી આવે, તે સ્વાભાવિક છે.

**કોષોં** :—શું તમને નથી લાગી આવતું ?

**વૉરિક** :—હું તો સિપાઇ છું, એટલે **ચર્ચ**ના વિષયો થોડા સમજું. એક યાત્રાળુ તરીકે મને મુસલમાનોનો થોડો ઘણો પરિચય થયો હતો. મને કહેવામાં આવ્યું હતું એવા ખરાબ તો એ લોકો નહોતા. કેટલીક બાબતોમાં તો એમની રીતભાત આપણી સરખામણીમાં સારી હતી.

**કોષોં** :—( ન ગમ્યું હોય તેમ ) મેં આ પહેલાં પણ જોયું છે. કાફરોને ક્રિશ્ચયન બનાવવા માણસો પૂર્વના દેશોમાં જાય છે; ઉલટા કાફરો તેમને બગાડે છે. ક્રૂઝેડર[1] જ્યારે પાછો આવે ત્યારે તે અરધો સારેસેન[2] બની ગયો હોય છે. વળી **અંગ્રેજો** તો જન્મથીજ નાસ્તિક હોય છે, પણ એ વાત અહીં કરવાની જરૂર નથી.

**ચેપ્લેઇન** :—અંગ્રેજો નાસ્તિક ! ! ( **વૉરિક** તરફ મદદ માટે નજર કરી ) સાહેબ ! આપણે શું આ સાંભળી લેવું ? પણ ધર્મગુરુથી એ કદાચ ઉતાવળમાં બોલી જવાયું હશે. અંગ્રેજોની કોઇપણ માન્યતા નાસ્તિક કેમ હોઇ શકે ? એ તો વદતો વ્યાઘાત થયો !

**કોષોં** :—અજેય અજ્ઞાનની દલીલ ઉપર હું તમને જતા કરું છું. તમારા દેશની ધાટી હવામાં ધર્મશાસ્ત્રીઓ જન્મતા નથી.

---

૧–૨ **પેલેસ્ટાઇન**માં **ક્રાઈસ્ટ**નો જન્મ થયેલો અને તેનું જીવન ત્યાં પસાર થયેલું હોઈ તે દેશ ક્રિશ્ચયનો માટે પવિત્ર ગણાય છે. ઘણાં વર્ષોથી એ દેશ મુસલમાનોના હાથમાં છે. **જોઅન**ના જમાનામાં ક્રિશ્ચયન લોકો એ દેશ મુસલમાનોના હાથમાંથી છોડાવી પોતે હાથ કરવા પ્રયત્ન કરી રહ્યા હતા. તે ક્રિશ્ચયનો ક્રૂઝેડર્સ કહેવાતા અને મુસલમાનો સારેસેન કહેવાતા.

**વૉરિક** :—ગુરુ ! આપ જો અમારા ધાર્મિક ઝગડા સાંભળો તો આપ એમ ન કહો. મારી મુસાફરીઓના અનુભવ પરથી હું જાણું છું કે મુસલમાનોને આપણા **ક્રાઇસ્ટ ભગવાન** માટે ઘણું માન છે, તે ઉપરથી જો આપ મને નાસ્તિક અથવા મૂર્ખ માનતા હો તો હું દિલગીર છું. પણ **મહમ્મદ** એક ઉંટ ચારનાર હતો તેથી આપ જેટલું ઓછું આણો છો એટલું **સન્ત પીટર** એક મચ્છીમાર હતા એનું એ લોકો ઓછું આણતા નથી. આ મારો જાતિ અનુભવ છે. પણ એ વાત બાજુ ઉપર મૂકીએ, કારણ કે આપણી મૂળ વાત તો આપણે ધર્માંધ થયા સિવાય હાથમાં લઈ શકશું.

**કોષોં** :—**ક્રાઇસ્ટ**ના **ચર્ચ** માટેની ખંતને લોકો ધર્માંધતા કહે ત્યારે શું સમજવું એ હું જાણું છું.

**વૉરિક** :—એ તો એકજ વસ્તુનાં માત્ર પૂર્વ અને પશ્ચિમનાં દૃષ્ટિબિન્દુ છે.

**કોષોં** :—( ખેદથી ) માત્ર પૂર્વ અને પશ્ચિમ ! માત્ર ! !

**વૉરિક** :—ગુરુજી ! હું આપનો કાંઇ વિરોધ નથી કરતો. **ચર્ચ**ને તો આપ દોરી શકશો; પણ આપે અમીર ઉમરાવોને પણ સાથે લેવાની જરૂર છે. મારી માન્યતા પ્રમાણે તો આપે હમણાં કહ્યો તે કરતાં પણ એક વિશેષ સજ્જડ દાવો **કન્યા** વિરૂદ્ધ છે. ખરૂં પૂછો તો આ છોકરી એક બીજો **મહમ્મદ** બની એક નવા નાસ્તિક ધર્મથી **ચર્ચ**ને ડૂબાડી દે, એવો ભય મને તો નથી. હું માનું છું કે એ ભય પર આપ વિશેષ ભાર મૂકો છો. પરંતુ આપે જોયું છે કે તેણીએ પોતાના પત્રોમાં જેમ **ચાર્લ્સ** ઉપર આગ્રહ કર્યો છે, તેમ **યૂરોપ**ના રાજાઓને તેણે એક એવી સૂચના કરી છે

કે જો તેનો સ્વીકાર થાય તો ક્રિશ્ચયન ધર્મના પ્રદેશોની આખી સામાજિક રચના ભાંગી પડે ?

**કોષોં** :—**ચર્ચ** ભાંગી પડે; એ તો મેં કહ્યું.

**વૉરિક** :—(જેની શાન્તિનો અંત આવ્યો દેખાય છે) ગુરુદેવ! આપ કૃપા કરી **ચર્ચ**ને બે ઘડી આપના મગજમાંથી કાઢી નાખો; અને વિચારો કે ધાર્મિક સંસ્થાઓ ઉપરાંત રાજકીય સંસ્થાઓ પણ આ દુનિયામાં છે. જેમ આપ **ચર્ચ**ના પ્રતિનિધિ છો તેમ હું અને મારા જેવા બીજાઓ ફ્યૂડલ ઉમરાવોના પ્રતિનિધિ છીએ. અમે રાજકીય સત્તા છીએ. હવે જો વિચારશો તો આ છોકરીના સિદ્ધાંતો અમારી વિરૂદ્ધના કેવી રીતે છે તે આપ સમજી શકશો.

**કોષોં** :—એના સિદ્ધાંતો **ચર્ચ** વિરૂદ્ધના હોઈ આપણી સર્વની વિરૂદ્ધના છે. એથી બીજી રીતે આપને તે શી હાનિ કરી શકે ?

**વૉરિક** :—તેણીનો સિદ્ધાંત તો એ છે કે રાજાઓએ પોતાનાં રાજ્યો **ઈશ્વર**ને અર્પણ કરી દેવાં અને પછી માત્ર **ઈશ્વર**ના કામદાર તરીકે રાજ્ય ચલાવવાં.

**કોષોં** :—(કાંઈ રસ વિના) ધર્મશાસ્ત્રના પ્રમાણથી તો એ વિચાર સાવ સાચો છે. વળી જ્યાંસુધી રાજાઓને રાજ કરવાનું મળશે ત્યાંસુધી તેઓ કાંઈ વાંધો ઉઠાવવાના નથી. પણ આ તો એક ખાલી વિચારજ છે. માત્ર શબ્દોની રચના.

**વૉરિક** :—ના. એવું નથી. એમાં તો ઉમરાવોને નાબૂદ કરી, રાજાના હાથમાં એકહથ્થુ સત્તા સોંપવાનો ઊંડો પ્રપંચ છે. અત્યારે રાજા ઉમરાવોમાં એક મોટો ઉમરાવ છે; તેને બદલે એ તેમનો ધણી

થઇ પડે. એ અમારાથી કેમ સહન થાય? અમે કોઇને ધણી કહેતા નથી. એક દેખાવની ખાતર, અમારી જમીન અને અમારાં માન અમે રાજા પાસેથી ગ્રહણ કરીએ છીએ, કારણ કે મનુષ્ય સમાજની રચનાને અમુક મેરૂ તો હોવો જોઇએ: પણ અમારી જમીન તો અમોનેજ સ્વાધીન છે: તેનું રક્ષણ પણ અમે અમારી અને અમારાં લોકની તરવારોથી કરીએ છીએ. હવે આ **કન્યા**ની સૂચના પ્રમાણે તો રાજા અમારી જમીન લઇ લે—અમારી જમીન!—અને એ સર્વ **પ્રભુ**ને અર્પણ કરે; અને પછી **પ્રભુ** તે સુવાંગ જમીન રાજાને સોંપે!!

**કોષોં**:—એમાં તમારે કાંઇ ડરવા જેવું છે? અંતે રાજા બનાવનારા તો તમેજ છો. **વિલાયતમાં યોર્ક** અથવા **લેન્કેસ્ટર, ફ્રાન્સમાં લેન્કેસ્ટર** અથવા **વેલ્વા,**[1] એ કુટુમ્બો તમે ઉમરાવોની ઇચ્છા પ્રમાણેજ રાજપદવી મેળવે છે.

**વૉરિક**:—હા. પણ એ તો જ્યાં સુધી લોકો પોતાના ફ્યૂડલ ઉમરાવને માન્ય રાખે છે, અને એમ સમજે છે કે રાજા તો માત્ર એક દર્શન કરવાની મૂર્તિ છે, અને તેની માલેકી સરિયામ રસ્તા—જેની ઉપર તો હરકોઇનો હક્ક છે તે—સિવાય બીજા કશા પર નથી, ત્યાં સુધી. જો લોકોના વિચારો ને હૃદયો રાજા તરફ વળે, અને ઉમરાવો લોકોની દૃષ્ટિમાં રાજાના નોકરો થઇ જાય, તો રાજા અમને વીણી વીણીને મારી નાખે. અને અમે એના દરબારોમાં માત્ર લાલપીળાં કપડાંવાળા દરબારીઓ બની જઇએ.

---

૧ આ રાજાઓના કુટુમ્બનાં નામો છે. જેમ આપણે ગોહેલ, જાડેજા, સોલંકી કે ભોંસલે કહીએ તેમ. પણ ત્યાં દીકરીમાં પણ વારસો ઉતરી શકતો હોવાથી રાજકુળનું નામ ફરતું.

**કોષોં**:—તોપણ આપને ભય રાખવા જેવું નથી. કેટલાક માણસો જન્મથી રાજા હોય છે અને કેટલાક જન્મથી રાજકીય પુરુષો હોય છે. તે બન્ને ગુણો એકજ વ્યક્તિમાં તો કવચિતજ હોય છે. તો પછી આવી રાજનીતિ ઘડવા અને તેને અમલમાં મુકવા રાજાને તમો બધા સિવાય મંત્રીઓ કયાંથી મળશે ?

**વૉરિક**:—(હસતે મોઢે પણ એ હસવામાં મિત્રભાવ નથી.) કદાચ **ચર્ચ**માંથી, ગુરુજી. (**કોષોં** પણ ખોટી રીતે હસી ખભા ઊંચા કરે છે પણ વિરૂદ્ધ પડતો નથી.) જો ઉમરાવોનો નાશ થયો તો બધી સત્તા ધર્મગુરુઓના હાથમાં જવાની.

**કોષોં**:—(પોતાની મોટાઇની ઢબ છોડી દઈ સમજાવતો હોય તેમ) ઉમરાવ ! આપણે જો અંદર અંદર લડીશું તો આપણે **કન્યા**ને હરાવી શકશું નહીં. હું સારી રીતે જાણું છું કે જ્યાં સુધી સત્તૈષણા શક્તિ દુનિયામાં વ્યાપક છે ત્યાં સુધી બાદશાહ અને જગદ્દગુરુ વચ્ચે, ઉમરાવો અને રાજકીય ધર્મ-ગુરુઓ વચ્ચે, તેમજ ઠાકોરો અને રાજાઓ વચ્ચે વિગ્રહ રહેવાનો. **સે**તાન હમેશાં ભેદ પડાવી આપણા પર રાજ કરે છે. આપ રગેરગમાં એક ઉમરાવ છો, જેમ હું મારી રગેરગમાં એક **ચર્ચ**નો માણસ છું. પણ શું એક સામાન્ય શત્રુની હાજરીમાં આપણે આપણા મતભેદ સંકેલી ન શકીએ ? હવે હું જોઇ શકું છું કે આ છોકરી **ચર્ચ**ને એક પણ વખત સંભાર્યા સિવાય માત્ર **પ્રભુ** અને પોતાનોજ વિચાર કરે છે, તે આપને ખટકતું નથી; પણ આપને જે ખરેખર ખટકે છે એ તો એ કે માત્ર રાજા અને પોતાના વિચારમાં તેણી ઉમરાવોનું એક પણ વખત નામ લેતી નથી.

**વૉરિક**:—બરાબર છે. પણ તેણીના આ બન્ને વિચારોનું રહસ્ય તો એકજ છે. તે ઘણું ઊંડું જાય છે, ગુરુ. તે વ્યક્તિગત આત્માએ ઉઠાવેલું બંડ છે. એ એમ કહે છે કે એક વ્યક્તિ અને તેના **પ્રભુ**ની વચ્ચે ધર્મગુરુ કે ઉમરાવની દખલ હોવી જોઇએ નહીં. મારે જો એ વિચારનું નામ પાડવું હોય તો હું તેને ધાર્મિક વ્યક્તિસ્વાતંત્ર્ય[1] કહું.

**કોષોં**:—(તેની સામે તાકી**ને** જોઇને) તમે આ વિષય બહૂજ સારી રીતે સમજો છો; અંગ્રેજના ખોળીયામાં તો ધાર્મિક વ્યક્તિ-સ્વાતંત્ર્યજ વસે છે.

**વૉરિક**:—(અત્યંત વિવેક **દે**ખાડી) **કન્યા**ની રાજકીય નાસ્તિકતા પ્રત્યે આપ છેકજ સહાનુભૂતિ વિનાના હો એમ હું માનતો નથી. એ નાસ્તિકતાને શું નામ આપવું તે હું આપના ઉપર છોડું છું.

**કોષોં**:—આપ મને સમજ્યા નથી. મને તેણીની રાજકીય ધુન માટે કાંઇ લાગણી નથી. એક પાદરી તરીકે મને સામાન્ય લોકોની વૃત્તિનું જ્ઞાન મળ્યું છે, અને ત્યાં મને એક બીજો ભયાનક પવન દેખાયો છે. હું તેને સ્પષ્ટ રીતે વર્ણવી શકું તેમ નથી; પરન્તુ આવા શબ્દો વાપરીએ કે ફ્રેન્ચ લોકોને માટે **ફ્રાન્સ**, અંગ્રેજોને માટે **ઇંગ્લંડ**, ઇટાલિયનોને માટે **ઈટલી**, સ્પેનિશને માટે **સ્પેન** વગેરે, તો ચાલે. ગામડાના લોકોનાં મન આ વિષે કેટલીકવાર એટલાં સાંકડાં અને જીદ્દી હોય છે કે આ છોકરી પોતાના ગામના લોકો માટે પોતાનું ગામડું એવા વિચારથી વધારે લાંબી દૃષ્ટિ કરી શકે છે એ મને આશ્ચર્ય ઉપજાવે છે. પણ એ તેણી કરી શકે છે, અને કરે છે. જ્યારે તેણી **ફ્રાન્સ**ની ભૂમિ ઉપરથી અંગ્રેજોને હાંકી કાઢવાની

૧ ધાર્મિક વ્યક્તિસ્વાતંત્ર્ય—પ્રોટેસ્ટંટીઝમ.

વાત કરે છે, ત્યારે તેના મનમાં જેટલા પ્રદેશમાં ફ્રેન્ચ ભાષા બોલાય છે તેટલો આખો પ્રદેશ છે એમાં કાંઇ શક નથી. તેણીને મન ફ્રેન્ચ બોલનારા લોકો એટલે આપણા પવિત્ર શાસ્ત્રમાં વર્ણવેલું "રાષ્ટ્ર" હોય એમ હું માનું છું. આપને ઠીક લાગે તો તેની નાસ્તિ-કતાના આ અંશને આપ "રાષ્ટ્રીયભાવ[૧]" કહી શકો. મને એથી વિશેષ ઉત્તમ નામ સૂઝતું નથી. હું તો માત્ર આપને એટલુંજ કહી શકું કે એ **'કેથોલિક'**ની અને ક્રિશ્ચયનની વિરોધી છે; કારણ કે **'કેથોલિક' ચર્ચ** તો એકજ રાજ્ય સ્વીકારે છે અને તે રાજ્ય માત્ર **ભગવાન ક્રાઇસ્ટનું**. એ રાજ્યના ભાગલા પાડી જૂદાં જૂદાં રાષ્ટ્રો બનાવો તો તમે **ક્રાઇસ્ટ**ને પદભ્રષ્ટ કરો; અને **ક્રાઇસ્ટ** પદભ્રષ્ટ થાય તો લોકોને આધાર કોનો રહે? ત્યારે લુચ્ચાલફંગા અને આપણાં ગળાં કાપનારાઓને આડો હાથ કોણ દેશે? એ સમયે ધાર્મિક અંકુશ રહિત દુનિયાનો, કળિના જોરથી લડાઇઓ થઈ સાર્વત્રિક વિનાશ થશે.

**વૉરિક**:—તે માટે આપ જો વ્યક્તિસ્વાતંત્ર્યવાળાને બાળો તો હું રાષ્ટ્રીય ધ્વનિવાળાને બાળવા તૈયાર છું. જો કે એ બાબતમાં **મેસીર જહૉન** મારી સાથે મળતા નહીં આવે. એ તો એમજ કહેવાના કે ઇંગ્લંડ અંગ્રેજો માટેજ હોઈ શકે.

---

*આ વખતમાં **જોઅને** ફ્રેન્ચ બોલતા લોકોનો રાજા ફ્રેન્ચજ હોઈ શકે અને ત્યાં બીજી ભાષાવાળાઓનો કોઈ હકક નથી એ વિચાર પ્રચલિત કર્યો તે આપણે આ જમાનામાં સમજતા નેશનેલિઝમની શરૂઆત છે. જૂના જમાનામાં ગુલામ-વંશ કે મોગલો વગેરે રાજ કરતા તે આપણને કાંઈ અસામાન્ય લાગતું નહીં. તેજ પ્રમાણે **યૂરોપ**માં પણ જો કોઇ રાજા બીજાને હરાવી તેનું રાજ હાથ કરી લે તો તેમાં કાંઇ નવું લાગતું નહીં. ઉપર રાષ્ટ્ર અને રાષ્ટ્રીયભાવ એ શબ્દો નેશન અને નેશનેલીઝમ માટે વાપર્યા છે.

**ચર્ચ** આંતરરાષ્ટ્રીય હોવાથી રાષ્ટ્રનો વિચાર એક પ્રકારની નાસ્તિકતા કહેવાય.

**ચેપ્લેઇન** :—જરૂર. ઇંગ્લંડ અંગ્રેજોને માટે; એ વાત તો દેખીતી છે. એ તો સામાન્ય કુદરતનો કાયદો છે. પણ આ સ્ત્રી તો ઇંગ્લંડે વાજબી રીતે જીતેલા દેશો પણ તેને રાખવા દેવાની ના પાડે છે. એ જીતો **પ્રભુ**એ ઇંગ્લંડને શા માટે આપેલી? કારણ કે ઓછી સુધરેલી પ્રજાના પોતાના ભલા માટે તેમના ઉપર રાજ કરવાની અંગ્રેજોમાં ખાસ લાયકાત છે. આપ સાહેબોએ વ્યક્તિસ્વાતંત્ર્ય અને રાષ્ટ્ર વિષે જે વાત કરી તે હું ન સમજું. આપ મારા જેવાને માટે વિશેષ ગહન અને સાક્ષરી છો. પણ હું એક સામાન્ય સીધી વાત જાણું છું, કે એ સ્ત્રી બળવાખોર છે. અને મારે માટે એટલું બસ છે. પુરુષનાં કપડાં પહેરીને અને લડાઇમાં ઉતરીને તે સ્ત્રીધર્મ વિરૂદ્ધ કુદરતની સામે બળવો કરે છે. જગદ્‌ગુરુની દૈવી સત્તા પોતાના હાથમાં લઇ તેણીએ **ચર્ચ**ની સામે બળવો કર્યો છે. સેતાન અને તેના સાગરીતોની સાથે જોડાઈ આપણા લશ્કર વિરુદ્ધ કામ કર્યું છે, તે ઇશ્વર સામે બળવો છે. અને આ બધા બળવા તો તેણીના ઇંગ્લંડ વિરુદ્ધના મહાન બળવાનાં માત્ર બ્હાનાં છે. એ સહન કરી શકાય નહીં. તેણીને મરવા દો બળવા દો. તે સ્ત્રી પોતાનો ચેપ આખા સમાજને લગાડે તેના કરતાં લોકના હિત માટે તેનું મૃત્યુ થાય તેજ ઇષ્ટ છે.

**વૉરિક** :—(ઉઠી) ગુરુજી! આપણો મત એકજ થતો દેખાય છે.

**કોષોં** :—(પોતે પણ ઉઠે છે) હું મારા આત્માને જોખમમાં નહીં નાખું. હું **ચર્ચ**નો ન્યાય અદા કરીશ. આ સ્ત્રીના ઉદ્ધાર માટે નિસ્સીમ પ્રયાસ કરવો તે મારો ધર્મ છે.

**વૉરિક** :—મને પણ એ બિચારી છોકરીની દયા આવે છે. આવી ક્રૂરતાઓ હું ધિક્કારૂં છું, અને મારાથી બની શકશે તો હું તેને બચાવીશ.

**ચેપ્લેઇન** :—(પોતાના મતને અડગ રાખી) હું તો એને મારે પોતાને હાથે બાળી નાખું.

**કોષોં** :—(આશીર્વચન રૂપે) भवतु भद्रम् भक्तानाम् ।






# સન્ત જોઅન

## પ્રવેશ પાંચમો

**સ્થળ:**—**ર્‌હીમ્સ**ના દેવળમાં એક મોટી ચાલી.

**સમય:**—તા. ૧૭મી જુલાઈ ૧૪૨૯.

એક તરફ ધર્મગુરુઓને કપડાં ઉતારવાના ઓરડાનું બારણું છે. આગળ નીચો ભાગ છે, અને જરા છેટે જતાં બે પગથીઆં ચઢી ચાલીમાં જવાય છે. પગથીઆં ચઢીએ કે તરત જમણી બાજુપર એક સ્થંભ છે જેની ઉપર **ક્રાઇસ્ટ**ની મૂર્તિવાળો ક્રૉસ છે. આ ક્રૉસ સામે ઘુંટણભર થઇ **જોઅન** પ્રાર્થના કરે છે. તેણીએ પહેરેલાં પુરુષનાં કપડાં સુન્દર છે. રાજ્યાભિષેક થઇ રહ્યા પછી માણસોને બહાર જવા વગડાતું ઓરગન[૧] સંભળાય છે. છેટેથી **ડૂન્વા** આવે છે ત્યાં ઓરગન બંધ થાય છે.

**ડૂન્વા:**—હવે ચાલ **જોઅન**! તેં બહુ પ્રાર્થના કરી. એટલું બધું રોયા પછી જો અહીં પવનમાં રહીશ તો તને શરદી થશે. અહીં તો બધું પુરૂં થઈ ગયું. દેવળ ખાલી થયું છે અને બહાર રસ્તામાં માણસો માતાં નથી; તેઓ **કન્યા**ને બોલાવે છે. અમે એમને સમજાવ્યા કે તું અહીં પ્રાર્થનામાં રોકાઈ છે; પણ તેઓ માનતા નથી. તેઓ તને ફરી જોવા માગે છે.

**જોઅન:**—ના. એ બધું માન હજૂર લે તો સારૂં છે.

---

૧ ઓરગન=ભીંત સાથે ચણેલું ગંજાવર હારમોનિયમ જેવું વાજું. પ્રાર્થના તેમજ ભજનો ગાવામાં સંગીતકલા ઉચ્ચ સ્થાને હતી અને તે ઘણી કેળવવામાં આવી છે.

**ડૂન્વા**:—એ બિચારાથી તો બધું બગડે છે. ના; **જોઅન** ! તેં એમને મુગટ પહેરાવ્યો છે, એટલે બધું પુરૂં કર્યા સિવાય તારે છુટકો નથી.

**જોઅન**:—(માનવી ઇચ્છા ન હોય એમ માથું ધુણાવે છે.)

**ડૂન્વા**:—(તેણીને ઘણીજ માયાળુ રીતે ઉભી કરતાં) ના. ચાલ, ચાલ. એ કલાકમાં બધું પૂરૂં થઇ જશે. (ખુશ વાત કરતો) આ **ઓર્લીયોં**ના પૂલ કરતાં સારૂં છે, ખરૂં ?

**જોઅન**:—ઓ, પ્રિય **ડૂન્વા** ! એ **ઓર્લીયો**નો પૂલ હું ફરી ઇચ્છું છું. ત્યાં ઘણી મજા આવી 'તી. એ ખરૂં જીવન હતું, હો !

**ડૂન્વા**:—હા; અને આપણામાંના કેટલાક બીચારા માટે મોત પણ હતું ખરૂં.

**જોઅન**:—જૅક ! હું બહુ બીકણ છું એ વિચિત્ર વાત નથી ? લડાઈ પહેલાં તો કહી ન શકાય એટલી મને બીક હોય છે. પણ જ્યારે લડાઈ પૂરી થઈ ભય મટી જાય ત્યારે બધું બહુ શૂન્ય લાગે છે. ઓ ! એવું શૂન્ય ! શૂન્ય !

**ડૂન્વા**:—મ્હારા બાળક **સન્ત**! જેમ તું ખાવા પીવામાં અંકુશ રાખ છ[૧] તેમ તારે લડાઇમાં પણ અંકુશ રાખતાં શીખવું જોઇએ.

**જોઅન**:—વ્હાલા જૅક ! હું માનું છું કે જેમ કોઇ લડવૈયો પોતાના મિત્રને ચાહે તેમ તું મને ચાહે છે, ખરૂં ?

**ડૂન્વા**:—તું, **પ્રભુ**નાં નિર્દોષ બાલક ! તારે તેની જરૂર છે. અહીં દરબારમાં તારે ઘણા મિત્રો નથી.

---

૧ **જોઅન**નો ખોરાક ઘણોજ સાદો હતો: આપણા રોટલા છાશ જેવો.

**જોઅન**:—આ બધા દરબારીઓ, ઠાકોરો અને **ચર્ચ**નાં માણસો મને શા માટે ધિક્કારે છે? મેં કાંઇ એમનું બગાડ્યું નથી. મેં એટલુંજ માગ્યું છે કે મારા ગામ ઉપર કાંઈ કર ન રહે; કારણ કે અમારી સ્થિતિ કરો ઉપાડી શકે તેવી નથી. આ સિવાય મારા પોતા માટે મેં કાંઇ માગ્યુંજ નથી. ઉલટાના મેં એમનાં નસીબ ફેરવી એમને જીતાડ્યા છે. તેઓને અનેક મૂર્ખાઈ ભરેલી ભૂલોમાંથી બચાવી ખરો રસ્તો બતાવ્યો છે. મેં **ચાર્લ્સ**ને મુગટ પહેરાવી ખરો રાજા બનાવ્યો છે; અને એ જે માન અને ઇનામો હવે વહેંચે છે તે બધાં તેઓનેજ જાય છે; તો પછી, તેઓ મને શા માટે ચાહતા નથી?

**ડૂન્વા**:—( તેણીની ઉદાસી ઉડાડવા પ્રયત્ન કરતો ) ધે-એ-એ-લી! શું મૂર્ખ લોકોને, પોતાને ઉઘાડા પાડનારાઓ ગમે ખરા? શું જુના વિચારવાળા લડવૈયાઓને પોતાથી સારાં કામ કરી આગળ ચઢી જનારા યુવાન લડવૈયા ગમે ખરા? શું મોટી આશાઓમાં બેઠેલા રાજકીય માણસોને ઉપરની જગ્યાઓ લઇ બેસનારા નવા બાહોશ માણસો ગમે ખરા? પોતાની ધર્મ પદવીનું માન ભલેને કોઇ **સન્ત** જણને હાથે પણ ઓછું થતું હોય તો શું તે ધર્મગુરુઓને ગમે ખરૂં? ભોળી! જો મને મોટી ઇચ્છાઓ હોત તો હું પણ તારી ઈર્ષા કરત.

**જોઅન**:—આ બધા ઉમરાવોમાં મારો મિત્ર તો તું એકજ છો, જૅક! તારી મા ગામડાની હોવી જોઇએ. **પેરિસ** લીધા પછી હું પણ મારે ઘેર ચાલી જવાની છું.

**ડૂન્વા**:—અહીંના બધા તને **પેરિસ** લેવા દે એમ હું નથી માનતો.

**જોઅન** :—( એકાએક ચમકીને ) શું !!

**ડૂન્વા** :—એમનું બધાનું મન દ્રઢ હોત તો મેં પોતેજ આજ સુધીમાં **પેરિસ** લઇ લીધું હોત. હું ધારૂં છું કે એમાંના કેટલાક તો એમ પણ ઇચ્છે કે **પેરિસ** તને લે તો વધારે સારૂં; માટે ચેતીને ચાલજે.

**જોઅન** :—જૅક ! ખરૂં પૂછ તો આ દુનિયાં મારે લાયક નથી. જો ગોડ્રેમ્ઝ અને બર્ગંડીઅનો મારો અંત નહીં આણે તો આપણા ફ્રેન્ચ લોકો આણશે. મને જો એક મારા દેવનાદોનો ટેકો ન હોત તો હું હિમ્મત હારી જાત. તેથી તો રાજ્યાભિષેક પૂરો થયો કે તરત હું ઇશ્વરધ્યાન કરવા અહીં આવી. હું તને એક વાત કહું જૅક ! **ચર્ચ**ના ઘંટારવમાં હું મારા દેવાનાદો સાંભળું છું. આજ જ્યારે બધા ઘંટ એક સાથે વાગ્યા ત્યારે નહીં, એ તો માત્ર કઠોર ઝણઝણાટ હતો. પણ અહીં, આ ખૂણામાં, જ્યાં ઘંટનો નાદ છેક આકાશથી ઉતરે છે, અને પડઘાઓ હવામાં સ્થિર રહી જાય છે, ત્યાં : અથવા તો ગામડાના ખેતરમાં જ્યાં સીમની શાન્ત હવામાં તેનો મધુર રણકાર દૂરથી ચાલ્યો આવતો હોય, તેમાં મારા દેવનાદો હોય છે. ( દેવળના ઘડીયાળમાં પા કલાક વાગે છે ) હેઇ ! ( તેણી **ઇશ્વરી** પ્રેરણાથી સ્તબ્ધ થઇ જાય છે). સાંભળ્યું ? "પરમેશનાં પ્રિય બાલક," તેં કહ્યું'તું એજ ! અર્ધા કલાકે તે કહેશે "નિર્ભીક-થા-મંડી-રહે," પોણે તેઓ કહેશે "તારી-ખરી-હું-મદદ-છું." પણ કલાક પૂરો થયાના રણકારમાં તો એ પોકારે છે કે, "**પ્રભુ ફ્રાન્સ** બચાવશે!" ત્યારે તો **સન્ત માર્ગરેટ** અને **સન્ત કેથેરીન** અને કોઈ કોઈ વખત તો **પવિત્ર માઇકલ** પણ મને એવું એવું સૂચવે છે કે જે હું **પહેલેથી** કહી ન શકું. ત્યારે, ઓ ! ત્યારે—

**ડૂન્વા** :—( માયાળુપણે પણ આવી વાતો ન ગમતી હોય તેમ વચમાં બોલી ઊઠે છે) ત્યારે તો, **જોઅન**! આપણને એ ઘંટના રણકારમાં આપણે જે કલ્પના કરીએ તે સંભળાય. તું તારા દેવનાદોની વાત કર છ ત્યારે મને ચિન્તા થાય છે. જેમ બીજા-ઓને તું કહે છ કે તું માત્ર બાઈસાહેબ **સન્ત કેથેરીન**ના હુકમોજ ઉઠાવ છ એમ મને પણ કહેતી હોત, અને જે કાંઈ કર છ તેનાં મને સરળ કારણો ન આપતી હોત, તો હું તને જરા ચક્રમ માનત ખરો.

**જોઅન** :—( મોઢું ચડાવીને ) તારે માટે તો મારે કારણો શોધવાં પડે છે; કારણ કે તું મારા દેવનાદોને માનતો નથી; પણ નાદો પહેલાં આવે છે અને કારણો તો હું પછી ગોતી કાઢું છું,[1] તું ભલે ગમે તે માને.

**ડૂન્વા** :—શું તું કચવાઈ, **જોઅન**?

**જોઅન** :—હા. ( હસીને ) ના. તારી સાથે નહીં. મને કેટલીક વાર તો એમ થાય છે કે તું ગામડાનું છોકરૂં હોત તો બહુ મઝા આવત.

**ડૂન્વા** :—કેમ ?

**જોઅન** :—તો હું તને રમાડી શકત.

**ડૂન્વા** :—ઓ ! ત્યારે તારામાં સ્ત્રીનો થોડો ઘણો અંશ તો છે ખરો.

---

૧ દીર્ઘ દ્રષ્ટિવાળાં કાર્ય કુશળ માણસો જેઓ લોકોની શ્રદ્ધા મેળવી શકે છે તેઓમાં નિશ્ચય ઉપર તરત આવી જવાની ટેવ સામાન્ય હોય છે. કટાકટીને વખતે પણ એકાએક હુકમ આપે છે અને કામ કરનારાઓના સંતોષ ખાતર હુકમનાં કારણો પાછળથી બતાવે છે. શિવાજી, અકબર, નેપોલીઅન અને બીસ્માર્ક વિષે તો મેં ઇતિહાસમાં વાંચ્યું છે અને મારા પિતાશ્રીની સાથે કામ કરવામાં તે નાના ક્ષેત્રમાં અનુભવ્યું પણ છે.

**જોઅન** :—ના. લેશમાત્ર નહીં. હું સિપાઇ છું અને બીજું કાંઈ નથી. સિપાઇઓને તક મળે ત્યારે છોકરાં રમાડવાં બહુ ગમે છે.

**ડૂન્વા** :—એ સાચું હો. ( હસી પડે છે. )

( રાજા **ચાર્લ્સ** પોતાની જમણી તરફ **લા હાયર** અને ડાબી તરફ **બ્લ્યૂ બિયર્ડ**ને લઈ જમણા બારણામાંથી આવે છે. પોતે રાજ્યાભિષેકનાં કપડાં ઉતારી નાખ્યાં છે. **જોઅન** સ્થંભની પાછળ ચાલી જાય છે. આ બધાની પ્રવેશ કરવાની હિલચાલમાં **ચાર્લ્સ** અને **લા હાયર**ની વચમાં **ડૂન્વા** રહી જાય છે.)

**ડૂન્વા** :—અન્તે આપનો રાજ્યાભિષેક થયો ને આપ ખરા રાજા થયા. એ કેવું લાગે છે ?

**ચાર્લ્સ** :—સૂર્ય અને ચન્દ્રનો બાદશાહ થવા માટે પણ હું એ વિધિઓમાંથી ફરી પસાર ન થાઉં. એ બધાં કપડાં અને શણગારનું વજન, મારા બાપ ! જ્યારે એ લોકોએ મારા માથા ઉપર મુગટ ઠબકાર્યો ત્યારે તો મને થયું કે કાંતો હમણાં પડું છું. વળી ઓલ્યું પ્રખ્યાત તેલ; જેને વિષે લોકો મોટી મોટી વાતો કરતા હતા, એ તો સડેલ હતું. ફ્યૂહ ! **આર્ચબિશપ** તો મોતની અણીએ હશે. એનાં કપડાં તો ઓછામાં ઓછાં વીશ મણનાં હોવાં જોઇએ. એ બધાં ઉતારવાની ક્રિયા હજુ ચાલુ છે.

**ડૂન્વા** :—( રસ વિના ) આપે બખ્તર પહેરવાનો વધારે મહાવરો રાખવો જોઇએ. એથી ભારે કપડાંની આપને ટેવ થઈ જશે.

**ચાર્લ્સ** :—હા. એ તો જૂનું ટોણું. પણ હું કાંઇ બખ્તર પહેરવાનો નથી. લડવું એ કાંઈ મારૂં કામ નથી. **કન્યા** ક્યાં છે ?

**જોઅન** :—(ચાર્લ્સ અને બ્લ્યૂ બિયર્ડની વચ્ચે આવી ગોઠણભર થાય છે) હજુર ! મેં આપને રાજા બનાવ્યા. મારૂં કામ પૂરૂં થયું. હું હવે મારા બાપની વાડીએ પાછી જાઉં છું.

**ચાર્લ્સ** :—(આશ્ચર્યની સાથે નિરાંત પણ થાય છે) ઓ ! **એમ** ? જાઓ છો ? બહુ સારૂં, બહુ સારૂં.

( **જોઅન** નિરાશ થઈ ઉભી થાય છે.)

**ચાર્લ્સ** :—( ભાનવિના હાંકયે રાખે છે ) ગામડાની વાડીની હવા તબીયત માટે બહુ સારી.

ડૂ**ન્વા**:—હા. પણ એ જીવન સાવ રસ વિનાનું.

**બ્લ્યૂ બિયર્ડ** :—તેં આટલા લાંબા વખતથી સ્ત્રીનાં કપડાં પહેરવાનું છોડી દીધું છે તે ફરી પહેરવાં બહુ અડવાં લાગશે.

**લા હાયર** :—તને લડાઇયું બહુ યાદ આવશે હો. લડાઇની ટેવ બહુ ભારે છે. જો કે એક રીતે તો ખરાબ; અને છોડવી પણ ઘણી મુશ્કેલ.

**ચાર્લ્સ** :—(જરા ચિંતાથી) તોપણ જો તારે ઘેર જવાની ઇચ્છાજ હોય તો અમે તને રોકવા માગતા નથી.

**જોઅન** :—(કડવાશથી) હું જાણું છું કે મારા જવાથી તમે કોઈ દિલગીર નહીં થાઓ (તેણી પોતાનો ખભો ફેરવી, **ચાર્લ્સ**ની આડી ઉતરી, ડૂ**ન્વા** અને **લા હાયર**ની પાસે જઇ ઉભે છે. )

**લા હાયર** :—મારે એટલું તો કહેવું જોઇએ કે તારા જવાથી મને ગમે તેવું બોલવાની છુટ થઈ જશે. પણ મને તારા વિના કેટલીકવાર ગોઠશે નહીં, હો.

**જોઅન** :—**લા હાયર** તારાં પાપો અને તારી બીભત્સ બોલવાની ટેવ છતાં પણ આપણે સ્વર્ગમાં મળીશું. કારણ કે હું તને મારા પાળેલ કુતરા **પિટ્ટો** જેટલો ચાહું છું. **પિટ્ટો** વરૂને મારી શકતો. જ્યાં સુધી અંગ્રેજ વરૂઓ પોતાના દેશ**માં** જઇ **પ્રભુ**ના પાળેલ કુતરા જેવા **સા**રા થાય નહીં, ત્યાં સુધી તું એમને મારીશને? મને કહે, તું એમને જરૂર હાંકી કાઢીશને?

**લા હાયર** :—તું ને હું સાથે હોઇએ, તો હા!

**જોઅન** :—ના. હું શરૂઆતથી એકજ વરસ ટકવાની છું.

**બધા** :—( **એક** સાથે સ્તબ્ધ થઇ ) શું – ઉં ઉં!

**જોઅન** :—કોણ જાણે શાથી— પણ હું જાણું છું.

**ડૂન્વા** :—એ ખોટી વાત છે.

**જોઅન** :—જૅક! તને લાગે છે કે તું એમને હાંકી કાઢીશ?

**ડુન્વા** :—( શાન્ત ભરોંસાથી ) હા. હું એમને હાંકી કાઢીશ. તેઓ આપણને હરાવતા, કારણ કે આપણે લડાઇને રમત માનતા. જ્યારે ગોડ્ડેમ્ઝ લડાઇને ગંભીર ગણતા ત્યારે આપણે આપણો વખત મૂર્ખાઇમાં ગાળતા. પણ હવે હું શીખ્યો છું; અને મેં એમનું માપ લઇ લીધું છે. આ દેશમાં તેઓનાં મૂળ નથી. મેં એમને હરાવ્યા છે અને ફરી પણ હરાવીશ.

**જોઅન** :—પણ, તું એમના તરફ ક્રૂર તો નહીં થાને, જૅક?

**ડુન્વા** :—ગોડ્ડેમ્ઝ કાંઈ ભાઇ બાપા કીધે માનશે નહીં. ઝગડો કાંઇ આપણે ઊભો નહોતો કર્યો.

**જોઅન** :—( એકાએક ) **જૅક**! હું ઘેર **જાઉં** તે પહેલાં ચાલને આપણે **પેરિસ** લઇ લઇએ ?

**ચાર્લ્સ** :—(બ્હીકથી)અરે. ના—ના! એમાં તો આપણે જીત્યા છીએ એ બધું ખોઇ બેસશું. હવે તો લડવાનું બંધ કરો. અત્યારે આપણે **બર્ગન્ડી**ના ડ્યૂક સાથે એક સારી સંધિ કરવાની તક છે.

**જોઅન** :—સંધિ! ( પગ પછાડે છે. )

**ચાર્લ્સ** :—શા **માટે** નહીં? હવે તો હું વિધિસર રાજા બન્યો છું. ઓહ, પેલું તેલ! (તેલની ગંધ હજી નસ્કોરામાંથી ન ગઇ હોય **તેમ**. મહાધર્મગુરુ પ્રવેશ કરી **ચાર્લ્સ** અને **લ્હ્યૂ બ્રિયર્ડ** વચ્ચે મંડળીમાં ભળે છે. ) ગુરુજી! **કન્યાને** વળી પાછું લડવાનું શરૂ કરવું છે.

**આર્ચબિશપ** :—શું આપણે લડતા બંધ થયા છીએ? શું સુલેહ થઇ ગઇ?

**ચાર્લ્સ** :—ના. એ તો કેમ કહેવાય. પણ જેટલું મેળવ્યું છે એટલાથી આપણે **હવે** સંતોષ માનીએ. સુલેહ કરવાની આ ખરી તક છે. આપણાં નસીબની આવી ચડતી હવે ક્યાં સુધી ટકી રહેશે? આ લાગ એવો છે કે આપણાં નસીબ ફરે તે પહેલાં જે મળ્યું છે તે લઇને બેસી જવું.

**જોઅન** :—નસીબ! **પ્રભુ** આપણે માટે લડ્યા છે અને તમે તેને નસીબ કહો છો? વળી આ વ્હાલા **ફ્રાન્સ**ની પવિત્ર ભૂમિપર અંગ્રેજો છે, ને શું તમારે નિરાંતે બેસવું છે?

**આર્ચબિશપ** :—( કડકાઇથી ) **કન્યા** ! હજૂરશ્રી મારી સાથે વાત કરતા હતા; તારી સાથે નહીં. તું વિવેક ભૂલે છે. તું વારંવાર વિવેક ભૂલે છે.

**જોઅન** :—(ક્ષોભવિના અને જરા તોછડાઇથી) તો આપ બોલો, ને એમને સમજાવો કે આદર્યું કામ પડતું મૂકવું તે ઈશ્વર આજ્ઞાથી વિરૂદ્ધ છે.

**આર્ચબિશપ** :—હું તારી જેમ હરઘડી **પ્રભુ**ના નામનો ઉપયોગ કરતો નથી, કારણ કે તેની આજ્ઞાઓનો અર્થ હું મારી ધર્મપદવી અને **ચર્ચ**ના અધિકારથી કરૂં છું. જ્યારે તું પ્રથમ આવી ત્યારે તું તે પદવી અને અધિકારને માન આપતી. તું અત્યારે જેમ બોલ છ એમ બોલવાની તને તે વખતે હિમ્મત નહોતી. ત્યારે તારામાં નમ્રતાનો સદ્ગુણ હતો. હવે જ્યારે **પ્રભુ**ના આશીર્વાદથી તારૂં સાહસ સફળ થયું છે, ત્યારે તું અહંકારી બની પાપમાં પડ છ.

**ચાર્લ્સ** :—હા. એ તો એમ માને છે કે પોતેજ બધાથી વધારે સમજે છે.

**જોઅન** :—(પોતાની અજ્ઞતામાં પોતે જે બોલે છે તેની અસર શું થાય છે તે સમજ્યા વગર બોલ્યે જાય છે) પણ તમે બધા જેટલું સમજતા લાગો છો તેનાથી વધારે તો હું સમજુંજ છું. મને કાંઇ ગર્વ નથી. હું સાચી છું એવી ખાતરી વિના હું કદી બોલતીજ નથી.

**બ્લ્યૂ બિયર્ડ—ચાર્લ્સ** :—(કટાક્ષથી સાથે બોલી ઉઠે છે) હા-હા. એમજ તો !

**આર્ચબિશપ** :—તું સાચી છો એ કેમ જાણ્યું ?

**જોઅન** :—હું હમ્મેશ જાણું છું. મારા દેવનાદો——

**ચાર્લ્સ**:—ઓ તારા દેવનાદો ; તારા દેવનાદો ! એ નાદો મને કેમ નથી આવતા ? રાજા તો હું છું.

**જોઅન**:—આપને પણ એ નાદો આવે છે, પણ તેના પર આપનું ચિત્ત નથી. આપે સંધ્યાકાળે કોઈ સીમની ટેકરીપર બેસી

એની વાટ જોઈ નથી. સાંઝના જ્યારે ચર્ચના ઘંટનાદ પ્રાર્થના સૂચવે છે ત્યારે આપ ક્રોસ કરી પતાવી લો છો. પણ જો આપ હૃદયે ભાવથી પ્રભુને ભજો, અને ઘંટનાદ બંધ થયા પછી તેના હવામાં રહી ગયેલા ધ્વનિને સાંભળવા પ્રયત્ન કરો, તો તે નાદો હું જેટલા સ્પષ્ટ સાંભળું છું તેટલાજ આપ સાંભળો. (એકા એક તેના તરફ વાંસો ફેરવી) પણ જે વાત તમને કોઇ એક લુહાર પણ કહી શકે તેને માટે દેવનાદોની શી જરૂર છે? લુહાર પણ જાણે છે કે ધગતે લોઢે હથોડો મરાય. અત્યારે આપણે જીતમાં છીએ, અને હું કહું છું કે જેમ **ઓર્લીયોંને** છોડાવ્યું તેમ આપણે **કોમ્પાઇન** તરફ ધસી તેને છોડાવવું જોઇએ. પછી **પેરિસ** પોતાના દરવાજા ઉઘાડશે; અને નહીં ઉઘાડે તો આપણે તેને તોડી નાખશું. રાજધાની વિના આપના મુગટની આબરૂ શું?

**લા હાયર**:—મારૂં કહેવું પણ એજ છે. જેમ તોપનો ધગધગતો ગોળો શેરેક માખણના પીંડામાંથી હાલ્યો જાય એમ આપણે દુશ્મનને વીંધી નાખશું. તમને કેમ લાગે છે, **ડૂન્વા**?

**ડૂન્વા**:—જો આપણી તોપોના ગોળા બધા તારા મગજ જેટલા ગરમ હોત, અને વળી તે આપણી પાસે સંખ્યામાં પણ પૂરતા હોત, તો આપણે આખી દુનિયા જીતી લેત એમાં કાંઈ શક નથી. હિમ્મત અને આતુરતા ઉપયોગી છે, પણ તેને ધણી થઇ બેસવા દેવાય નહીં. જેટલી વખત આપણે તેના ઉપર ભરોંસો રાખ્યો છે તેટલી વખત આપણે અંગ્રેજના પંજામાં સપડાયા છીએ. આપણી મોટી ખોટ તો એ છે કે કયારે આપણે હાર્યા છીએ તે આપણે નથી સમજતા.

**જોઅન**:—તમારી એથી પણ વધારે મોટી ખોટ તો એ છે કે તમે કયારે જીતમાં છો તે તમે નથી સમજતા. દુશ્મનોએ તમારાં નાક કાન નથી કાપી લીધાં એની ખાતરી કરાવવા મારે તમને બધાને લડાઇમાં લઇ જવા અરીસા આપવા પડશે. મેં જો હુમલો કરવા ફરજ ન પાડી હોત, તો તમે અને તમારી લડાઇની સમિતિ હજીએ



**સંધ્યા કાળની એન્જલસની પ્રાર્થના.**

( આ પ્રાર્થના સૂચવતા ઘંટનાદોમાં જોઆન દૈવી સંદેશા સાંભળતી.)

**ઓર્લીયાં**માં ઘલાઈ રહ્યાં હોત. લડાઇમાં હમેશ હુમલોજ કરવો જોઇએ. તમને લડાઇની શરૂઆત કરતાં આવડતી નથી અને તમને તોપોનો ખરો ઉપયોગ પણ કરતાં આવડતો નથી, ને હું એ બેઉ કામ જાણું છું. (આનાકાની કરતું છોકરૂં જેમ બેસે તેમ પગ ઉપર પગ ચઢાવી પગથીઆ ઉપર બેસી જાય છે.)

**ડૂન્વા** :—(કટાક્ષથી) અમારે માટે તારો કેવો અભિપ્રાય છે તે હું જાણું છું, સેનાપતિ **જોઅન** !

**જોઅન** :—એ વાત બાજુ પર મૂકો, **જૅક** ! પણ તારો મારા વિષેનો અભિપ્રાય આમને કહી બતાવ.

**ડૂન્વા** :—હું માનું છું કે તારા ઉપર **પ્રભુ**ની કૃપા હતી : કારણકે તું આવી ત્યારે પવનમાં કેવો ફેરફાર થયો અને અમારાં હૃદયોમાં પણ કેવો ફેરફાર થયો, તે હું કદી ભૂલી શકું તેમ નથી, વળી આપણી જે જીત થઇ તે તેં ઉઠાવેલ ઝંડા[૧] નીચેજ થઇ. એ વાત પણ હું કદી નાકબૂલ કરવાનો નથી. એ બધી **ઇશ્વરી** સહાય મારે માન્ય છે. પણ હું એક સિપાઈ તરીકે તને કહું છું કે **પ્રભુ** કોઈ માણસનો, તેમ કોઇ છોકરીનો પણ, હરઘડીનો દાસ નથી. જો તમે લાયક હો તો કોઇ કોઇ વખત તે તમને મોતના મોઢામાંથી કાઢી પાછા પગભર કરી દે ખરો. પણ એથી વિશેષ કાંઈ નહીં. એક વાર પગભર થયા કે તમારામાં જેટલી શક્તિ અને યુક્તિ હોય તે બધી વાપરી તમારે લડયા સિવાય છુટકો નથી. **પ્રભુ** કાંઇ પક્ષપાતી નથી. એણે દુશ્મનને પણ ન્યાય દેવો જોઇએ, એ ભૂલશો માં. હવે, **પ્રભુ**એ આપણને **ઓર્લીયાં**માં તારે હાથે પગભર કર્યા; અને એ જીતની ખ્યાતિએ આપણને બીજી કેટલીક

---

[૧] **જોઅન**નો ઝંડો સફેદ હતો અને તે ઉપર **ભગવાન ક્રાઈસ્ટ** અને તેની મા **મેરી**નાં નામ લખ્યાં હતાં.

સારી લડાઇઓમાંથી પણ પસાર કરી છેવટ અહીંના રાજ્યાભિષેક સુધી પહોંચાડયા છે. પણ હવે જો તેના ઉપર વધારે ભરોંસો રાખ્યો, અને જે કામ આપણે હાથે કરવું જોઇએ તે પ્રભુ ભરોંસે રાખ્યું, તો આપણે હારશું; અને વ્યાજબી હારશું.

**જોઅન** :—પણ——

**ડૂન્વા** :—(એને બોલતાં અટકાવતો) શ—શ—શ—હું બોલી નથી રહ્યો. આપ કોઇ પણ એમ ન માનશો કે આપણી આ બધી જીતો લડાઇની કાર્ય કુશળતા વિના જીતાઇ છે. રાજા **ચાર્લ્સ**! આપની રાજ્યાભિષેકની જાહેરાતમાં આ બધી જીતાએલી લડાઇઓમાં મેં જે ભાગ લીધો હતો, તે વિષે આપે એક પણ શબ્દ કહ્યો નથી, અને તે વિષે મારી કંઇ ફરિયાદ પણ નથી; કારણ કે આપ મારે માટે ગમે તેટલું કહો તોપણ આ **દાસીપુત્ર**ના લશ્કર માટે સિપાઇઓ શોધવાના, અને તેઓ માટે ખોરાક પૂરો પાડવાના સખત તેમજ મુશ્કેલ કામ પર ધ્યાન માત્ર ન દેતાં લોકો તો **કન્યા** અને તેણીના ચમત્કારો પાછળજ દોડશે. પણ હું બરાબર જાણું છું કે **પ્રભુ**એ આપણે માટે **કન્યા**ને હાથે કેટલું કરાવ્યું અને કેટલું મારી પોતાની બુદ્ધિથી કરી લેવા તેણે મારે માથે નાખ્યું હતું. હું કહું છું કે તારી ચમત્કારોની ઘડી હવે પુરી થઈ છે. હવે પછી તો જેને લડાઇનો દાવ વધારે સારો ખેલતાં આવડતો હશે તેજ જીતશે, અને તે પણ જો એનાં નસીબ પાધરાં હશે તો.

**જોઅન** :—જો-જો-જો-જો-જો! જોજોને હિસાબે અનાજ પાકતું હોત તો દુનિયામાં ખેડુની જરૂર ન રહેત! (ઉત્સાહના વેગથી ઉભી થઈ) હું તમને કહું છું **દાસીપુત્ર** કે, તમારી લડાઇની રીત નકામી છે. તમારા ઠાકોરો લડાઈ માટે નાલાયક છે. એમને મન લડાઇ તો એક રમત છે, કેમ જાણે કે તે એમની ટેનિસ કે એવી બીજી કોઈ રમત ન હોય! એમાં વાજબી શું અને ગેરવાજબી શું, એના તેઓ નિયમો ઘડે છે. બાણો

વાગે નહીં તે માટે તેઓ પોતાના ઉપર અને પોતાના બિચારા ઘોડા ઉપર પણ મોટાં બખ્તરો નાખે છે. જ્યારે પોતે હેઠા પડે ત્યારે



બખતર ધારણ કરેલ
ઉમરાવ અને તેનો ઘોડો

બખ્તરના વજનને લીધે તેઓ ઉભા થઇ શકતા નથી. નીચે પડ્યા હોય ત્યાં એમની સાથે લડાઇમાં ચાલતા હજૂરીઆઓ આવી તેમને બેઠા કરે, અને ત્યારપછી જે માણસે તેમને ટલ્લો

મારી ઘોડા ઉપરથી પાડી દીધા હોય તેમની સાથે પોતાને છુટા જવા દેવા કેટલો દંડ ભરવો તેની મસલત ચાલે. શું તમે જોઇ શકતા નથી કે બધું આમ ચલાવવાનો વખત ચાલ્યો ગયો છે? દારૂગોળાની સામે બખ્તર શા કામનાં? અને એ કામનાં હોય તોપણ શું તમે એમ માનો છો કે જે માણસો **ફ્રાન્સ** અને **પ્રભુ**ને માટે લડતા હોય તે દંડ અને પૈસાની મસલતોમાં પોતાનો વખત ગુમાવે? પણ તમારા અર્ધા હાકરડા તો એમજ જીવન ગાળે છે! **ફ્રાન્સ** અને **પ્રભુ** માટે લડનારાં તો જીત માટેજ લડે. તેઓ તો લડાઇમાં ઉતરતી વખતે, હું જેમ કરૂં છું તેમ પોતાનું જીવન હાથમાં લઇ **પ્રભુ**ના ચરણમાં ધરી દે. લોકવર્ણના સિપાઇઓ આ વાત બરાબર સમજે છે. તેઓ બખ્તર ખરીદી શકતા નથી, તેમ છુટા થવાનો દંડ પણ ભરી શકતા નથી. તેમ છતાં પણ પોતાની અર્ધનગ્ન સ્થિતિમાં તેઓ મારી પાછળ ખાઇઓમાં ઝંપલાવી, નિસરણીઓ ચઢી, કિલ્લાઓની રાંગો ઓળંગે છે. એમને મન તો એકજ નિશ્ચય છે, "મારૂં કાં મરૂં; અને **પ્રભુ** સાચાની રક્ષા કરે!" તું ભલે મારી સામે માથું ધુણાવ, **જૅક**; અને ભલે **બ્લ્યૂ બિયર્ડ** મારી સામે પોતાની બોકડા દાઢી આમળે! પણ **ઓર્લીયાંમાં** અંગ્રેજો ઉપર ધસારો કરવા **મારી** સાથે આવવા તમારા ઠાકોરોએ ના પાડી હતી, એ યાદ કરો. તમે બધાએ તો મને **અંદર** રાખવા દરવાજા બંધ કરી તેને તાળાં દીધાં. પણ ગામનાં માણસો અને લોકવર્ણ **મારી** સાથે ચાલ્યા, તેઓએ દરવાજા તોડ્યા, અને તમને બધાને દેખાડ્યું કે ખરી લડાઈ કેમ થાય.

**બ્લ્યૂ બિયર્ડ**:—( નાખુશ થઇ ) **જગદ્ગુરુ જોઅન** થઇને તને સંતોષ નથી વળ્યો એટલે હવે તારે **સીઝર** અને **સીકંદર** પણ થવું છે. [1]

---

૧ **ઈટેલી** ને **ગ્રીસ**ના બે મોટા લડવૈયા. **જોઅને** ઉત્પન્ન કરેલી ધાર્મિક શ્રદ્ધાનું બળ વધારે હતું. તેની લડાઈની કુશળતા ઉપર સમજનારાઓને એટલો વિશ્વાસ નહોતો. અને એક દેવી જેટલું માન લોકો તરફથી મળવાથી અને ધર્મગુરુઓ પાસે પણ પોતાની મરજી પ્રમાણે કરાવ્યું હોવાથી **ચર્ચ**ને તેની ધાર્મિક પવિત્રતા વિષે શક ઉત્પન્ન થવા લાગ્યો હતો.

**આર્ચબિશપ** :—અહંકારનું પતન થાય છે, **જોઅન** !

**જોઅન** :—એ અહંકાર છે કે **નહીં** તેની પંચાત કરો માં. પણ મેં કહી તે સીધી વાત છે કે નહીં ? તે સાચું છે કે નહીં ?

**લા હાયર** :—સાચું છે. આપણામાંના અર્ધા તો પોતાનાં ખુબસુરત નાક ભાંગશે તો શું થશે, એવી ફિકરમાંજ પડ્યા હોય છે; અને બાકીના અર્ધા પોતાનાં ગીરો છોડાવવાની ફિકરમાં પડ્યા હોય છે. **ડૂન્વા** ! તેણીને પોતાને રસ્તે જવા દે. હું કબુલ કરૂં છું કે તે બધી વાતો નથી સમજતી, પણ જે મુદ્દો તેણે પકડ્યો છે તે સાચો છે. લડાઈ હવે પહેલાંના જેવી નથી થતી અને ઘણીવાર એવું થાય છે કે ઓછું સમજનારા વધારે સારૂં કામ કરી દે.

**ડૂન્વા** :—એ બધું તો હું જાણું છું. હું હવે જૂની ઢબથી લડતો નથી. **એજીન્કુર**, **પોઇટીઅર્સ** અને **ક્રેસી**ની[1] લડાઇઓના પાઠ હું હવે શીખ્યો છું. મારી કોઈપણ ચાલથી કેટલાં માણસો મરાશે તે હું જાણું છું, અને એ ચાલથી જો આપવા પડતા ભોગ કરતાં લાભ વધારે થતો હોય તો એ ચાલ કરી હું તે ભોગ પણ આપું છું. પણ **જોઅન** તો અપાતા ભોગની કોઈ દિવસ ગણત્રી કરતી નથી. એ તો હંમેશ ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી ઝંપલાવે છે. કેમ જાણે કે પોતે પોતાના ખીસ્સામાં ઈશ્વરને લઇને ફરતી ન હોય ! અત્યાર સુધી પોતાનું લશ્કર દુશ્મનો કરતાં મોટું હોવાથી તે જીતી છે. પણ હું **જોઅન**ને ઓળખું છું : એક દિવસ એવો આવવાનો છે કે જ્યાં સો માણસની જરૂર હોય ત્યાં દસ માણસથી તે કુદી પડશે. ત્યારે તેને ભાન થશે કે જેમ 'જીસ્કી લકડી ઉસ્કી ભેંસ', તેમ ઈશ્વર પણ માત્ર વધારે મોટા લશ્કરવાળાનોજ પક્ષ કરે છે. તે દુશ્મનોને હાથે પકડાશે, અને જે નસીબદાર માણસ તેને પકડશે તેને ઉમરાવ **વૉરિક** તરફથી સોળ હજાર પૌંડ[2] ઈનામના મળશે.

---

૧. આ લડાઇઓમાં ફ્રેન્ચોની ઘણી જબરી હારો થએલી છે.

૨. આજને હિસાબે આશરે બે લાખ રૂપીઆ.

**જોન** :—(ફુલાઈને) સોળ હજાર પૌંડ! શું મારે માટે એટલું મોટું ઈનામ કાઢયું છે? હું નહોતી જાણતી કે એટલા બધા પૈસા તો આખી દુનિયામાં પણ હોઇ શકતા હશે.

**ડૂન્વા** :—ઇંગ્લંડમાં તો છે. હવે હું તમને બધાને પૂછું છું કે જો **જોન** એક વખત અંગ્રેજોના હાથમાં આવી તો પછી એને બચાવવા કોણ જવાનું છે? તમારામાંથી એને માટે એક આંગળી પણ કોણ ઊંચી કરવાનું છે? હું લશ્કરનો અભિપ્રાય તો આપી દઉં. જે દિવસ કોઇ ગોડેમ કે બર્ગંડીઅને તેને ઘોડા ઉપરથી હેઠી પાડી, ને તરત તે સિપાઇનું મોત ન થયું; જે દિવસે તેને અંધારી કોટડીમાં પૂરી ને તરત **ઈશ્વર**ના દૂતોએ આવી તેનાં તાળાં સાંકળ તોડી તેને છૂટી ન કરી; જે દિવસ દુશ્મનોએ જાણ્યું કે જેમ મને હરાવી શકાય છે તેમ તેને પણ હરાવી અને મારી શકાય છે; તેને બીજે દિવસથી તેણી આપણને કાંઇપણ ઉપયોગી રહેવાની નથી. તેની કિંમત એક સિપાઇ જેટલી પણ નહીં રહે. અને જો કે હું તેને મારી પડખે ઉભો રહી લડયો હોય એવા એક ભાઇ જેટલી ચાહું છું, તોપણ હું એને માટે એવા એક સિપાઇનો નકામો ભોગ નહિ આપું.

**જોન** :—હું કાંઇ તારો વાંક નથી કાઢતી, **જૅક**! તારી વાત સાચી છે. જો **ઈશ્વર** મને હારવા દે તો મારી કિંમત એક સિપાઇનો ભોગ આપવા જેટલી પણ નથી. પણ જ્યારે **ઈશ્વરે** મારે હાથે **ફ્રાન્સ** માટે આટલું બધું કર્યું છે તો **ફ્રાન્સ** મને છોડાવશે.

**ચાર્લ્સ** :—હું તને કહી દઉં છું કે મારી પાસે પૈસા નથી. વળી આ રાજ્યાભિષેક, જે તારા આગ્રહનુંજ પરિણામ છે તેમાં હું જેટલા પૈસા વ્યાજે લઈ શકું એટલા બધાય ખર્ચાઈ ગયા છે. પાઇએ પાઇ.

**જોન** :—**ચર્ચ** વિશેષ ધનવાન છે. મારો ભરોંસો તેના ઉપર છે.

**આર્ચબિશપ**:—છોકરી! તેઓ તને ડાકણ ઠરાવી રસ્તામાંથી ઘસડી લઈ જઇ બાળી નાંખશે.

**જોઅન**:—ઓ, ગુરુજી! આપ એમ કાં બોલો? હું ડાકણ? એ કેમ હોઈ શકે?

**આર્ચબિશપ**:—**પીટર કોષોં** પોતાનું કામ બરાબર જાણે છે. તેં કર્યું છે તે બધું વ્યાજબી છે અને તે ઈશ્વરની ઇચ્છા પ્રમાણે હતું એમ કહેવા માટે તો **પેરિસની યુનિવર્સિટીએ** એક સ્ત્રીને બાળી નાખી છે.

**જોઅન**:—પણ શા માટે બાળી? એમાં શું ડહાપણ વળ્યું? મેં જે કર્યું છે તે ઈશ્વર ઇચ્છા પ્રમાણેજ છે. સાચું કહેવા માટે તે કાંઈ કોઇ સ્ત્રીને બાળી શકાતી હશે?

**આર્ચબિશપ**:—એમણે તો બાળી નાખી.

**જોઅન**:—પણ તમે તો જાણો છોને કે તે સ્ત્રીએ જે કહ્યું હતું તે સાચું હતું! તેઓ મને બાળે એમ તો તમે નહીં થવા દો.

**આર્ચબિશપ**:—હું એમને કેમ અટકાવી શકું?

**જોઅન**:—તમે તો **ચર્ચ**ના નામથી કહી શકો. તમે **ચર્ચ**ના એક મહાન પુરુષ છો. મારૂં રક્ષણ કરવા આપના આશીર્વાદ હોય તો હું ગમે ત્યાં જવા હિમ્મત કરૂં.

**આર્ચબિશપ**:—જ્યાં સુધી તને ગર્વ છે, અને તું આજ્ઞા નથી ઉઠાવતી ત્યાં સુધી મારી પાસે તારે માટે આશીર્વાદ નથી.

**જોઅન**:—અરે આપ હરઘડી એમ શા માટે બોલો છો? હું અહંકારી નથી, અને કહ્યું પણ માનું છું. હું તો એક ગરીબ છોકરી છું; અને એવી તો અજ્ઞાન કે હું કક્કો પણ નથી જાણતી. હું

અહંકારી કેમ હોઇ શકું ? હું પ્રભુ પાસેથી આવેલા દેવનાદો હંમેશ માથે ચડાવું છું; તો પછી આપ એમ કેમ કહો છો કે હું આજ્ઞા નથી ઉપાડતી ?

**આર્ચબિશપઃ**—પ્રભુને દુનિયા ઉપર જે કાંઇ કહેવાનું છે તે તો **ચર્ચ** કહે છે. અને તને જે નાદો આવે છે તે માત્ર તારી સ્વેચ્છાઓના પડઘા સિવાય બીજું કાંઇ નથી!

**જોઅનઃ**—એ સાચું નથી !

**આર્ચબિશપઃ**—(ગુસ્સાની ઝાંઇ આવે છે) તું ધર્મગુરુને તેના પોતાના દેવળમાં જૂઠા કહે છે, અને તે છતાં તું અહંકારી નથી અને કહ્યાગરી છો એવો દાવો રાખેછ ?

**જોઅનઃ**—મેં આપને જૂઠા નથી કહ્યા ! ઉલટાના આપ જે બોલ્યા એનો અર્થ એવો થાય કે મારા દેવનાદો જૂઠા છે. આપ એને ભલે માનતા ન હો ; ભલેને એ માત્ર મારા પોતાના વિચારોનાજ ભણકારા હોય ; તોપણ શું તે હમ્મેશાં સાચા નથી પડ્યા? અને તમારી દુનિયાદારી સલાહો હંમેશ ખોટી નથી પડી?

**આર્ચબિશપ :**—( ગુસ્સાથી ) તને સમજાવવા શ્રમ લેવો તે નકામો છે.

**ચાર્લ્સ :**—વાત તો હંમેશાં ફરી ફરીને એકજ મુદ્દાપર આવે છે; તેણી કહે તે સાચું, અને બીજા બધા ખોટા.

**આર્ચબિશપ :**—હું તને આ છેલ્લીવાર ચેતવું છું, માટે ધ્યાનમાં રાખજે. તારા ધર્મગુરુઓની શિક્ષા બાજુપર મૂકી તારી અંગત બુદ્ધિને પ્રધાનપદ આપવા જતાં જો તારો વિનાશ થયો તો **ચર્ચ** તને તરછોડશે; અને તારા ગર્વના ફળરૂપે તારા નસીબમાં જે કાંઈ લખ્યું હશે તે થવા દેશે. **દાસીપુત્રે** તને કહ્યું છે કે તારા ઉપરીઓની સલાહ બાજુપર મૂકી “ લડાઇનું કામ હુંજ

વધારે સમજું છું" એવો ગર્વ રાખી તેં તારી મરજી પ્રમાણે કર્યું તો——

**ડૂન્વા**:—હું વધારે સ્પષ્ટ કહી સમજાવું. જેમ **ઓર્લીયાં**માં તારી પાસે દુશ્મનો કરતાં વધારે મોટું લશ્કર હતું, તેમ મોટું લશ્કર રાખ્યા સિવાય **કોમ્પાઈન** છોડાવવા તેં પ્રયત્ન કર્યો, તો——

**આર્ચબિશપ**:—તો લશ્કર પ્રથમ તને તરછોડશે, અને પાછળથી તને બચાવવા પ્રયત્ન પણ નહીં કરે. વળી હજૂરશ્રીએ તને કહ્યું છે કે તને દુશ્મનો પાસેથી છોડાવવા રાજ્ય પાસે પૈસા નથી.

**ચાર્લ્સ**:—એક પાઈ પણ નહીં.

**આર્ચબિશપ**:—તું એકલી છો; સાવ એકલી. તારી શ્રદ્ધા શેમાં છે? તારા પોતાના ગર્વમાં, તારા પોતાના અજ્ઞાનમાં, તારા પોતાના ગુમાનમાં અને તારી પોતાની અધર્મી વર્તણુકમાં. આ બધાં પાપો છે, અને એ પાપોને તું ઈશ્વર ઉપરની મહાન શ્રદ્ધાના ડોળના પડદા નીચે સંતાડછ. જ્યારે તું આ બારણુંઓમાંથી પસાર થઈ બહાર જઈશ ત્યારે લોકો તને મોટું માન આપશે. તારો જયજયકાર બોલાવશે; તેઓ પોતાનાં બાળકો લાવી તેને આશીર્વાદ આપવા તને કહેશે. તેઓ તારા હાથ અને પગને ચુમ્બન કરશે. એ બિચારાં ભોળાં માણસો કાંઈ સમજે છે કે એથી તારા મગજ ઉપર કેટલી ખરાબ અસર થાય છે? કે એથી તું તારા ગર્વમાં વધારે ને વધારે ઊંડી ઉતરી તારા મોત તરફ દોડી જાછ? તેઓ ગમે તે કરે પણ તું એકલી છો. લોક કાંઇ તને બચાવી શકે તેમ નથી. આપણા દુશ્મનોએ પેલી બિચારી બાઇને ચિતા ખડકી **પેરિસ**માં બાળી નાખી છે; એ ચિતામાંથી તને બચાવી શકે એવા તો અમેજ છીએ. અમારા સિવાય બીજું કોઈ તારો બચાવ કરી શકવાનું નથી.

**જોઅન** :—( પોતાની દૃષ્ટિ આકાશ તરફ છે ) મારે તમારા કરતાં વધારે સારા મિત્રો અને સલાહકારો છે.

**આર્ચબિશપ** :—હું જોઇ શકું છું કે તને સમજાવવા પ્રયત્ન કરવો તે પત્થર ઉપર પાણી સમાન છે. તું અમારો આશ્રય તરછોડી અમને બધાને તારી વિરૂદ્ધ કરવા બેઠી છો, તો ભલે! જા તું તારે રસ્તે, અને જો તું હારી તો પ્રભુ તારા આત્માને શાન્તિ આપે.

**ડૂન્વા** :—ગુરુજી કહે છે તે સત્ય છે, **જોઅન** ! તું માની જા.

**જોઅન** :—એવાં તમારાં સત્યોને જો મેં માન્ય રાખ્યાં હોત તો અત્યારે તમારા બધાની શી સ્થિતિ હોત ? તમારા કોઇ પણ પાસેથી નથી મળી શકે તેમ ખરી મદદ, કે નથી મળી શકે તેમ સાચી સલાહ. હું જાણું છું કે આ દુનિયામાં હું એકલી છું. હું હંમેશ એકલીજ રહેતી આવી છું. જ્યારે **ફ્રાન્સ** લડાઇના ઘાથી મરણ પથારીએ હતું ત્યારે મારા બાપે મારા ભાઇઓને એવો હુકમ કર્યો હતો કે જો હું ઘેર રહી બકરાં ન સંભાળું તો મને નદીમાં ડૂબાડી દેવી. જો માત્ર અમારાં બકરાં સચવાતાં હોય તો **ફ્રાન્સ** ભલે મરતું! મને આશા હતી કે **ફ્રાન્સ**ના રાજાના દરબારમાં **ફ્રાન્સ**ના મિત્રો હશે, પણ ત્યાં તો મેં તેના શરીરના ટુકડા માટે અંદર અંદર લડી મરતા* વરુઓ જોયા. મને આશા હતી કે **પ્રભુ**ના ભેરૂ સર્વ ઠેકાણે હશે, કારણ કે તે સર્વનો ભેરૂ છે; અને મારા અજ્ઞાનમાં મેં માન્યું હતું કે તમે જેઓ અત્યારે મને તરછોડી કાઢો છો, તેઓ વખત આવ્યે મારી મોટી ઓથ થઈ મારી રક્ષા કરશો. પણ હવે મને જ્ઞાન

---

* મુગલ શહેનશાહ અને પેશ્વાઇની પડતીના સમયમાં જેમ તે રાજ્યોના અમલદારો અને ઉમરાવો અંદર અંદર લડતા હતા અને પોતાના નરેશોને કહેતા હતા કે દેશનો આ ભાગ કે તે ભાગ આપો તો અમે આટલી મદદ આપીએ વગેરે. તેજ પ્રમાણે **જોઅન**ના વખતમાં **ફ્રાન્સ**માં સ્થિતિ હતી.



જોઅન :—પ્રભુ મારી રક્ષા કરો.
રીમ્સના મોટા દેવળમાં.

થયું છે : અને જ્ઞાન થવાથી કોઈને નુકસાન થતું નથી. **એમ** માનશો માં કે હું એકલી છું એમ કહેવાથી હું ડરી જઈશ. **ફ્રાન્સ** એકલું છે, અને **ઈશ્વર** એકલો છે! અને મારા દેશની અને **પ્રભુ**ની એકલવાઈ સ્થિતિની સરખામણીમાં મારા એકલવાયાપણાનો શો હિસાબ? હવે હું જોઈ શકું છું કે **ઈશ્વર** એકલો છે તેથીજ તે સર્વ શક્તિમાન છે. એ જો તમારી ટૂંકી દૃષ્ટિવાળી અને ઈર્ષિત સલાહો સાંભળે તો એનું શું થાય? એ વિચારથી હું પણ મારી એકલવાઈ સ્થિતિને મારી શક્તિ બનાવીશ. **પરમાત્મા** સાથે એકલું રહેવું એજ ઉત્તમ છે. એની મિત્રતા મને દગો નહીં દે, તેમ નહીં દે તેની સલાહ કે પ્રેમ. એની શક્તિમાં શ્રદ્ધા રાખી આ દેહ પડતાં સુધી હું હિમ્મત કરવાની, કરવાની અને કરવાનીજ!! હવે હું સામાન્ય લોકો પાસે જાઉં છું; અને તમારી નજરોમાંથી મારા પ્રત્યે ઝરતા ધિક્કારથી મારૂં મન વ્યાકુળ થયું છે, તેને લોકોનાં પ્રેમનાં ઝરણાંથી ભીંજવી રીઝવું. હું જાણું છું કે મને જો દુશ્મનો બાળશે તો તમે બધા ખુશી થશો. પણ યાદ રાખજો કે જો મને બાળી, તો હું અગ્નિમાંથી પસાર થઈ લોકોનાં હૃદયોમાં હંમેશને માટે વસી જાઇશ. **પ્રભુ** મારી રક્ષા કરો!

(**જોઅન** ચાલી જાય છે. તેઓનાં મોઢાં પડી ગયેલાં છે, અને બે ઘડી બધા મૂંગે મોઢે તેણીની પાછળ તાકી રહે છે. પછી **બ્લ્યૂ બિયર્ડ** પોતાની દાઢી ઉમેળે છે.)

**બ્લ્યૂ બિયર્ડ** :—આ છોકરી ખરેખર અસહ્ય છે. હું કાંઈ એને ધિક્કારતો નથી, પણ આવા સ્વભાવવાળા માણસનું કરવું શું?

**ડૂન્વા** :—**ઈશ્વર** સાક્ષી છે કે એ જો **લ્વાર** નદીમાં પડી ગઇ હોય તો તેને બચાવવા હું બખ્તર સોતો તેની પાછળ પડું; પણ જો એણે **કોમ્પાઇન** પાસે કાંઇ ગાંડપણ કર્યું અને પકડાઇ, તો એના નસીબમાં જે લખ્યું હશે તે મારે થવા દેવું પડશે.

**લા હાયર :**—તો મને તો તમે સાંકળે બાંધી દ્યો. કારણ કે એનામાં આવો જુસ્સો જોઉં છું ત્યારે મને તો એની સાથે ગમે તે જોખમ ખેડવા હિમ્મત આવી જાય છે.

**આર્ચબિશપ :**—તેણી મારૂં મન પણ ધ્રૂજાવી દે છે. એના આવા ઉભરાઇ જતા ઉત્સાહમાં કાંઇક ભયંકર શક્તિ છે! પણ એને માટે ખાડો ખોદાઇ રહ્યો છે; અને તે સારા માટે હોય કે ખરાબ માટે પણ આપણે એને તેમાં પડતાં અટકાવી શકીએ તેમ નથી.

**ચાર્લ્સ :**—એ જો માત્ર શાન્ત બેસે, અથવા ઘેર જાય તો બસ.

(નિરાશ થઇ બધા તેણીની પાછળ જાય છે.)

# સન્ત જોઅન.

## પ્રવેશ છઠ્ઠો.

**સ્થળ:**—રૂઓં.

**સમય:**—૩૦મી મે ૧૪૩૧ ની તેજસ્વી સવાર.

ગઢની અંદરના એક પત્થરના ઓરડાને કાયદેસર કામ ચલાવવાની કચેરી જેવો બનાવવામાં આવ્યો છે. પરંતુ અદાલત જેવો નહીં, કેમકે આ કોર્ટ તે ધર્મગુરુની કોર્ટ છે; અને ઇન્કવીઝીશન[1] તેના કામમાં ભાગ લે છે. એક ઊંચા કરેલા ભાગ ઉપર પડખે પડખે બે ખુરશીઓ મૂકી છે; એક ધર્મગુરુ (બિશપ) માટે અને બીજી ઇન્કવીઝીટર[1] માટે. તેઓ બન્ને ન્યાયાધીશ તરીકે બેસનાર છે. ત્યાંથી ખૂણો પાડીને ખુરશીઓની હાર છે તે પાદરીઓ, ધાર્મિક વકીલો, શાસ્ત્રના પંડિતો અને મઠના સાધુઓ જેઓ સઘળા એસેસરો તરીકે બેસવાના છે તેમને માટે છે. જ્યાં ખૂણો પડે છે ત્યાં એક 'ટેબલ' છે; તેની પાસે એક 'સ્ટૂલ' ઉપર લખનારાઓ બેસવાના છે. કેદી માટે પણ એક ખરબચડું લાકડાનું ભારે 'સ્ટૂલ' છે. આ સર્વ, ઓરડાને અંદરને એક ખૂણે ગોઠવેલ છે. બીજા ખૂણા બાજુથી અનેક કમાનોમાં થઇ ચોકમાં જવાય છે. ટાઢથી રક્ષણ થાય માટે બારીઓમાં ચક અને પડદા નાખ્યા છે.

દૃશ્ય જોનારના ખૂણાની મધ્યમાંથી નજર કરતાં ન્યાયાધીશોની અને લખનારાઓની બેઠકો જમણી તરફ છે અને કેદીની બેઠક ડાબી તરફ છે. જમણી અને ડાબી બાજુએ કમાનવાળા દરવાજા છે.

---

૧ ઇન્કવીઝીશન એટલે ધાર્મિક ગુનાહોની તપાસ કરનારૂં ખાતું અને ઇન્કવીઝીટર એટલે તે ખાતાનો ઉપરી ધર્મગુરુ.

ન્યાયાધીશોનાં બારણાં તરફથી **વૉરિક** પ્રવેશ કરે છે અને પાછળ તેનો હજૂરી છે.

**હજૂરી:**—(વાચાળપણાથી) આપ જાણતા હશો કે આપણાથી અહીં રહેવાય નહીં. આ ધાર્મિક અદાલત છે અને આપણે તો માત્ર રાજસત્તા છીએ.

**વૉરિક:**—(કટાક્ષથી માન આપી) હા. તેની તો મને ખબર છે; પણ આપ જરા કૃપા કરી **બોવેના** ધર્મગુરુને ગોતી કાઢી કહેશો, કે કામ શરૂ થયા પહેલાં તેમની જો ઇચ્છા હોય તો મારી સાથે અહીં થોડી વાતચિત થઈ શકશે.

**હજૂરી:**—(જતાં જતાં) હા, સાહેબ!

**વૉરિક:**—(કડક થઇને) અને જો! અદબથી વાત કરજે, એને પાકાકાકા કહીને બોલાવતો નહિ.

**હજૂરી:**—(કટાક્ષથી) ના, સાહેબ! હું એના ઉપર દયા રાખીશ; કારણ કે જ્યારે **કન્યાને** અહીં લાવવામાં આવશે ત્યારે ચિતા સળગાવી, એ પાકાકાકા કાચા પાપડને પકવશે!

(**કોષોં** એક વૃદ્ધ અને એક યુવાન પાદરી સાથે આવે છે; યુવાનના હાથમાં અદાલતના કામના કાગળો છે.)

**હજૂરી:**—**બોવેના** મહા ધર્મગુરુ અને બીજા બે આચાર્યો પધાર્યા છે.

**વૉરિક:**—તું ભાગી જા. કોઈ આવે નહીં એ ધ્યાન રાખજે.

**હજૂરી:**—બહુ સારૂં, સાહેબ! (રૂઆબથી ચાલ્યો જાય છે.)

**કોષોં:**—જય જય!

**વૉરિક** :—જય જય ધર્મગુરુ ! હું ધારૂં છું કે મને આપના આ બે મિત્રોને મળવાનો આ પહેલાં પ્રસંગ નથી મળ્યો.

**કોષોં** :—( ઓળખાણ કરાવી ) આ મારા બન્ધુ **જોન લેમેત્ર;** પોતે **સન્ત ડોમિનિક**ના સંઘના છે અને અત્યારે મુખ્ય ઇન્કવીઝીટરના હાથ નીચે **ફ્રાન્સ**માં નાસ્તિકતાના ગુન્હાની તપાસ કરે છે. બન્ધુ **જૉન,** આ **વૉરિક**ના ઉમરાવ.

**વૉરિક** :—અમને આ બહુ મોટો લાભ થયો. કમભાગ્યે અમારે **ઇંગ્લંડ**માં ઇન્કવીઝીશન નથી; જો કે અમને તેની મોટી ખોટ લાગે છે; ખાસ કરીને આવા પ્રસંગોમાં. ( ઈન્કવીઝીટર સ્મિત કરે છે. પોતે એક માયાળુ વૃદ્ધ છે. જો કે તેનામાં સત્તા અને મક્કમતાની ઝાંય દેખાઇ આવે છે. )

**કોષોં** :—( બીજા પાદરીની ઓળખાણ આપતાં ) આ આચાર્ય **જહૉન દેસ્ટિવેટ** —તેઓ અત્યારે ધાર્મિક અદાલતના વકીલ તરીકે કામ કરે છે.

**વૉરિક** :—ધાર્મિક અદાલતના વકીલ ? ઘણું સારૂં. ઘણું સારૂં. આપને મળીને હું બહુ ખુશી થયો. ( **દેસ્ટિવેટ** માથું નમાવે છે. એમની ઉમ્મર ત્રીશેક વરસની હશે અને સ્વભાવે અંદરથી કડક દેખાય છે. )

**વૉરિક** :—આપનું કામ ક્યાં સુધી પહોંચ્યું તે હું પુછી શકું ? બર્ગંડીઅનોએ **કન્યાને કોમ્પાઇન**માં પકડી તેને નવ મહિના વીતી ગયા છે. એનો ન્યાય થાય એજ માત્ર હેતુથી મેં એને બર્ગંડીઅનો પાસેથી ઘણી સારી રકમ આપી ખરીદી લીધી; એ વાતને પણ ચાર મહિના થઇ ગયા. એ નાસ્તિક હોવાનો શક જવાથી ત્રણ માસથી એને આપને સોંપવામાં આવી છે. મને એમ તો લાગે

છે કે આવા સામાન્ય અને સીધા કામમાં નિર્ણય પર આવતાં આપને અઘટિત વાર લાગે છે. શું આ દાવાનો અંતજ નથી આવવાનો ?

**ઇન્કવીઝીટર** :—( સ્મિત કરીને ) પણ ઉમરાવ, દાવો તો હજી શરૂ નથી થયો.

**વૉરિક્** :—શરૂ નથી થયો? એ કામ પછવાડે તો આપ અગ્યાર અઠવાડિયાંથી લાગ્યા છો !

**કોર્ષો** :—એ વખત નકામો નથી ગયો. અમે **કન્યાને** પંદર વખત તપાસી છે. છ વખત જાહેરમાં અને નવ વખત ખાનગીમાં.

**ઇન્કવીઝીટર** :—( હમ્મેશની ધીરજથી સ્મિત કરી ) વળી હું એ કામમાં માત્ર એ વખતજ હાજર હતો. અત્યાર સુધી જે કામ ચાલ્યું છે તે બધું ગુરુ બિશપની અદાલત તરફથી, અને મારા ધાર્મિક ઇન્કિવીઝીશનના ખાતા તરફથી નહીં. એ કામ સાથે મારે જોડાવાનું—એટલે ધર્મસિદ્ધ ઇન્કવીઝીશનને જોડવાનું—તો મેં હમણાંજ નક્કી કર્યું. પ્રથમ તો મને એમ લાગ્યું હતું કે આ દાવાને નાસ્તિકતાના ગુન્હા સાથે કાંઇ સંબંધ નથી. મેં તો એમ માન્યું હતું કે આ સવાલ માત્ર રાજકીય છે, અને **કન્યા** એક લડાઇમાં પકડાયેલ કેદી છે. પણ મારે કહેવું જોઈએ કે ધર્મગુરુની કોર્ટમાં મેં એ વખત હાજરી આપી તે ઉપરથી એમ દેખાય છે કે નાસ્તિકતાનો આવો ગંભીર દાખલો મારા અનુભવમાં અત્યાર સુધી નથી આવ્યો. એટલે હવે બધું રીતસર છે. અને અમે આજ સવારેજ કામ ચલાવીએ છીએ. ( પોતે ન્યાયની ખુરશી તરફ જાય છે. )

**કોષોં** :—આપને અડચણ ન હોય તો હમણાંજ.

**વૉરિક** :—( મહેરબાની દેખાડતો હોય તેમ ) આપે એ સમાચાર તો સારા આપ્યા; કારણ કે ખરૂં પુછાવો તો અમારી ધીરજ હવે ખુટવા આવી હતી.

**કોષોં** :—**જોઅન**નો પક્ષ કરનારાં અમારાં માણસોને તમારા સિપાઇઓએ ડુબાડી મારવાની જે બીક દેખાડી છે તે ઉપરથી મને પણ એમ લાગ્યું ખરૂં.

**વૉરિક** :—( લાગણી સિવાય ) અરે, રે ! શું એમ કર્યું છે ? તો પણ હું આશા રાખું છું કે તેઓ આપના તરફ તો સારો ભાવ રાખતા હશે.

**કોષોં** :—( કડકાઇથી ) મારે એવો ભાવ જોઇતો નથી ! મેં નિશ્ચય કર્યો છે કે એ સ્ત્રીની બધી હકીકત શુદ્ધ અને સાફ દિલથી સંભળાય. ચર્ચનો ન્યાય કાંઇ રમતની વાત નથી, ઉમરાવ !

**ઇન્કવીઝીટર** :—( પાછા આવી ) આવી શુદ્ધ તપાસણી મારા અનુભવમાં નથી આવી, ઉમરાવ. **કન્યા**ને પોતાનો પક્ષ લેવા વકીલોની જરૂર નહીં પડે. એનું બધું કામ તેના ખરા શુભ ચિંતકો, જેઓ તેણીના આત્માને નરકમાંથી બચાવવા ખરા દિલથી ઇચ્છતા હોય, એવાના હાથથીજ ચાલશે.

**દેસ્ટિવેટ** :—સાહેબ ! હું આ ધાર્મિક અદાલતનો વકીલ છું; અને આ છોકરીની વિરૂદ્ધ કામ ચલાવવું તે મારી એક અણગમતી ફરજ છે. પણ હું ખરેખર કહું છું કે જો વિદ્વત્તામાં તેમજ ધાર્મિક પવિત્રતામાં, કહેવાની તેમજ

સમજાવવાની કુશળતામાં, મારાથી પણ મોટા માણસો તેણીની પાસે મોકલવામાં આવ્યા ન હોત; અને તેણી કેવે ભયંકર માર્ગે ચાલી રહી છે, તેમજ તેમાંથી કેમ બચી શકાય એ તેઓએ તેણીને સમજાવ્યું ન હોત, તો હું આજેજ મારૂં વાદી તરીકેનું કામ છોડી દઇ તેણીનો બચાવ કરવાનું કામ હાથમાં લેત. (એટાએક ભાષણની પદ્ધતિ ધારણ કરે છે તે જોઇ કોપેલાં અને ઇન્કવીઝીટર નાખુશ થાય છે) લોકોએ એટલે સુધી પણ કહેવાની હિમ્મત કરી છે, કે અમે આ બાબતમાં દ્વેષથી કામ ચલાવી રહ્યા છીએ; પણ ઈશ્વર અમારો સાક્ષી છે કે તેઓ કહે છે તે જૂઠ્ઠું છે. અમે એને મારી છે? અમે એને રીબાવી છે? ના. અમે એને ઉપદેશ આપતા બંધ થયા છીએ? શું અમે એને પોતા પર દયા લાવવા એક આજીજી પણ નથી કરી! શું અમે એને નથી કહ્યું કે તું એક માર્ગ ભૂલેલા પણ વહાલા બાળક તરીકે ચર્ચને ખોળે આવ? શું અમે————

**કોપોં** :—(સખ્ત અને ડરાવતા અભિમાનથી) **જો ચર્ચ** તેને છોડી મૂકી, તો ખબરદાર જો કોઇએ તેને એક આંગળી પણ અડાડવાની હિમ્મત કરી તો—ભલે પછી તે બાદશાહ પોતે હોય! ચર્ચ કાંઈ રાજકીય જરૂરીયાતોને આધીન નથી.

**ઇન્કવીઝિટર** :—(શાન્તિથી વચમાં બોલે છે) ઉમરાવ! પરિણામ વિષે આપને ચિંતા રાખવાનું કાંઇ પ્રયોજન નથી. આ બાબતમાં તો આપના એક અજીત મદદગારે નિશ્ચય કર્યો છે કે તેણી બળે.

**વૉરિક** :—ઓ! એવો ઉપયોગી મદદગાર કોણ છે, તે હું પૂછી શકું?

**ઇન્કવીઝીટર** :—**કન્યા** પોતે. એનાં મોઢાને ડૂચો ઘો તો ભલે; નહીં તો જેટલી વખત પોતે **મોઢું** ઉઘાડે, તેટલી વખત પોતાને દસવાર દોષિત ઠરાવતાં આપ અટકાવી શકો તેમ નથી.

**ડેસ્ટિવેટ** :—એ સાવ સાચું છે, ઉમરાવ! **એની ચર્ચ** વિરોધી વાતો સાંભળીને મારૂં હૃદય તો કંપી ઉઠે છે.

**વૉરિક** :—ઓ—ઓ—! આપને જો ખાતરીજ હોય કે એમાં કાંઇ વળવાનું નથી, તો આપ જરૂર એને માટે આપનાથી બનતું કરજો. (**કોષોં** તરફ તાકીને) ચર્ચના આશીર્વાદ વિના મારે પગલું લેવું પડે, એ તો ખોટું.

**કોષોં** :—(તિરસ્કાર અને સાથો સાથ માનદૃષ્ટિથી) આટલી બધી સ્પષ્ટતા છતાં પણ લોકો અંગ્રેજોને દંભી કેમ કહેતા હશે? આપના આત્માને પણ જોખમમાં નાખી આપ આપના પક્ષને ખેંચો છો. આપની સ્વદેશભક્તિ માટે મને માન ઉપજ્યા વિના

**કોષોં** :—(સખ્ત અને ડરાવતા અભિમાનથી) જો **ચર્ચે** તેને છોડી મૂકી, તો ખબરદાર જો કોઇએ તેને એક આંગળી પણ અડાડવાની હિમ્મત કરી તો—ભલે પછી તે બાદશાહ પોતે હોય! ચર્ચ કાંઈ રાજકીય જરૂરીયાતોને આધીન નથી.

**ઇન્કવીઝિટર** :—(શાન્તિથી વચમાં બોલે છે) ઉમરાવ! પરિણામ વિષે આપને ચિંતા રાખવાનું કાંઇ પ્રયોજન નથી. આ બાબતમાં તો આપના એક અજીત મદદગારે નિશ્ચય કર્યો છે કે તેણી બળે.

**વૉરિક** :—ઓ! એવો ઉપયોગી મદદગાર કોણ છે, તે હું પૂછી શકું?

**ઇન્કવીઝીટર** :—**કન્યા** પોતે. એનાં મોઢાને ડૂચો ધો તો ભલે; નહીં તો જેટલી વખત પોતે મોઢું ઉઘાડે, તેટલી વખત પોતાને દસવાર દોષિત ઠરાવતાં આપ અટકાવી શકો તેમ નથી.

**દેસ્ટિવેટ** :—એ સાવ સાચું છે, ઉમરાવ! એની **ચર્ચ** વિરોધી વાતો સાંભળીને મારૂં હૃદય તો કંપી ઉઠે છે.

**વૉરિક** :—ઓ—ઓ—! આપને જો ખાતરીજ હોય કે એમાં કાંઇ વળવાનું નથી, તો આપ જરૂર એને માટે આપનાથી બનતું કરજો. (**કોષોં** તરફ તાકીને) ચર્ચના આશીર્વાદ વિના મારે પગલું લેવું પડે, એ તો ખોટું.

**કોષોં** :—(તિરસ્કાર અને સાથો સાથ માનદૃષ્ટિથી) આટલી બધી સ્પષ્ટતા છતાં પણ લોકો અંગ્રેજોને દંભી કેમ કહેતા હશે? આપના આત્માને પણ જોખમમાં નાખી આપ આપના પક્ષને ખેંચો છો. આપની સ્વદેશભક્તિ માટે મને માન ઉપજ્યા વિના

રહેતું નથી; જો કે હું પોતે તો એવી ભક્તિ રાખવા હિમ્મત ન કરૂં. મને ઈશ્વરના કોપનો ડર છે.

**વૉરિક**:—અમે જો કોઇપણ બાબતનો ડર રાખીએ ગુરુ, તો અમારાથી ઇંગ્લંડ ઉપર રાજ થઈ શકે નહીં. હું આપનાં માણસોને આપની પાસે મોકલું?

**કોષોં**—હાં. આપ પધારો એટલે અદાલત બેસી શકે. (**વૉરિક** ચાલ્યો જાય છે. **કોષોં** ન્યાયની પહેલી ખુરશી પર બેસે છે, અને **દેસ્ટિવેટ** કારકુનના 'ટેબલ' ઉપર બેસી પોતાના કાગળો વાંચે છે.)

**કોષોં**:—(સામાન્ય રીતે ખુરશી ઉપર નિરાંત કરી બેસતાં) આ બધા અંગ્રેજ ઉમરાવ કેટલા બદમાશ છે!

**ઇન્કવીઝીટર**:—(**કોષોં**ની ડાબી બાજુ ન્યાયની બીજી ખુરશી ઉપર બેસતાં) દરેક પ્રકારની રાજકીય સત્તા માણસોને બદમાશજ બનાવે છે. તેઓએ કામ કરવાની પદ્ધતિનું શિક્ષણ લીધું હોતું નથી, અને વળી તેઓને કાંઇ ધાર્મિક અંકુશ પણ હોતો નથી. આપણા ઉમરાવો પણ એટલાજ ખરાબ છે.

(ચેપ્લેઇન **દ. સ્ટોગંબર** અને ડોકટર, **દ. કોર્સેલ** જે એક ત્રીસ વરસનો પાદરી છે એ બે જણા આગળ અને બીજા કેટલાએક પછવાડે એમ આવે છે. કારકુન 'ટેબલ' પર બેસે છે, પણ એક ખુરશી **દેસ્ટિવેટ**ની સામે ખાલી રાખે છે. કેટલાક આસેસરો પોતાની જગ્યાએ બેસી જાય છે. બીજાઓ ઊભા ઊભા કામ શરૂ થવાની વાટ જોતા વાતો કરે છે. **દ. સ્ટોગંબર**ને કાંઇ માઠું લાગી ગયેલ હોઈ પોતે જીદ્દી થઈ બેસવાનો નથી, તેમ **દ. કોર્સેલ** પણ બેસતો નથી.)

**કોષોં** :—આવો, **દ. સ્ટોગંબર** ! ( ઇન્કવીઝીટરને ) આ **ઇંગ્લંડના મહાધર્મગુરુના** મંત્રી છે.

**ચેપ્લેઇન** :—( ભૂલ સુધારતાં જરા ઉતાવળે ) **વિન્ચેસ્ટરના મહાધર્મગુરુ**, ગુરુ ! ગુરુ, મારે એક વાંધો ઉઠાવવાનો છે.

**કોષોં** :—તમે તો ઘણા ઉઠાવો છો.

**ચેપ્લેઇન** :—આ બાબતમાં હું ટેકા વિનાનો નથી. આ **પેરિસના** આચાર્ય, **દ. કોર્સેલ**, આ વાંધામાં મારી સાથે છે.

**કોષોં** :—તો કહો; હવે વળી શું છે ?

**ચેપ્લેઇન** :—( મીંઢાઇથી ) મારા ઉપર ગુરુજીનો વિશ્વાસ ન હોય એમ લાગે છે; માટે તમે બોલો, **દ. કોર્સેલ** ! ( નારાજ થઇ પોતાની જગ્યાએ **કોષોં**ની જમણી બાજુ બેસી જાય છે. )

**કોર્સેલ** :—ગુરુજી, અમે ઘણીજ મહેનત લઇને, તેમજ કાળજીથી **કન્યા**ની વિરુદ્ધ ૬૪ મુદ્દાઓ ઘડયા હતા. હવે અમને કહેવામાં આવે છે કે અમારો અભિપ્રાય પૂછ્યા સિવાય એ મુદ્દાઓની સંખ્યા ઓછી કરી નાખવામાં આવી છે.

**ઇન્કવીઝીટર** :—આચાર્ય **કોર્સેલ**, એ દોષ મારો છે. એ ૬૪ મુદ્દાઓ ઘડવામાં તમોએ જે ખંત બતાવી છે તેનાથી હું આશ્ચર્ય ચકિત થયો છું. પણ જેમ બીજી બાબતોમાં તેમ નાસ્તિકપર દાવો ઘડવામાં પણ જરૂર પૂરતું કરવું એજ યોગ્ય છે. વળી તમારે વિચારવું જોઇએ કે આ કોર્ટના બધા લોકો તમારા જેટલા ગહન અને બાહોશ ન હોય. અને તેમાંના કેટલાકોને તમારી પ્રખર વિદ્વત્તા એ કદાચ પ્રખર ઘેલછાપણ લાગે. એટલે મને યોગ્ય લાગવાથી તમારી ૬૪ કલમોને કમી કરી ૧૨ કલમો રાખવામાં આવી છે.

**કોર્સેલ** :—( દિંગ્મૂઢ થાય છે ) બાર !!

**ઈન્કવીઝીટર** :—તમારા કામ માટે બાર મુદ્દા સાવ પૂરતા થશે.

**ચેપ્લેઈન**:—પણ એમાંની કેટલીક મુદ્દાની વાતોને સાવ સાધારણ ગણી કાઢવામાં આવી છે. હું એક દાખલો આપું. **કન્યા**-એ સાફ જાહેર કર્યું છે કે પૂજ્ય **સન્તો માર્ગરેટ, કેથેરીન** અને **માઈકેલ** એની સાથે ફ્રેન્ચમાં વાતો કરતાં. એ ઘણી મુદ્દાની વાત છે.

**ઈન્કવીઝીટર**:—હું સમજ્યો નહીં. તમે શું એમ કહેવા માગો છો કે તેઓએ લેટિનમાં[૧] વાત કરવી જોઇતી હતી?

**કોષોં**:—ના. એનું તો એમ કહેવું છે કે તેઓએ અંગ્રેજીમાં બોલવું જોઈતું હતું.

**ચેપ્લેઇન**:—હાસ્તો, ગુરુજી !

**ઈન્કવીઝીટર**:—સાંભળો, હું સમજાવું. આપણે બધા એમ માનીએ છીએ કે જે નાદો **કન્યા** સાંભળતી, તે **કન્યા**ને અધઃપાત તરફ લોભાવવા આવતા સેતાનના નાદો છે. હવે આ સંજોગોમાં તમારે માટે સારો દેખાવ ન થાય, તેમ ઇંગ્લંડના રાજા તરફ પણ અવિવેક ગણાય, જો આપણે એમ ઠરાવીએ કે અંગ્રેજી તો સેતાનની માતૃભાષા છે. માટે એવું બધું જવા દો ; જો કે આ વાત એ બાર મુદ્દામાંથી સાવ કાઢી નાખવામાં આવી નથી. હવે ભાઇઓ, બેસો. આપણે ખરૂં કામ શરૂ કરીએ. (જેટલા બેઠા ન હોય તે બેસી જાય છે.)

**ચેપ્લેઈન**:—તોપણ હું મારો વાંધો જાહેર કરૂં છું !

---

૧ જેમ આપણી દેવભાષા સંસ્કૃત છે તેમ ક્રિશ્ચિયનોની દેવભાષા લેટિન છે.

**કોર્સૅલ**:—અમારી આટલી બધી મહેનત ફોગટ જાય તો અમારાં નસીબ. આ એટલુંજ દેખાડી આપે છે કે એ સ્ત્રીએ અદાલત પર કેવી સેતાની માયા ફેલાવી દીધી છે. (ચેપ્લેઇનની જમણી બાજુ બેસે છે.)

**કોષેં**:—શું તમે એવો આક્ષેપ કરો છો કે મારા ઉપર પણ સેતાની માયા અસર કરી રહી છે?

**કોર્સૅલ**:—હું કાંઇ આક્ષેપ કરતોજ નથી. પણ **કન્યા**એ **સેનલિસ**ના ધર્મગુરુનો ઘોડો ચોર્યો એ વાત ઢાંકી દેવાને અહિં કાંઇક ખટપટ ચાલતી હોય એમ તો મને લાગે છે.

**કોષેં** :—(પોતાનો ગુસ્સો મુશ્કેલીથી દબાવે છે) આ કાં સામાન્ય ફોજદારી નથી. શું આવી ક્ષુદ્ર બાબતો ઉપર આપણે વખત ગુમાવવો?

**કોર્સૅલ** :—(આઘાત લાગતાં ઊભો થઈ) ગુરુ! શું આ ધર્મગુરુના ઘોડાને ક્ષુદ્ર કહ્યો?

**ઇન્કવીઝીટર** :—(શાંતપણે) આચાર્ય **કોર્સૅલ**, **કન્યા**એ એમ કહ્યું છે કે પોતે ધર્મગુરુના ઘોડા માટે સારી કિંમત આપી હતી અને જો તે પૈસા તેમને મળ્યા ન હોય તો તે પોતાનો વાં નથી. એ વાત સંભવિત હોવાથી આ આરોપ વિષે **કન્યા**ને નિર્દોષ ઠરાવવી તે યોગ્ય છે.

**કોર્સૅલ** :—હા. જો તે સામાન્ય ઘોડો હોય તો. પણ આ તો ધર્મગુરુનો ઘોડો! એને માટે તેણી નિર્દોષ કેમ ઠરી શકે (સ્તબ્ધ અને નિરાશ થઈ બેસી જાય છે.)

**ઈન્કવીઝીટર** :—હું આપ સર્વને વિનંતિ કરી કહું છું કે આવી નાની બાબતો, જેમાં આપણે તેને નિર્દોષ ઠરાવવી પડશે તેમાં જો આ **કન્યા**નો સવાલ આપણે ગુંચવી નાખશું, તો નાસ્તિક વૃત્તિની મૂળ બાબતમાં તે છટકી જશે. માટે હું આપ સર્વની પાસે ખાસ માગી લઉં છું કે **કન્યા**ને અહીં લાવવામાં આવે ત્યારે આવા ઘોડા ચોરવા વિષે, કે છોકરાંની સાથે ગામડાના ભૂતિયા વડલાની આસપાસ નાચવા વિષે, કે પ્રેત રહેનારા કુવાઓ કાંઠે પ્રાર્થના કરવા વિષે કે એવી દસબાર વાતો જેના વિષે હું આવ્યો તે પહેલાં આપ ખંતથી તપાસ કરી રહ્યા હતા, એ સર્વ વિષે આપ કાંઈ કહેશો નહીં. **ફ્રાન્સ**માં એકપણ ગામડાની છોકરી એવી નહીં હોય કે જેની વિરૂદ્ધ આવી બાબતો સાબીત ન થઇ શકે. બધી ભુતિયાં ઝાડો ફરતી નાચે છે, અને જાદુઇ કુવા કાંઠે પ્રાર્થના કરે છે. કેટલીક તો એવી છે કે તક મળ્યે **જગદ્દ્ગુરુ પોપ**નો ઘોડો પણ ચોરી જાય. ના, ભાઇઓ! આપણે અહીં નાસ્તિકતાના ગુન્હાની તપાસ કરવાની છે. નાસ્તિક વૃત્તિ શોધી કાઢી તેને નાબુદ કરવી એ મારૂં ખાસ કામ છે. હું અહીં ઇન્કવીઝીટર તરીકે છું; અને કોઈ સામાન્ય ન્યાયાધીશ તરીકે નહીં. માટે આપ સર્વ નાસ્તિકતાને વળગી રહી આવી બીજી બાબતોને જતી કરશો એમ હું માગી લઉં છું.

**કોર્ષો** :—હું અહીં કહી દઉં કે અમે છોકરીના ગામમાં તપાસ કરી છે, અને એના વિરૂદ્ધ કાંઇ ખાસ કે ગંભીર હકીકત છે નહીં.

| | | |
|---|---|---|
| **ચેપ્લેઇન** | ઉભા થઇ એક સાથે દાવો કરતા | કાંઇ ગંભીર નહીં, ગુરુ! |
| **કોર્સેલ** | | શું ભૂતીયાં ઝાડ— |

**કોષેં** :—(ધીરજ છોડી) ભાઇઓ, ભાઇઓ ! ! શાન્ત રહો ! અને જો બોલવુંજ હોય તો એક પછી એક બોલો. ( **કોસૈલ** દબાઈ જઇ બેસી જાય છે.)

**ચેપ્લેઇન** :—( મીંઢાઇથી બેસતાં ) અમને ગયે શુક્રવારે **કન્યાએ** પણ એજ કહ્યું હતું.

**કોષેં** :—તમે એની સલાહ માની હોત તો સારૂં હતું. કાંઇ ગંભીર નથી એમ મેં કહ્યું એનો અર્થ એટલોજ કે આ જાતનું કામ ચલાવનાર માણસો જેટલી વિશાળ દૃષ્ટિવાળાં હોવાં જોઇએ તેટલી વિશાળ દૃષ્ટિવાળાંને તે ગંભીર ન લાગે. આપણે નાસ્તિકતાના દાવા ઉપર કામ ચલાવવાનું છે, એ બાબતમાં હું મારા સહકર્મચારી ઇન્કવીઝીટરની સાથે મળતો આવું છું.

**લાડવેનુ** :—(ચહેરા ઉપર ઇશ્વર પરાયણતા દેખાઇ આવતી હોય એવો એક જુવાન પાદરી છે. પોતે **કોસૈલ**ની જમણી બાજુ બેઠો છે ) પણ આ છોકરીની નાસ્તિકતામાં કાંઈ ખાસ હાનિ છે ? શું એ બધું એનું ભોળપણું નથી ? ઘણા **સન્તો**એ પણ **જોઅન** જેટલુંજ કહ્યું છે.

**ઇન્કવીઝીટર**:—(સામાન્યતા છોડી ગંભીર થઇ બોલે છે) ભાઇ **માર્ટિન**[1] નાસ્તિકતા વિષે મેં જેટલું જોયું છે તેટલું જો તમે જોયું હોત તો, એ સાવ નિર્દોષ અને કેટલીક વખત તો તેનું બીજ આકર્ષક અને ધાર્મિક દેખાયા છતાં, તમે તેને સામાન્ય વાત ન માનત. જે માણસો સામાન્ય લોકો કરતાં બધી રીતે સારાં દેખાતાં હોય, તેવામાંથીજ નાસ્તિકતા શરૂ થાય છે. કોઈ ડાહી અને ધાર્મિક છોકરી અથવા તો કોઇ યુવાન જેણે આપણા **પ્રભુ**ની આજ્ઞા માની પોતાનું સર્વસ્વ ગરીબોને આપી

૧ લાડવેનુનું પહેલું નામ.

દરિદ્ર સ્થિતિ સ્વીકારી હોય, જે ઉગ્ર જીવન ગાળતો હોય, છતાં તે એક એવો નાસ્તિક પંથ સ્થાપે કે જો તેને વખતસર બેધડક નિર્મૂળ કરવામાં આવે નહીં તો તે ચર્ચ અને સામ્રાજ્યને ખંડિત કરે. પવિત્ર ઇન્કવીઝીશનના દફતરે એવા દાખલાઓ છે કે જે આપણે દુનિયાને જાહેર કરી શકીએ નહીં; કારણ કે, પ્રમાણિક માણસો અને નિર્દોષ સ્ત્રીઓની બુદ્ધિ તે ગ્રહણ કરી શકે એવી નથી. આપ જોશો તો એ બધા પંથોની શરૂઆત ધાર્મિક અને ભોળાં માણસોના હાથથીજ થઈ હતી. મેં એ ફરી ફરીને જોયું છે. ફરી ફરીને એ મારા અનુભવમાં આવ્યું છે. મારે હવે જે કહેવાનું છે તે ઉપર તમારૂં હું ખાસ લક્ષ ખેંચું છું. જે સ્ત્રી પોતાનાં કપડાં તજી પુરુષનાં કપડાં પહેરે છે તે, જે પુરુષ પોતાનો જરીનો કોટ ઉતારી સાધુની કફની ધારણ કરે છે તેના જેવીજ છે. અને જેમ દિવસની પાછળ રાત્ર આવે છે તેમ આવા લોકોની પાછળ એવાં ઘેલાં પુરુષો અને સ્ત્રીઓનાં ટોળાં ઉભરાય છે કે જેઓ અંતે વસ્ત્ર પહેરવાનીજ સાવ ના પાડે. જ્યારે કુમારિકાઓ ધાર્મિક રીતે પાણી લઇ લગ્ન કરે નહીં, જ્યારે પુરુષો લગ્નવિધિ તિરસ્કારી પોતાની વિષય વૃત્તિને દૈવી પ્રેરણાની ઉન્નત પદવી આપે, ત્યારે જેમ વસંતઋતુ પછી ગ્રીષ્મ આવે છે તેમજ તેઓ અનેક પત્નીવ્રતથી આદરી અગમ્યગમનમાં પરિણામે છે. નાસ્તિકતાનો પ્રથમ દેખાવ નિર્દોષ તેમ સ્તુતિપાત્ર પણ હોય છે; પણ અંતે તો એમાંથી એટલી ભયંકર દુષ્ટતા ઉત્પન્ન થાય છે કે, મેં એને જોઈ છે તેમ જો આપ જુઓ તો તમારામાંથી અતિ કોમળ હૃદયવાળા પણ કહે કે ચર્ચ એના તરફ જે દયા ધરાવે છે તે ખોટું કરે છે. બસો વરસથી આ ધાર્મિક ખાતું તે સેતાની ગાંડપણની વિરુદ્ધ મથી રહ્યું છે: અને તે જાણે છે કે નાસ્તિક પંથની શરૂઆત હમેશ મિથ્યાભિમાની અને અજ્ઞાન માણસો, જેઓએ પોતાની બુદ્ધિ

**ચર્ચ** વિરુદ્ધ ચલાવી દુનિયાને ઇશ્વરેચ્છાઓ સમજાવવાનું કા
પોતાને માથે લીધું હોય, તેવાઓને હાથેજ થાય છે. આ ભોળ
માણસોને જૂઠા અને દંભી ગણી લેવાની જે સામાન્ય ભૂલ લોક
કરે છે તે આપે કરવાની નથી. તેઓ જૂઠા કે દંભી હોતાજ નથી
તેઓ શુદ્ધ અંતઃકરણથી માને છે કે પોતાની પ્રેરણા દૈવી છે
આમ હોવાથી આપને જે કાંઈ સ્વાભાવિક દયા ઉદ્ભવે તેથ
આપે ચેતવું જોઇએ. હું માનું છું કે આપ સર્વ દયાળુ છો
નહીં તો આપ પરમ દયાળુ **ઇસુ ભગવાન**ની સેવામ
આપનું જીવન કેમ અર્પણ કરી શકો? આપ અત્યારે આપને
સમક્ષ એક યુવાન, ધાર્મિક અને નિર્મળ બાળાને જોવાન
છો. આપને મારે કહેવું જોઇએ કે આપણા અંગ્રેજ ભાઇઓએ
તેણીને વિષે ઉડાડેલ વાતોને પુષ્ટિ આપવા કાંઇ પણ પુરાવે
નથી. ઉલટાની એવી હકીકત રજૂ થાય છે કે તેણીન
અતિરેકો ધાર્મિક અને દાનશીલતાના છે; નહીં કે દુનિયાદારી
કે અધર્મના. આપે એવી સ્ત્રીઓ જોઈ હશે કે જેઓના કઠોર ચહેરા
તેઓનાં કઠોર હૃદયોનું પ્રતિબિમ્બ હોય; અને જેઓની કુદૃષ્ટિ અને
બીભત્સ આચાર તેઓ બોલે તે પહેલાંજ તેમને દોષિત ઠરાવે છે.
આ બાળા તેવી નથી. તેણીનો રાક્ષસી ગર્વ જેને લઇને તે અત્યારની
ભયંકર સ્થિતિમાં મૂકાઇ છે તેનો ભાવ તેની મુદ્રાપર લેશ માત્ર
દેખાતો નથી. આપને જોઈને આશ્ચર્ય થશે કે જે બાબતોમાં
તેણી ગર્વ ધરાવે છે તે સિવાય એનો સ્વભાવ જેવો હતો તેવોજ
રહ્યો છે. આથી આપ જોશો તો રાક્ષસી ગર્વ અને સ્વાભાવિક
નમ્રતા એકજ વ્યક્તિમાં સાથે સાથે રહેલાં દેખાશે. આ કારણથી
આપને સાવધાન રહેવા હું સૂચવું છું. **પ્રભુ** જાણે છે કે આપનાં
હૃદયો કઠોર કરવા હું આપને સૂચવતો નથી; કારણ કે, જો આપણે
તેને દોષિત ઠરાવી તો તેની શિક્ષા એટલી ક્રૂર અને ભયંકર થવાની

દરિદ્ર સ્થિતિ સ્વીકારી હોય, જે ઉગ્ર જીવન ગાળતો હોય, છતાં તે એક એવો નાસ્તિક પંથ સ્થાપે કે જો તેને વખતસર બેધડક નિર્મૂળ કરવામાં આવે નહીં તો તે ચર્ચ અને સામ્રાજ્યને ખંડિત કરે. પવિત્ર ઇન્કવીઝીશનના દફ્તરે એવા દાખલાઓ છે કે જે આપણે દુનિયાને જાહેર કરી શકીએ નહીં; કારણ કે, પ્રમાણિક માણસો અને નિર્દોષ સ્ત્રીઓની બુદ્ધિ તે ગ્રહણ કરી શકે એવી નથી. આપ જોશો તો એ બધા પંથોની શરૂઆત ધાર્મિક અને ભોળાં માણસોના હાથથીજ થઈ હતી. મેં એ ફરી ફરીને જોયું છે. ફરી ફરીને એ મારા અનુભવમાં આવ્યું છે. મારે હવે જે કહેવાનું છે તે ઉપર તમારૂં હું ખાસ લક્ષ ખેચું છું. જે સ્ત્રી પોતાનાં કપડાં તજી પુરુષનાં કપડાં પહેરે છે તે, જે પુરુષ પોતાનો જરીનો કોટ ઉતારી સાધુની કફની ધારણ કરે છે તેના જેવીજ છે. અને જેમ દિવસની પાછળ રાત આવે છે તેમ આવા લોકોની પાછળ એવાં ઘેલાં પુરુષો અને સ્ત્રીઓનાં ટોળાં ઉભરાય છે કે જેઓ અંતે વસ્ત્ર પહેરવાનીજ સાવ ના પાડે. જ્યારે કુમારિકાઓ ધાર્મિક રીતે પાણી લઇ લગ્ન કરે નહીં, જ્યારે પુરુષો લગ્નવિધિ તિરસ્કારી પોતાની વિષય વૃત્તિને દૈવી પ્રેરણાની ઉન્નત પદવી આપે, ત્યારે જેમ વસંતઋતુ પછી ગ્રીષ્મ આવે છે તેમજ તેઓ અનેક પત્નીવ્રતથી આદરી અગમ્યગમનમાં પરિણામે છે. નાસ્તિકતાનો પ્રથમ દેખાવ નિર્દોષ તેમ સ્તુતિપાત્ર પણ હોય છે; પણ અંતે તો એમાંથી એટલી ભયંકર દુષ્ટતા ઉત્પન્ન થાય છે કે, મેં એને જોઈ છે તેમ જો આપ જુઓ તો તમારામાંથી અતિ કોમળ હૃદયવાળા પણ કહે કે ચર્ચ એના તરફ જે દયા ધરાવે છે તે ખોટું કરે છે. બસો વરસથી આ ધાર્મિક ખાતું તે સેતાની ગાંડપણની વિરુદ્ધ મથી રહ્યું છે: અને તે જાણે છે કે નાસ્તિક પંથની શરૂઆત હમેશ મિથ્યાભિમાની અને અજ્ઞાન માણસો, જેઓએ પોતાની બુદ્ધિ

**ચર્ચ** વિરુદ્ધ ચલાવી દુનિયાને ઇશ્વરેચ્છાઓ સમજાવવાનું કામ પોતાને માથે લીધું હોય, તેવાઓને હાથેજ થાય છે. આ ભોળા માણસોને જૂઠ્ઠા અને દંભી ગણી લેવાની જે સામાન્ય ભૂલ લોકો કરે છે તે આપે કરવાની નથી. તેઓ જૂઠ્ઠા કે દંભી હોતાજ નથી. તેઓ શુદ્ધ અંતઃકરણથી માને છે કે પોતાની પ્રેરણા દૈવી છે. આમ હોવાથી આપને જે કાંઈ સ્વાભાવિક દયા ઉદ્ભવે તેથી આપે ચેતવું જોઇએ. હું માનું છું કે આપ સર્વ દયાળુ છો; નહીં તો આપ **પરમ દયાળુ ઇસુ ભગવાન**ની સેવામાં આપનું જીવન કેમ અર્પણ કરી શકો? આપ અત્યારે આપની સમક્ષ એક યુવાન, ધાર્મિક અને નિર્મળ બાળાને જોવાના છો. આપને મારે કહેવું જોઇએ કે આપણા અંગ્રેજ ભાઇઓએ તેણીને વિષે ઉડાડેલ વાતોને પુષ્ટિ આપવા કાંઇ પણ પુરાવો નથી. ઉલટાની એવી હકીકત રજૂ થાય છે કે તેણીના અતિરેકો ધાર્મિક અને દાનશીલતાના છે; નહીં કે દુનિયાદારી કે અધર્મના. આપે એવી સ્ત્રીઓ જોઈ હશે કે જેઓના કઠોર ચહેરા તેઓનાં કઠોર હૃદયોનું પ્રતિબિમ્બ હોય; અને જેઓની કુદૃષ્ટિ અને બીભત્સ આચાર તેઓ બોલે તે પહેલાંજ તેમને દોષિત ઠરાવે છે. આ બાળા તેવી નથી. તેણીનો રાક્ષસી ગર્વ જેને લઇને તે અત્યારની ભયંકર સ્થિતિમાં મૂકાઇ છે તેનો ભાવ તેની મુદ્રાપર લેશ માત્ર દેખાતો નથી. આપને જોઈને આશ્ચર્ય થશે કે જે બાબતોમાં તેણી ગર્વ ધરાવે છે તે સિવાય એનો સ્વભાવ જેવો હતો તેવોજ રહ્યો છે. આથી આપ જોશો તો રાક્ષસી ગર્વ અને સ્વાભાવિક નમ્રતા એકજ વ્યક્તિમાં સાથે સાથે રહેલાં દેખાશે. આ કારણથી આપને સાવધાન રહેવા હું સૂચવું છું. **પ્રભુ** જાણે છે કે આપનાં હૃદયો કઠોર કરવા હું આપને સૂચવતો નથી; કારણ કે, જો આપણે તેને દોષિત ઠરાવી તો તેની શિક્ષા એટલી ક્રૂર અને ભયંકર થવાની

છે કે જો આપણા હૃદયોમાં લેશમાત્ર પણ તેણી તરફ દ્વેષ હોય તો આપણે ઈશ્વરની દયા કે કૃપાની આશા રાખવાને પાત્ર રહીએજ નહીં. એમ છતાં જો આપ ક્રૂરતાને ધિક્કારતા હો—અને જો અહીં એકપણ એવી વ્યક્તિ હોય કે જે ક્રૂરતા ધિક્કારતી ન હોય તો હું તેને પ્રભુની આણ આપી હુકમ કરૂં છું કે તે આ પવિત્ર અદાલત છોડી ચાલી જાય—મેં કહ્યું તેમ જો આપ ક્રૂરતાને ધિક્કારતા હો તો યાદ રાખજો કે પરિણામે નાસ્તિકતાને સહન કરવી એના જેવી બીજી ક્રૂરતા એકકે નથી. સાથો સાથ એ પણ વિચારજો કે સામાન્ય લોકો જેના પર નાસ્તિકતાનો શક આણે છે તેના તરફ પોતે જેવા ક્રૂર થાય છે તેટલી ક્રૂર કોઇપણ કાયદાની અદાલત હોતી નથી. કોઇપણ નાસ્તિક આપણા પવિત્ર ચર્ચના હાથમાં હિંસાથી સલામત છે; તેને નિષ્પક્ષપાત ન્યાય મળવાની ખાતરી રહે છે અને જો તેને તેના પાપનો પશ્ચાત્તાપ થાય તો, દોષિત છતાં પણ તેને મોતની સઝા થઇ શકતી નથી. આ ધાર્મિક ખાતા તરફથી બધી વ્યાજબી તપાસ થશે એવી લોકોને શ્રદ્ધા હોવાથી તેઓએ અસંખ્ય શકદારોને આપણને સોંપ્યા છે, અને તેથી ઘણા જીવો બચ્યા છે. આ પવિત્ર ઇન્કવીઝીશનની સંસ્થા સ્થાપિત થયા પહેલાં, અને અત્યારે પણ જ્યાં તેના અમલદારો પહોંચી શકતા નથી ત્યાં, જે બિચારા પર નાસ્તિકતાની શંકા આવે—ભલે પછી તે કદાચ અજ્ઞાનથી કે ગેરવાજબી પણ હોય—તે બિચારાના લોકો ટૂકડે ટૂકડા કરી નાખે છે, ડુબાડી દે છે, અને તેનાં ઘર અને નિર્દોષ છોકરાંને ન્યાય વિના કે છેલ્લી ધર્મ ક્રિયા વિના બાળી નાખે છે. એની છેલ્લી દાટવાની ક્રિયા પણ કરવામાં આવતી નથી અને તેઓ કુતરાને મોતે મરે છે. આ બધી ક્રિયાઓ પ્રભુ ધિક્કારે છે, અને મનુષ્ય જાતિ માટે અતિ ક્રૂર છે.

ભાઇઓ! હું સ્વભાવે અને મારા નિયોગે દયાળુ છું. અને જે લોકો જાણતા નથી કે આ કામ ન કરવામાં કેટલી બધી ક્રૂરતા છે તે કદાચ કહે કે મારૂં કામ ક્રૂર છે: પરંતુ જો મને તેની જરૂરીઆત, તેનું ધર્મ્યપણું અને તેની તાત્વિક દયાની ખાતરી ન હોત તો તે કામ કરવા કરતાં હું પોતેજ ચિતાએ બળી મરવાનું સ્વીકારી લેત. હું આપની પાસે માગી લઉં છું કે એ દૃષ્ટિ-બિન્દુની પ્રતીતિમાંજ આપ આ કામ ચલાવશો. ક્રોધ ખરાબ સલાહકાર છે, ક્રોધ કાઢી નાખજો. ખોટી કરૂણા કેટલીક વખત વધારે ખરાબ સલાહકાર હોય છે, તેને પણ તજજો. પણ દયાને ન તજશો. અને આપણે ન્યાયને પ્રથમ સ્થાન આપવાનું છે તે ભૂલશો નહીં (કોષોંને) ભાઇ! આપણે કામ ચલાવવું શરૂ કરીએ તે પહેલાં આપને કાંઇ કહેવું છે?

**કોષોં** :—આપ મારી વતી બોલ્યા છો અને સર્વ હકીકત હું કહી શકત તે કરતાં વધારે સારી રીતે કહી છે. આપે જે કહ્યું છે તેમાં એકપણ શબ્દનો વિરોધ કોઇપણ સમજુ માણસ કરી શકે એમ હું માનતો નથી. પણ એક વાત કદાચ મારાથી ઉમેરી શકાય. આપે જે કનિષ્ટ નાસ્તિક વૃત્તિ વર્ણવી તે ભયંકર તો છે; પરંતુ તે ભયાનકતા મરકી કે એવા કોઇ રોગની સમાન છે. તે અમુક વખત માટે ફેલાય અને ફરી પાછી શમી જાય છે; કારણ કે, તેને ઉશ્કેરવાને ગમે તેટલો પ્રયત્ન થાય તોપણ, નગ્ન સ્થિતિ, અનેક પત્નીવ્રત અને અગમ્ય-ગમન જેવા દુરાચારોને સારા અને સમજુ માણસો સહન કરી શકત નથી. પરન્તુ, અત્યારે તો આખા યૂરોપમાં એક એવી નાસ્તિકતાનો પ્રશ્ન ઊભો થયો છે કે જે નાસ્તિકતા માત્ર નબળ મનવાળાં માણસોમાંજ ફેલાઇ રહી નથી. ઉલટાનું એમ જોવામ

આવે છે કે જેમ મનોબળ વિશેષ, તેમ નાસ્તિકતા વધારે દૃઢ. તેમાં અતિરેકો પણ નથી તેમ કોઇ સામાન્ય શારીરિક વ્યભિચારો પણ નથી, કે જેથી લોકોને તેના તરફ તિરસ્કાર ઉપજે. પરન્તુ બધા નાસ્તિક પંથોમાં એક સિદ્ધાન્ત સામાન્ય છે. તે સર્વ, ભૂલને પાત્ર મનુષ્યની એક વ્યક્તિગત બુદ્ધિને પ્રધાન પદ આપી ચર્ચના અનુભવી અભિપ્રાયો અને વિદ્વત્તાની વિરૂદ્ધ થવા સૂચવે છે. સનાતન કેથોલિક ધર્મ પાળનારી દુનિયાની ભવ્ય સંસ્કૃતિ અને સમર્થ રચના નગ્ન કરતા ગાંડાઓ કે રાક્ષસી અધર્મો કરનારાઓથી ખંડિત થવાની નથી. પરંતુ તેનું ખંડન તેની અંદરનાં માણસોથી થાય ખરૂં, જો તેઓ આ મહાન નાસ્તિકપંથ ગ્રહણ કરે કે જેને અંગ્રેજ સેનાપતિએ " ધાર્મિક વ્યક્તિ સ્વાતંત્ર્ય " નામ આપ્યું છે.

**એસેસરોઃ**—(એક બીજા સાથે ધીમે બોલી વાત કરતા) "એ વળી શું છે" ? "એ શું કોઇ નવી જાતનો નાસ્તિકપંથ છે" ? "એણે અંગ્રેજ સેનાપતિનું નામ લીધું" ? "તમે કોઇ દિવસે ધાર્મિક વ્યક્તિસ્વાતંત્ર્ય વિષે સાંભળ્યું છે" ? વગેરે વગેરે.

**કોષોં:**—મને યાદ આવવાથી હું એક વાત અહીં પૂછી લઉં. **કન્યા** જો સ્વાગ્રહીજ રહે, અને લોકોને તેના પર દયા ઉત્પન્ન થાય, તો પછી રાજસત્તાના કામમાં વિઘ્ન ન આવે તે માટે ઉમરાવ **વૉરિકે** શું ગોઠવણ કરી છે ?

**ચેપ્લેઇનઃ**—એ વિષે આપ કાંઇ ફિકર રાખશો નહીં, ગુરુજી. એ ઉત્તમ ઉમરાવે આઠસો સિપાઈ હથિયારબંધ તૈયાર રાખ્યા છે, અને આખું ગામ એના તરફ થઇ જાય તોપણ અમારા અંગ્રેજ બચ્ચાના હાથમાંથી તે છટકી જઇ શકે તેમ નથી.

**કોષોં**:—(અત્યંત તિરસ્કારથી) શું તમે સાથોસાથ એટલી પણ ઇચ્છા નહીં દર્શાવો કે ઈશ્વર કરે ને તેણી પ્રાયશ્ચિત્ત લઈ પોતાના પાપથી મુક્ત થાય ?

**ચેપ્લેઇન**:—આપના મૂળ પ્રશ્નની સાથે આ વાતનો હું કાંઇ સંબંધ નથી જોઈ શકતો; તો પણ હું આપની સાથે તો મળતોજ આવું છું.

**કોષોં**:—(આ માણસની સાથે વાત કરવી નકામી ગણી ખભા ઊંચા કરે છે.) અદાલત બેસે છે.

**ઇંકવીઝીટર**:—તહોમતદારને અંદર લાવો.

**લાડવેનુ**:—(બોલાવે છે) તહોમતદાર ! તેણીને અંદર લાવો ! (કેદીને બેસવાના 'સ્ટૂલ' પછવાડે ગોળ કમાનવાળું બારણું છે તેમાંથી અંગ્રેજ સિપાઈઓનો પહેરો જોઅનને અંદર લાવે છે. તેણીના પગમાં બેડી છે. તેઓ તેને કેદીના 'સ્ટૂલ' પાસે લઇ જઇ, બેડી કાઢી, તેણીની પાછળ ઉભા રહે છે. તેણીએ હજૂરીનાં કાળાં કપડાં પહેર્યાં છે. લાંબો વખત કેદમાં રહ્યાની અને તેના ઉપર ચાલી ગયેલ તપાસણીઓના શ્રમની અસર તેના ચહેરા પર દેખાય છે; તોપણ શારીરિક ચપળતા એવીજ રહી છે. જે ભવ્યતાથી અદાલત બેઠી છે તેની લગાર પણ શેહ તેણીને લાગતી નથી એ સ્પષ્ટ દેખાઇ આવે છે.)

**ઈન્કવીઝીટર**:—(માયાળુપણે) બેસ, **જોઅન** ! (તેણી કેદીના 'સ્ટૂલ' ઉપર બેસે છે) તારો ચહેરો આજ ફિક્કો લાગે છે. શું તને ઠીક નથી ?

**જોઅન**:—હું આપનો ઉપકાર માનું છું. મને ઠીક છે; પણ ધર્મગુરુએ મારે માટે ડોળ મચ્છી મોકલી હતી, અને એનાથી મને ઉલટી થઈ.

**કોષોં** :—હું દિલગીર છું. મેં ખાસ હુકમ આપ્યો હતો કે તાજી મચ્છી મોકલે.

**જોઅન** :—હું જાણું છું કે આપ મારી તરફ માયા દૃષ્ટિ રાખો છો. પણ એ જાતની મચ્છી મને સદતી નથી. અંગ્રેજોએ તો એમ માન્યું કે આપે મને ઝેર દેવા પ્રયત્ન કર્યો.

**કોષોં** } શું ! ?
**એસ્લેઈન** } ના, ગુરુજી !

**જોઅન** – ( બોલ્યે જાય છે ) તેઓએ તો મને એક ડાકણ તરીકે બાળી નાખવાનો નિશ્ચયજ કરી રાખ્યો છે, એટલા માટે મને સાજી કરવા પોતાના ડાકટરને બોલાવ્યો. પણ એ જ્યારે આવ્યો ત્યારે એ લોકોએ એને મારી ફસ ખોલવાની ના પાડી, કારણ કે એ ઘેલાં માણસો એમ માને છે કે ડાકણનું જો લોહી નીકળે તો તેની સેતાનિયત ચાલી જાય. એટલે ડાકટરે દવામાં તો મને માત્ર ગાળો ભાંડી. આપ મને અંગ્રેજ સિપાઇઓના કબજામાં શા માટે રાખો છો ? મને તો ચર્ચના કબજામાં રાખવી જોઇએ ; અને મારા પગને સાંકળથી લાકડા સાથે બાંધી રાખવાની શી જરૂર છે ? શું આપને એમ ભય છે કે હું ઉડીને ભાગી જઇશ ?

**દેસ્ટિવેટ** :—( સખ્તાઇથી ) છોકરી, તારે અદાલતને સવાલો કરવાના નથી. સવાલો તો અમારે તને કરવાના છે.

**કોર્સેલ** :—જ્યારે તને સાંકળે નહોતી બાંધી ત્યારે શું તેં ભાગી જવા એક સાઠ ફુટ ઊંચા મિનાર પરથી કુદકો નહોતો માર્યો ? જો તું ડાકણની જેમ ઉડી શકતી નથી તો તું અત્યાર સુધી જીવતી કેમ છો ?

**જોઅન** :—એનું કારણ તો એ કે તે વખતે તે મિનાર એટલો ઊંચો નહીં હોય; જ્યારથી તમે મને એ વિષે સવાલો પુછવા શરૂ કર્યા ત્યારથી એ મિનારની ઊંચાઇ દિવસે દિવસે વધતી ગઇ છે.

**દેસ્ટિવેટ** :— તેં મિનાર ઉપરથી કુદકો શા માટે માર્યો ?

**જોઅન** :—તમે કેમ જાણ્યું કે કુદકો માર્યો તો ?

**દેસ્ટિવેટ** :—તું જડી ત્યારે ખાઇમાં પડી હતી, તેં મિનાર શા માટે છોડયો ?

**જોઅન** :—જો બહાર જઇ શકાતું હોય તો માણસ કેદખાનું શા માટે છોડે ?

**દેસ્ટિવેટ** :—તેં છુટી જવા પ્રયત્ન કર્યો ?

**જોઅન** :—જરૂર. વળી તે કાંઇ પહેલીવારનો નહોતો. જો તમે પીંજરાનું બારણું ખુલ્લું રાખો તો પક્ષી જરૂર ઉડી જવાનું.

**દેસ્ટિવેટ** :—(ઉભો થઇને) એ નાસ્તિકતાની કબુલત છે. હું નામદાર અદાલતનું ધ્યાન ખેંચું છું.

**જોઅન** :—આ શું એને નાસ્તિકતા કહે છે ? મેં કેદમાંથી છુટવા પ્રયત્ન કર્યો એટલે શું હું નાસ્તિક થઈ ?

**દેસ્ટિવેટ** :—જરૂર. જો તું **ચર્ચ**ના કબજામાં હો, અને ઇરાદાપૂર્વક તે કબજામાંથી છુટી જા, તો તે **ચર્ચ**નો ત્યાગ કર્યો ગણાય. તેમ કરવું તે નાસ્તિકતા છે.

**જોઅન** :—એ તો સાવ અકકલ વિનાની વાત છે. એવી વાત માની લે એવું તે કોઈ ગાંડું હોય ?

**ડેસ્ટિવેટ**:—આપે સાંભળ્યું, ગુરુજી? હું મારી ફરજ બજાવવા જાઉં છું તેમાં આ સ્ત્રી મારૂં અપમાન કરે છે.

**કોષોં**:—મેં તને પહેલાં પણ ચેતાવી છે **જોઅન**, કે આવા ચંચળ ઉત્તરો આપવાથી તું તારી જાતને કંઇ લાભ કરતી નથી.

**જોઅન**:—પણ આપ કોઇ મારી સાથે સમજાય એવી વાત નથી કરતા. આપ સીધી વાત કરો તો હું પણ સીધી કરૂં.

**ઇન્કવીઝીટર**:—(વચમાં બોલે છે) આ બધું હજી ધોરણસર નથી. આપણે હજી રીતસર કામ શરૂ નથી કર્યું તે વાત વિસરાય છે. પ્રશ્નો કરવાનો વખત તો તેણી ધર્મ પુસ્તક હાથમાં લઇ આપણને બધી સત્ય હકીકત કહેવાની પ્રતિજ્ઞા લે ત્યારપછી છે.

**જોઅન**:—આપ મને દરેક વખત એજ વાત કહો છો. મેં આપને ફરી ફરીને કહ્યું છે કે આ કામ ચલાવવાને અંગે હું આપને બધું કહીશ. પણ આપને હું બધી સત્ય હકીકત કહી શકું તેમ નથી. ઈશ્વર બધી સત્ય હકીકત કહેવાની રજા પણ આપતો નથી. વળી જ્યારે હું તે કહું છું ત્યારે આપ તેને સમજતા નથી. એક જૂની કહેવત છે કે, જે માણસ વધારે પડતું સત્ય કહેવા જાય તેને જરૂર ફાંસી મળે. આ વિવાદથી હું થાકી છું. આપણે તે નવ વખત કરી ગયા. પ્રતિજ્ઞા જેટલી લેવાય તેટલી મેં લીધી છે અને હવે વિશેષ પ્રતિજ્ઞા હું નથી લેવાની.

**કોર્સેલ**:—ગુરુજી! આને રીબાવવી જોઇએ.*

---

* ગુન્હેગારોને મારવાથી તથા રીબાવવાથી તેની પાસેથી સત્ય હકીકત મેળવી શકાય છે એવી માન્યતા પ્રચલિત હતી.

**ઇન્કવીઝીટર** :—તેં સાંભળ્યું, **જોઅન?** હઠીલાં લોકની એ દશા થાય છે માટે વિચારીને ઉત્તર આપજે. (મારાને) એને ઓજારો દેખાડયાં છે? †

**મારો** :—બધાં તૈયાર છે, ગુરુજી. એણે જોયાં છે.

**જોઅન** :—તમે મારૂં અંગે અંગ ખેંચી, ચીરી, દેહથી પ્રાણ છુટા કરશો તોપણ મેં કહ્યું છે એથી વિશેષ કાંઇ કઢાવી શકવાના નથી! હવે વળી કહેવાનું એવું શું બાકી રહ્યું છે કે જે તમે સમજી શકો? વળી મારાથી પીડા સહન થઈ શકતી નથી, અને જો તમે મને રીબાવશો તો પીડાથી છુટવા હું તમે કહેશો તે માની જઈશ; પણ પાછળથી તો એ બધું પાછું ખેંચી લઇશ, એટલે એમાં ફાયદો શું?

**લાડવેનુ** :—એ પણ ઘણું સમજવા જેવું છે. આપણે કામ તો દયાથી લેવું જોઇએ.

**કોર્સેલ** :—પણ રીબાવવાનો તો રિવાજ છે!

**ઇન્કવીઝીટર** :—તેનો સ્વેચ્છા પ્રમાણે ઉપયોગ કરવાનો નથી આચાર્ય. જો શકદાર રાજી ખુશીથી કબુલી જાય તો તેનો ઉપયોગ ન્યાયદૃષ્ટિથી થઇ શકેજ નહીં.

**કોર્સેલ** :—પણ આતો બધું વહિવટથી વિરુદ્ધ અને અનિયમિત થાય છે. તેણી તો **પ્રતિજ્ઞા** લેવા ના પાડે છે!

**લાડવેનુ** :—(તિરસ્કારથી) શું તમે માત્ર આનંદની ખાતર બિચારીને રીબાવવા માગો છો?

---

† રીબાવવાનાં ઓજારો ઘણા પ્રકારનાં હતાં. ઈતિહાસમાં માણસ જાતિએ આ હથિયારો બનાવવામાં એટલી બધી બુદ્ધિ ચલાવી છે કે આપણને તે જોઇને આશ્ચર્ય થયા વિના રહેતું નથી.

**કોર્સેલ** :—( આકુળ વ્યાકુળ થઇને ) પણ એમાં આનંદ છેજ નહીં. કાયદેસર વાત છે. એ તો રિવાજ છે! હંમેશ કરાય છે!!

**ઇન્કવીઝીટર** :—જ્યાં વ્યાજબી કાયદેસર કામ કરતાં નહીં આવડતું હોય ત્યાં તેમ થતું હશે, પણ તમે કહો છો તેમ કાયદો કે રિવાજ નથી.

**કોર્સેલ** :—પણ આ સ્ત્રી તો નાસ્તિક છે! હું આપને ખાતરી આપું છું કે એમ હંમેશ કરવામાં આવે છે.

**કોશોં** :—( નિર્ણયથી ) એની જરૂર નહીં હોય તો આજે તે કરવામાં આવશે નહીં; માટે એ વાત પડતી મૂકો. હું કોઇને એમ કહેવા નથી દેવાનો કે આપણે પરાણે લીધેલી કબુલાતો ઉપર કામ ચલાવ્યું છે. આ બાઇને સમજાવવા અને પોતાની જાત પર દયા લાવી પોતાના શરીર અને આત્માને આગમાંથી બચાવવાને આજીજી સુદ્ધાં પણ કરવા, આપણે તેણીની પાસે આપણા ઉત્તમમાં ઉત્તમ વિદ્વાનો અને ધર્મશાસ્ત્રીઓને મોકલ્યા છે. હવે તેને ઉલટાની આગમાં ધકેલવા આપણે આપણા મારાને નથી મોકલવો.

**કોર્સેલ**:—આપ દયાળુ છો એ સ્વાભાવિક છે; પણ આવા કાયમી વહિવટનો ભંગ કરવો તે એક મોટી જવાબદારી છે.

**જોઅન**:—તું પણ એક ઘેલો લાગ છ. પહેલાં થયું હોય તે કરવું એ તારો નિયમ છે, કાં?

**કોર્સેલ**:—અરે સ્વૈરિણી: શું તું મને ઘેલો કહેવા હિમ્મત કર છ?

**ઇન્કવીઝીટર**:—ધીરે, આચાર્ય! ધીરે. મને ભય છે કે થોડા વખતમાંજ તમારૂં વેર ભયંકર રીતે વળી રહેશે.

**કોર્સેલ:**—(પોતાની સાથે બડબડતો) ઘેલો! કાંઇ વાત છે!! (માહું લગાડી બેસી જાય છે.)

**ઈન્કવીઝીટર:**—દરમિયાન, એક ભરવાડની છોકરીની કડવી જીભથી આપણે ક્રોધ કરવો ન જોઇએ.

**જોઅન:**—ના. જો કે હું બીજાં બધાંની જેમ બકરાનાં કામમાં ઘેર મદદ કરતી, તોપણ હું ભરવાડની છોકરી નથી; સારા ઘરની બાઈઓનું કામ—કાંતવાનું કે વણવાનું—રૂઓંનો કોઇપણ બાઇ સાથે કરવા હું તૈયાર છું. એ મને બહુ સારૂં આવડે છે.

**ઈન્કવીઝીટર:**—અત્યારે બડાઇ મારવાનો પ્રસંગ નથી, **જોઅન**! તું મોટા ભયમાં ઊભી છો.

**જોઅન:**—હું જાણું છું. શું મારા અહંકાર માટે મને શિક્ષા નથી થઇ? જો મેં મૂર્ખાઇ કરી બખ્તર ઉપર મારો સોનેરી કોટ* ન પહેર્યો હોત તો બર્ગંડીનો સિપાઈ મને પાછે પગે ઢસડી ઘોડા ઉપરથી ન પાડત. અને હું અત્યારે અહીં ન હોત.

**ચેપ્લેઇન:**—જો તું સ્ત્રીઓના કામમાં એવી હુશીઆર છો તો ઘેર બેસી તે કરતી કેમ નથી?

**જોઅન:**—એ કામ કરવાને તો બીજી ઘણી બાઇડીઓ છે પણ મારૂં કામ કરવાને કોઇ નથી.

---

* આ સોનેરી કોટથી **જોઅન** બીજા લડવૈયાઓથી સાવ જુદી દેખાઇ આવતી આથી દુશ્મનો તેમજ પોતાનાં માણસો તેને સ્પષ્ટ જોઇ શકતાં; અને તેના ઉપર હુમલાં સહેલાઇથી થઈ શકે તેમ હતું. ફ્રેન્ચ લોકોને તેની આ હિમ્મતથી ઘણો ઉત્સાહ રહેતો.

**કોષોં** :—ચાલો ! ચાલો ! આપણે નજીવી બાબતોમાં વખત ગુમાવીએ છીએ. **જોઅન** ! હું તને એક ગંભીર પ્રશ્ન પુછવા માગું છું; તેનો ઉત્તર તું વિચારીને આપજે; કારણ કે તે ઉત્તર ઉપર તારા જીવન અને મોક્ષનો આધાર છે. તેં જે કાંઇ કહ્યું છે કે કર્યું છે, તે પછી સારૂં હોય કે ખરાબ હોય, તેના વિષે **ઈશ્વર**ના પૃથ્વી ઉપરના **ચર્ચ**નો અભિપ્રાય તું સ્વીકારીશ ? એમાં પણ ખાસ કરીને આ કામને અંગે અદાલતના વકીલે તારા જે વિચારો કે કૃત્યો તારી વિરુદ્ધ મૂકયાં છે તે વિષે **ચર્ચ** પોતાની પ્રેરણાથી જે અર્થ કરે તે તારે માન્ય છે ?

**જોઅન** :—હું **ચર્ચ**નું એક ખરૂં બાળક છું. હું તેના હુકમો ઉઠાવીશ—

**કોષોં** :—( ખુશી થઈ આશાથી આગળ વળી જાય છે ) તું ઉઠાવીશ ?

**જોઅન** :—જો તે હુકમો અશકય નહીં હોય તો.

( **કોષોં** નિરાશ થઈ ખુરશીપર પાછો બેસી જાય છે. **ઇન્કવીઝીટર** હોઠ મરડી ભમરો ચઢાવે છે. **લાડવેનુ** દયાથી માથું હલાવે છે. )

**ડેસ્ટિવેટ** :—તેના કહેવાનો ભાવાર્થ તો એ થયો કે તેણીની માન્યતા પ્રમાણે **ચર્ચ** અશકય હુકમો કરવાની ભૂલ અને મૂર્ખાઇ કરી શકે છે.

**જોઅન** :—જો આપ મને જાહેર સ્વીકારવાને હુકમ કરો કે મેં જે કાંઇ કર્યું છે કે કહ્યું છે, મને જે દર્શનો મળ્યાં છે કે શ્રુતિપ્રકાશ થયા છે, તે બધું પ્રભુએ નહોતું મોકલ્યું, તો તે અશકય

છે. ગમે તે થાય તોપણ હું તે નહીં કરૂં. ઈશ્વરે મારે હાથે જે કરાવ્યું છે તેને હું કોઈ દિવસ ઇન્કારીશ નહીં. અને તેણે જે ફરમાવ્યું છે, કે ફરમાવશે, તે મને ગમે તે માણસ ના પાડે તોપણ હું કર્યા વિના રહેવાની નથી. એટલે જો ચર્ચ એવું કાંઇ ફરમાન કરે કે જે ફરમાન મને ઈશ્વરે કરેલાં ફરમાનથી વિરુદ્ધ હોય, તો હું તે માન્ય રાખીશ નહીં. ભલે પછી તે ગમે તે કહેતું હોય.

**એસેસરો**:—(આઘાત લાગતાં અંદર અંદર) "ઓ," "**ચર્ચ** ઇશ્વરની વિરુદ્ધ?" "હવે શું કહો છો?" "ચોખ્ખી નાસ્તિકતા." "આ કેમ સહન થાય." વગેરે, વગેરે.

**દેસ્ટિવેટ**:—(પોતાના કાગળો 'ટેબલ' ઉપર ફેંકી) ગુરુજી! આથી વિશેષ કાંઇ હોઇ શકે?

**કોષોં**:—બાઈ! દશ નાસ્તિકોને બાળવા જેટલું તો તું બોલી ચૂકી છો! શું તારે ચેતવુંજ નથી? શું તારે સમજવુંજ નથી?

**ઈન્કવીઝીટર**:—જો **ચર્ચ** તને એમ કહે કે તારા શ્રુતિ પ્રકાશો અને દર્શનો સેતાની માયા છે, અને તને લાલચે ઘેરી નરકે ખેંચી જવા સેતાન તે મોકલે છે, તો તું ન માને કે **ચર્ચ** તારાથી વધારે ડાહ્યું છે?

**જોઆન**:—હું એમ માનું છું કે ઈશ્વર મારાથી વધારે ડાહ્યા છે, અને આજ્ઞાઓ તો હું તેનીજ ઉઠાવીશ. જે બધું આપ મારા ગુન્હા કહો છો તે બધું મને ઈશ્વરની આજ્ઞાથીજ આવ્યું છે. હું કહું છું કે **પ્રભુ**ના હુકમથીજ મેં એ બધું કર્યું છે. એ સિવાય મારાથી બીજું કાંઇ કહી શકાય તેમ નથી. જો કોઈ **ચર્ચ**નો માણસ મને એથી વિરુદ્ધ કહેશે તો હું તેપર ધ્યાન નહીં આપું. મારૂં ધ્યાન તો **પ્રભુ**પરજ છે; કારણ કે હમેશ હું એની આજ્ઞાજ ઉઠાવું છું.

**લાડવેનુ :**—( તેણીને, લાગણીથી બચાવવા ) બેટા! તું શું બોલે છે, તેનું તને ભાન નથી. શું તારે મરવુંજ છે? સાંભળ, તું એમ તો માને છે ને કે પૃથ્વી ઉપરના **ઈશ્વર**ના **ચર્ચ**ને તું આધીન છો ?

**જોઆન :**—હા. એની મેં કે દી' ના પાડી છે ?

**લાડવેનુ :**—સારૂં, ત્યારે તો એનો એજ અર્થ થાયને કે તું આપણા **જગદ્‌ગુરુ પોપ**ને બધા મહા ધર્મગુરુઓને અને ધર્મગુરુઓ, જેમની વતી આ ધર્મગુરુ અહીં બિરાજે છે, એમને પણ તું આધીન છો ? ખરૂં કે નહીં ?

**જોઆન :**—**ઈશ્વર** આજ્ઞા પ્રથમ ઉઠાવવી જોઇએ.

**લાડવેનુ :**—ત્યારે શું તારા નાદો તને એમ ફરમાવે છે કે તારે **ચર્ચ**ને આધીન ન રહેવું ?

**જોઆન :**—મારા દેવનાદો એમ કહેતા નથી કે મારે **ચર્ચ**ની આજ્ઞાનો અનાદર કરવો; પણ **ઈશ્વર** આજ્ઞા પ્રથમ ઉપાડવી જોઇએ.

**લાડવેનુ :**—અને એ વિષે **ચર્ચે** નહીં પણ તારે તારી પોતાની બુદ્ધિથી નિર્ણય કરવો ?

**જોઆન :**—હું મારી પોતાની બુદ્ધિથી નહીં તો બીજા કોની બુદ્ધિથી નિર્ણય કરી શકું ?

**બધા એસેસરો :**—(**ચર્ચ**ના અપમાનથી હેબત ખાઈ જાય છે ) ઓ–ઓ– ( બોલવાને શબ્દો જડતા નથી. )

**કોષોં** :—તારે પોતાને મોઢેથીજ તેં તારી જાતને દોષિત ઠરાવી છે. અમે અમારી પોતાની જાતને પાપની અણી સુધી લઈ જઇને પણ તારો ઉદ્ધાર કરવાને પ્રયત્ન કર્યો. અમે ફરી ફરી તારા ઉદ્ધારના માર્ગનું બારણું ખોલ્યું, પણ તેં અમારી અને ઈશ્વરની વિરુદ્ધ થઇ તે બંધ કર્યું છે. તેં હમણાંજ જે કહ્યું તે પછી શું તારાથી એમ કહેવાની હિમ્મત થઇ શકે કે તું ઈશ્વરી છાયામાં છો ?

**જોઅન** :—જો હું ન હોઉં તો ઈશ્વર મને તેમાં લાવે; જો હોઉં, તો ઈશ્વર મને તેમાં રાખે !

**લાડવેનુ** :—ગુરુજી ! એતો તેણે ઘણો સરસ ઉત્તર આપ્યો.

**કોર્સેલ** :—(ખાસ મુદ્દાની વાત કરતો હોય તેમ) તેં જ્યારે ધર્મગુરુનો ઘોડો ચોર્યો ત્યારે શું તું ઈશ્વરની છાયામાં હતી ?

**કોષોં** :—( ક્રોધથી ઉભો થઇ જાય છે ) સેતાન લઈ જાય તને અને ધર્મગુરુના ઘોડાને! અહીં આપણે નાસ્તિકતાનો દાવો ચલાવવાનો છે. અને જ્યાં મૂળ મુદ્દાની વાત ઉપર આવીએ છીએ ત્યાં મૂર્ખા લોકો જેઓ ઘોડા સિવાય બીજું કાંઈ સમજી શકતા નથી તેઓ કામ પાછું ઠેલે છે! ( ક્રોધથી ધ્રુજતો પોતાની જાતને પરાણે ખુરશી પર બેસાડે છે. )

**ઈન્કવીઝીટર** :—(સમજાવતો) ભાઇઓ, ભાઇઓ, ન્હાની બાબતોને વળગી રહેવાથી આપ કન્યાના મદદગાર બનો છો. ધર્મગુરુ તમારા પર નારાજ થયા છે તેથી મને આશ્ચર્ય નથી થતું. અદાલતના વકીલ શું કહે છે ? તેમને પણ શું આવી ન્હાની બાબતનો આગ્રહ કરવો છે?

**દેસ્ટિવેટ:**—મ્હારા કામને અંગે તો મારે બધી બાબતોનો આગ્રહ રાખવાની ફરજ છે. પણ જ્યારે બાઈ પોતે નાસ્તિકતા, જે ગુન્હાને માટે ધર્મબહાર મૂકવાની સજા છે, તે ગુન્હો કબુલ કરે છે; ત્યારે પછી નાની બાબતો જેની સજા પણ ન્હાની છે એને માટે તેને દોષિત ઠરાવવામાં ફાયદો શો? આ ન્હાની બાબતો માટે ધર્મગુરુએ જે અધીરાઇ દેખાડી તેને હું મળતો આવું છું. અહીં માત્ર બે ભયંકર અને ધર્મ વિરુદ્ધના ગુન્હા જે તેણી પોતે કબૂલ કરે છે તેના ઉપર ભાર દઈ બોલવાની મારી ફરજ છે. પ્રથમ તો પોતે ખરાબ પ્રેતો સાથે વ્યવહાર રાખે છે અને તેથી તેણી પિશાચ છે. બીજું એ કે કુદરતની વિરુદ્ધ થઇ પોતે અસભ્ય અને અધર્મી ટેવ પાડી પુરુષનાં કપડાં પહેરે છે; અને એને ઘણું કહ્યા છતાં, તેમ આજીજી કર્યા છતાં પણ, ધાર્મિક નિત્ય કર્મો કરવા માટે પણ પોતે તે કપડાં બદલાવતી નથી.

**જોઅન:**—શું પવિત્ર **સન્ત કેથેરીન** એક પ્રેત છે? અને શું **સન્ત માર્ગરેટ** અને **ફિરસ્તો માઇકેલ** પણ તેવાંજ છે?

**કોર્સેલ:**—કેમ જાણ્યું કે જે વ્યક્તિ તારી પાસે આવે છે તે એક ફિરસ્તો છે? શું તને તે એક નગ્ન પુરુષ તરીકે નથી દેખાતો?

**જોઅન:**—શું તું એમ માનછ કે **ઈશ્વર** પાસે તેને કપડાં પહેરાવવા માટે પૈસા નથી? (આથી **કોર્સેલ**ની હાંસી થતી હોઇ એસેસરો હસી પડે છે. તેઓને આ ઉત્તર ઘણો રમૂજી લાગે છે.)

**લાડવેનુ:**—ઠીક જવાબ આપ્યો, **જોઅન**!

**ઈન્કવીઝીટર:**—તમે કહો છો તેમ ઉત્તર ખરેખર ઠીક હતો. પણ જે સેતાન એક યુવાન બાળાને ભોળવવા ઇચ્છતો હોય તે એવો અણસમજુ ન હોય કે તેણીને ભય અને તિરસ્કાર ઉપજે

એવા રૂપમાં તેની પાસે હાજર થાય. એ તો એવો દેખાવ કરવા ઇચ્છતો હોય કે પોતે ઈશ્વરનો એક દૂત છે. **જોઅન**! **ચર્ચ** તને શિક્ષા આપે છે કે તને જે દેખાવો આવે છે તે તારા આત્માનું અધ:પતન કરવા ઇચ્છતા રાક્ષસોના છે. **ચર્ચ**ની આ શિક્ષા તારે માન્ય છે?

**જોઅન**:—મારે તો ઈશ્વરના દૂત માન્ય છે. **ચર્ચ**માં ખરી આસ્થા ધરાવનાર કોઇપણ માણસથી તેનો અનાદર કેમ થઇ શકે?

**કોષોં**:—હતભાગિણી! હું તને ફરી પૂછું છું કે તું શું બોલે છે તેનું તને ભાન છે?

**ઈન્કવીઝીટર**.—ભાઈ! તેનો આત્મા સેતાન પાસેથી બચાવવા આપ પ્રયત્ન કરો છો તે વ્યર્થ છે. હવે પુરુષનાં કપડાંની[1] વાત હાથમાં લઇએ. છેલ્લી વખતને માટે હું તને પૂછું છું કે અસભ્ય પહેરવેશ તજી તું તારી જાતિને શોભે એવાં કપડાં પહેરીશ?

**જોઅન**:—ના, હું નહીં પહેરૂં.

**દેસ્ટિવેટ**:—(તરાપ મારતો) આ આજ્ઞાનું ઉલ્લંઘન કર્યાનું પાપ થાય છે, ગુરુજી!

**જોઅન**:—(વ્યાકુળ થઇ) પણ મારા દેવનાદોએ મને કહ્યું છે કે મારે સિપાઇનાં કપડાંજ પહેરવાં.

**લાડવેનુ**:—**જોઅન, જોઅન**; એજ તને શું નથી દેખાડતું કે તારા નાદો સેતાની છે? ઈશ્વરનો **ફિરસ્તો** તને એવી શરમ-

---

[1] બીજી જાતિનાં કપડાં પહેરવાં તે ધર્મની નજરે એક પાપ ગણાતું, અને સ્ત્રીઓને માટે તે કાયદાનો અમલ વધારે સખ્તાઈથી થતો.

ભરેલી સલાહ શા માટે આપે તેનું તું એક પણ સબળ કારણ આપી શકે તેમ છે?

**જોઆન**:—હા, જરૂર, એથી વધારે સરલ વાત શું હોઇ શકે? હું એક સિપાઇ હતી, અને સિપાઇઓ સાથે રહેતી. અત્યારે હું સિપાઇઓના કબજામાં એક કેદી છું. જો હું સ્ત્રીનાં કપડાં પહેરૂં તો હું એક સ્ત્રી છું એ દૃષ્ટિથી તેઓ મને જુએ; તો પછી મારૂં શું થાય? જો હું સિપાઇનાં કપડાં પહેરૂં તો હું સિપાઇ છું એ દૃષ્ટિથી તેઓ મને જુએ, અને જેમ હું ઘેર મારા ભાઇઓ સાથે રહું છું તેમ તેઓની સાથે પણ રહી શકું. આ કારણને લઇનેજ **સન્ત કેથેરીને** મને કહ્યું છે કે પોતે જ્યાં સુધી મને રજા ન આપે ત્યાં સુધી મારે સ્ત્રીનાં કપડાં ન પહેરવાં.

**કોર્સેલ**:—એ તને ક્યારે રજા આપશે?

**જોઆન**:—જ્યારે અંગ્રેજ સિપાઇઓના હાથમાંથી તમે મને લઇ લેશો ત્યારે. મેં તમને કહ્યું છે કે મને તો **ચર્ચ**ના હાથમાંજ રાખવી જોઇએ. અને **વૉરિક**ના ચાર સિપાઇઓ સાથે તમારે મને રાત ને દિવસ પડી રહેવા દેવી જોઇએ નહીં. શું તમારી એમ મરજી છે કે મારે તેઓની સાથે ઘાઘરી ચૂંદડી પહેરીને રહેવું?

**લાડવેનુ**:—ગુરુજી! ઈશ્વર જાણે છે કે તેણી જે કહે છે તે ઘણું ખોટું અને આઘાત લગાડે તેવું છે. પરંતુ તેમાં કેટલુંએક એવું દુનિયાઇ ડહાપણ છે કે જેનાથી કોઈ અણસમજુ ગામડાની બાળા ભોળવાય ખરી.

**જોઆન**:—જેવા તમે દિવાનખાના અને મહેલોમાં રહેવાવાળા છો, એવા અણસમજુ જો અમે ગામડાના લોક પણ હોઇએ, તો થોડા વખતમાં તમારા માટે દુનિયામાં ધાનજ ન રહે.

**કોષો :**—તમે એને બચાવવા પ્રયત્ન કરો છો તેનો આ ઉપકાર !

**લાડવેનુ :**—**જોઅન,** અમે બધાય તને બચાવવાને પ્રયત્ન કરીએ છીએ. ધર્મગુરુ પણ તને બચાવવા પ્રયત્ન કરે છે. અને ઇન્કવીઝીટર, તું એમની દીકરી હો તોપણ તારા તરફ વધારે ન્યાયની દૃષ્ટિ ન રાખી શકત. પણ અહંકાર અને હુંજ સમર્થ છું એવા વિચારમાં તું અન્ધ બની છો.

**જોઅન :**—આપ એમ શા માટે કહો છો ? મેં કાંઇપણ ખોટું કહ્યું નથી. હું સમજતીજ નથી.

**ઇન્કવીઝીટર :**—પવિત્ર **સન્ત એથેનેસીયસ** પોતાના ગ્રન્થમાં લખી ગયા છે કે જેઓ સમજતા નથી તેઓનું પતન થાય છે. માત્ર ભોળપણમાં બધું સમાઈ ગયું નથી. ભોળા અને સાદા માણસો જેને સાત્વિક બનવું કહે છે તે પણ પૂરતું નથી. અજ્ઞાન બુદ્ધિનું ભોળપણ અને પશુનું ભોળપણ એ બન્ને સમાન છે.

**જોઅન :**—મારે આપને કહેવું જોઇએ કે પશુના ભોળપણમાં ઘણું ડહાપણ હોય છે ; અને કેટલીક વખત વિદ્વાનોના ડહાપણમાં મોટી મુર્ખાઈ હોય છે.

**લાડવેનુ :**—અમે તે જાણીએ છીએ **જોઅન,** તું માને છે એટલા અમે મૂર્ખ નથી. અમને ચંચળ ઉત્તરો આપવાની તારી ઇચ્છાને તું કાબુમાં રાખવા પ્રયત્ન કર. તારી પછવાડે આ જે માણસ ઉભો છે તેને તેં જોયો ? ( **મારા** તરફ આંગળી ચીંધે છે. )

**જોઅન** :—( ફરીને માણસની સામું જોઈ ) તમારો **મારો**! પણ ધર્મગુરુએ તો કહ્યું છે કે મને રીબાવવાની નથી.

**લાડવેનુ** :—હા. તને રીબાવવાની નથી કારણ કે તને દોષિત ઠરાવવા જેટલું જોઇએ તે બધું તેં કબુલી લીધું છે. એ માણસનું કામ માત્ર રીબાવવાનુંજ નથી; ફાંસી દેનાર તેમ ચિતામાં બાળનાર પણ તેજ છે. **મારો** ! હું પૂછું તેનો ઉત્તર આ **કન્યા** સાંભળે તેવી રીતે આપ. એક નાસ્તિકને આજે બાળવાને તમે તૈયાર છો ?

**મારો** :—જી, હા.

**લાડવેનુ** :—ચિતા તૈયાર છે ?

**મારો** :—જી, હા. બજારના ચોકમાં તૈયાર છે. અંગ્રેજોએ ચિતાને એટલી બધી ઊંચી ખડકી છે કે હું તેણીની પાસે જઇ મોતને સહેલું કરી શકીશ નહીં. તે ક્રૂર મોતે મરશે.

**જોઅન** :—( ત્રાસથી ) પણ તમે મને અત્યારે તો નથી બાળવાના ?

**ઈન્કવીઝીટર** :—અંતે હવે તું સમજી.

**લાડવેનુ** :—જે ક્ષણે તારો ન્યાય કરનારાઓએ તને ધર્મબહાર ઠરાવી કે તેજ ક્ષણે તને બજારના ચોકમાં લઈ જવા આઠસો અંગ્રેજ સિપાઈ તૈયાર છે. તારી એ હાલત થવાને હવે થોડી ક્ષણોનીજ વાર છે.

**જોઅન** :—( કોઈ બચાવે તેમ આમ તેમ નજર કરતી ) ઓ, પ્રભુ !



જોઅન. કોષોં. ઇંકવીઝીટર.

(શ્રી. સિબિલ થોર્નડાઇક) (શ્રી. લ. મેનરિંગ) (શ્રી. ઓ. બી. કલેરન્સ)

**જોઅન** :—મારા નાદોએ મને છેતરી.

**લાડવેનુ**:—નિરાશ થા માં, **જોઅન** ! **ચર્ચ** દયાળુ છે. તું તારી જાતને બચાવી શકછ.

**જોઅન**:—હા. મારા દેવનાદોએ મને વચન આપ્યું'તું કે મને બાળવામાં નહીં આવે. **સંન્ત કેથેરીને** મને હિમ્મત રાખવા કહ્યું'તું.

**કોષોં**:—બાઇ, શું તું સાવ ગાંડી છો? તું શું નથી જોઈ શકતી કે તારા નાદોએ તને છેતરી છે?

**જોઅન**:—ના. ના. એ તો અશક્ય છે.

**કોષોં**:—અશક્ય! તેઓ તો ધર્મભ્રષ્ટતા અને તારે માટે વાટ જોઇ રહેલી ચિતા સુધી તને સીધી દોરી લાવ્યા છે.

**લાડવેનુ**:—(પોતાની વાત સિદ્ધ કરવા ભાર દઇ) જ્યારથી તું **કોમ્પઇન**માં પકડાઇ ત્યારથી તને આપેલું એકપણ વચન તેઓએ પાળ્યું છે? સેતાને તને છેતરી છે. તને ઉગારવા ચર્ચ પોતાનો હાથ લાંબો કરે છે.

**જોઅન**:—(નિરાશ થઇ) અરે રે. એ બધું સાચું છે; સાચું છે. મારા નાદોએ મને છેતરી; પિશાચોએ મારી મશ્કરી કરી. મારી શ્રદ્ધા હવે સાવ તૂટી ગઇ છે. મેં હિમ્મત કરવામાં કાંઇ બાકી નથી રાખ્યું, પણ હાથે કરીને આગમાં પડવાનું તો કોઇ મૂર્ખજ કરે. **ઈશ્વર** જેણે મને મારી બુદ્ધિ આપી છે એ કેમ ઇચ્છી શકે કે હું તેમ કરું?

**લાડવેનુ**:—વાહ **પ્રભુ** વાહ, તેં આ બાળાને છેલ્લી ઘડીએ પણ બચાવી. અમે તારા જેટલા ગુણ ગાઇએ તેટલા ઓછા છે. ('ટેબલ' ની પાસેની ખાલી ખુરશી ઉપર એકદમ બેસી ઝડપથી કાગળ લઇ ઉતાવળે લખવા માંડે છે.)

**કોષોં** :—અસ્તુ !

**જોઅન** :—હવે મારે શું કરવાનું ?

**કોષોં** :—નાસ્તિકતા કબૂલીને ફરી તે નહીં કરૂં એવા રીતસર દસ્તાવેજ ઉપર તારે સહી કરવી પડશે.

**જોઅન** :—સહી ? એ તો મારૂં નામ લખવાનું; મને લખતાં નથી આવડતું.

**કોષોં** :—સહીઓ તો તેં આજ પહેલાં ઘણા કાગળોમાં કરી છે.

**જોઅન** :—પણ એમાં તો મારો હાથ પકડીને કોઈ દોરતું. મને મારી નિશાની કરતાં આવડે છે.

**ચેપ્લેઇન** :—( જેનો ગભરાટ અને ગુસ્સો આ બધી વાતોથી વધતો ગયો છે ) ગુરુજી ! આ બધાનો અર્થ શું એમ સમજવો કે આપ આ સ્ત્રીને અમારા હાથમાંથી છટકી જવા દેવાના છો ?

**ઇન્કવીઝીટર** :—આચાર્ય **સ્ટોગંબર** ! બધું કાયદેસર થવું જોઇએ, અને કાયદો તો તમે જાણો છો.

**ચેપ્લેઇન** :—( ક્રોધથી લાલ થઈ ઉભો થઇ જાય છે ) હું તો જાણું છું કે કોઇપણ ફ્રેન્ચ માણસ ભરોંસા પાત્ર નથી! બધા દગાખોર છે! ( ખળભળાટ. જે પોતે પોતાની ગર્જનાથી સમાવી દે છે ) આ વાત જ્યારે **વીન્ચેસ્ટર**ના મહાધર્મગુરુ સાંભળશે ત્યારે પોતે શું કહેશે તે હું જાણું છું. વળી જ્યારે **વૉરિક**ના ઉમરાવ જાણશે કે તમારો વિચાર એમને છેતરવાનો છે ત્યારે એ શું કહેશે તે પણ હું જાણું છું. પણ ફિકર નથી. દરવાજે આઠસો સિપાઈ ઊભા છે. તેઓ આ સેતાન ડાકણને બાળી નાખશે ; તમારી દાઢમાં દઇને બાળી નાખશે !

**એસેસરો** :—( **ચેપ્લેઇન** બોલતો હોય છે તે દરમિયાન એક બીજા સાથે ) " આ શું વાત " " એણે શું કીધું " ? " એણે આપણને દગાખોર કીધા ? " " આ સહન થાય તેમ નથી " " ફ્રેન્ચ ભરોંસાપાત્ર નહીં ? " " આ તે સાંભળ્યું ? " " આ તો માથા ભારે માણસ છે ! " " શું અંગ્રેજ પાદરી આવા હોય છે ? " " એ તો ગાંડો છે કાં દારૂ પીધો છે. "

**ઈન્કવીઝીટર** :—( ઊભા થઇને ) શાન્ત થાઓ, ભાઇઓ, શાન્ત થાઓ ! ( શાન્તિ ) આચાર્ય **ચેપ્લેઇન**; તમે બે ઘડી તમારી ધાર્મિક પદવીનો ખ્યાલ કરો. તમે કોણ છો, તમે ક્યાં છો, એ જરા વિચારો. હું તમને કહું છું કે તમે બેસી જાઓ.

**ચેપ્લેઈન** :—( જીદ્દથી અદબ વાળી મોઢું બગાડી ) હું બેસવાનો **નથી.**

**કોષોં** :—બંધુ **ઈન્કવીઝીટર** ! આં માણસે આજ પહેલાં મારે મોઢે મને બેવકૂફ કીધો છે.

**ચેપ્લેઈન** :—તમે બેવકૂફ છોજ ! તમે બધા બેવકૂફ છો. તમે આ સેતાની ડાકણને પ્રાયશ્ચિત્ત લેવાની આજીજી સિવાય બીજું કાંઇ કર્યુંજ નથી.

**ઈન્કવીઝીટર** :—જો તમારે નજ બેસવું હોય, તો ઊભા રહો.

**ચેપ્લેઇન** :—હું ઊભો રહેવાનો **નથી.** ( ખુરશી પર પડતું મૂકે છે.)

**લાડવેનુ** :—ગુરુજી ! **કન્યા**ની સહી માટે આ પ્રાયશ્ચિત્તનો દસ્તાવેજ તૈયાર છે.

**ઈન્કવીઝીટર**:—એને વાંચી સંભળાવો.

**જોઅન** :—(બેચેન) એ તકલીફ લેવાની જરૂર નથી. હું સાફ઼ી કરી આપીશ.

**ઈન્કવીઝીટર**:—બાઈ,! તું શેમાં સહી કરચ્છ એ તો તારે જાણવું જોઇએ. ભાઇ **માર્ટિન** એને એ સંભળાવો : અને બીજા બધા શાન્ત રહે.

**લાડવેનુ**:—(હાથમાં કાગળ લઇ ઊભો થાય છે) " હું, **જોઅન**, જે સામાન્ય રીતે '**કન્યા**' નામથી ઓળખાઉં છું, તે એક દુઃખી પાપી તરીકે કબૂલ કરૂં છું કે નીચે દર્શાવેલી બાબતો પ્રમાણે મેં મહાન અધર્મો કર્યા છે. મને થયેલ શ્રુતિ પ્રકાશો **ઇશ્વર** તેમજ તેના ફિરસ્તા અને પવિત્ર **સન્તો** પાસેથી આવેલા છે એવો મેં દેખાવ કર્યો છે; અને તે વિષે **ચર્ચ** તરફથી મને શિક્ષા આપવામાં આવી હતી કે તે સર્વ સેતાની માયા છે અને મને ભોળવી પાપ માર્ગે દોરવા ઇચ્છે છે; છતાં પણ ધૃષ્ટતા કરી મેં તે શિક્ષા માન્ય રાખી નથી. મેં પવિત્ર શાસ્ત્રો અને **ચર્ચ**ની આજ્ઞા વિરુદ્ધ અસભ્ય કપડાં પહેરવાનું મહાન પાપ કર્યું છે. મેં મારા વાળ કપાવી પુરુષના જેવા રાખ્યા, અને જે આચાર અને ધર્મોને અંગે સ્ત્રી જાતિ સ્વર્ગમાં માન્ય છે તેથી વિરુદ્ધ વર્તી મેં તરવાર ગ્રહણ કરી છે. મનુષ્યનું લોહી રેડાવવામાં હું કારણભૂત થઈ છું; મેં લોકોને એક બીજાને મારવા ઉશ્કેર્યા છે; અને આગ્રહથી ધર્મ વિરુદ્ધ થઇ મેં આ બધાં પાપો કૃપાળુ **પરમેશ્વરને** નામે કર્યાં છે. બળવો કર્યાનું પાપ હું કબૂલ કરૂં છું. હું મૂર્તિ પૂજનનું પાપ કબૂલ કરૂં છું; હું આજ્ઞા ઉલ્લંઘન કર્યાનું પાપ કબૂલ કરૂં છું અને હું નાસ્તિકતાનું પાપ કબૂલ કરૂં છું. આ બધાં પાપોને

અત્યારથી બાજુ ઉપર મૂકીને, અને તજીને, આપ **સર્વ** વિદ્વાનો અને ધર્મગુરુઓનો ઉપકાર માનું છું કે મને સત્ય માર્ગ બતાવી આપણા **ભગવાન ક્રાઈસ્ટની** દયાળુ છાયા નીચે મને ફરી પાછા લાવ્યા છો. હું એ મારી ભૂલોને માર્ગે ફરીને કોઈ દિવસ નહીં ચાલું, પરંતુ પવિત્ર **ચર્ચ**ના સંઘમાં રહી આપણા પવિત્ર પિતા **રોમ**ના **પોપની** આજ્ઞાઓને આધીન રહીશ. આ સર્વ વિષે હું કૃપાળુ **પરમેશ્વર** અને ધર્મશાસ્ત્રો ઉપર પ્રતિજ્ઞા લઉં છું અને તેના સાક્ષી પુરાવા માટે આ પ્રાયશ્ચિત્તના દસ્તાવેજ ઉપર મેં મારા નામની સહી કરી છે."

**ઈન્કવીઝીટર** :—તું આ બધું સમજી, **જોઅન** ?

**જોઅન** :—(બેચેનીથી) બધું સ્પષ્ટ છે સાહેબ!

**ઈન્કવીઝીટર** :—અને એ બધું સાચું છે ?

**જોઅન** :—એ બધું સાચું હશે. સાચું ન હોય તો બજારમાં મારે માટે ચિતા કેમ તૈયાર હોઈ શકે ?

**લાડવેનુ**:—(એ વળી કાંઇક બોલીને બગાડશે એ ભયથી એક કલમ અને ચોપડી લઇ તેની પાસે જાય છે) ચાલ બેટા, હું તારો હાથ દોરું. આ કલમ લે. (તેણી લે છે અને ચોપડીના ટેકાથી લખે છે) જ–ને–કાનો–માત્રા-, અ,–ન. એમ. હવે તારે હાથે તારી નિશાની કર.

**જોઅન** :—(પોતાની નિશાની કરી કલમ પાછી આપે છે પણ પોતાના મનની વ્યાકુળતા અને અંદરનો બળાપો સ્પષ્ટ દેખાય છે) લ્યો.

**લાડવેનુ**:—(કલમ અને ચોપડી ' ટેબલ ' ઉપર મૂકી કાગળ કોષોંને આપે છે) ભાઇઓ ! **પ્રભુની** મહાનકૃપાના ગુણ ગાઓ. એક માર્ગ ભૂલેલું બાળક પાછું **પ્રભુ**ના ચરણમાં આવ્યું છે, અને બીજાં નવ્વાણુ ધાર્મિક માણસોમાં ન હરખાય તેટલું આ એક બાળકમાં **ચર્ચ** હરખાય છે.[1] (પોતાની ખુરશીએ જઈ બેસી જાય છે.)

**ઈન્કવીઝીટર**: —(**કોષોં** પાસેથી કાગળ લઇ) તારા આ કૃત્યને લઇને અમે ઠરાવીએ છીએ કે તું ધર્મબહાર થવાના ભયમાં ઊભી હતી તેમાંથી તું મુક્ત થઇ છો. (દસ્તાવેજના કાગળને નીચે ' ટેબલ ' ઉપર ફેંકે છે.)

**જોઅન**:—(બેચેન) હું આપનો ઉપકાર માનું છું.

**ઈન્કવીઝીટર**:—પરંતુ તેં **ઈશ્વર** અને **ચર્ચ**ની વિરુદ્ધ પાપો કર્યાં હોઇ, તારી ભૂલોના પશ્ચાત્તાપની ખાતર, અને વળી તને તે માર્ગે ફરીને જવાની ઇચ્છા થવાના ભયથી બચાવવા, તેમજ એકાન્તમાં ધ્યાન કરી તારી દેહશુદ્ધિ થઈ તું અંતે **પ્રભુ**ના દરબારમાં પહોંચે તે ખાતર, અમે એવું ઠરાવીએ છીએ કે તારે દુઃખનો સૂકો રોટલો અને કષ્ટના સાદા પાણી ઉપર રહેવું; અને તારો દેહ ટકે ત્યાં સુધીના દિવસો તારે સતત કેદમાં ગાળવા.

**જોઅન**:—(વ્યાકુળતા અને અત્યંત ક્રોધથી ઊભી થઇ) સતત કેદ ! ત્યારે શું મને છોડી મૂકવાની નથી ?

**લાડવેનુ** :—( આશ્ચર્ય પામી ) છોડી મૂકવાની બેટા ? તારાં આવાં પાપો પછી ? તને એ શું ભ્રમ થાય છે ?

---

૧ આ હર્ષનું કારણ તો એ કે પ્રાયશ્ચિત્ત લેવાથી માણસોનો આત્મા સેતાન અને નર્કમાંથી બચી સ્વર્ગે જતો મનાતો.

**જોઅન** :—ઓલ્યું લખાણ મારી પાસે લાવો. ( એકદમ 'ટેબલ' પાસે જઇ દસ્તાવેજનો કાગળ લઇ તેના ટુકડે ટુકડા કરી નાખે છે ) સળગાવો તમારી ચિતા ! શું તમે એમ માનો છો કે એક ઉંદરની જેમ દરમાં ઘલાઇ રહેવા કરતાં હું એનાથી વધારે ડરૂં છું ? મારા દેવનાદો સાચા હતા !

**લાડવેનુ** :—જોઅન ! જોઅન !

**જોઅન** :—હા. એમણે મને કહ્યું હતું કે તમે બધા મૂર્ખ છો ! ( આ વેણુથી બધાને બહુ ખોટું લાગે છે ) અને મારે તમારી ડાહી ડાહી વાતો સાંભળવી નહીં કે તમારી દયાનો વિશ્વાસ રાખવો નહીં. તમે મને જીવિતદાન આપવા વચન આપ્યું હતું; પણ તમે જુઠું બોલ્યા. ( ક્રોધના અવાજે ) તમારે મન તો દેહ નથી પડયો એટલે માણસ જીવે છે અને તે સિવાય જીવનમાં બીજું કાંઇ નથી. હું પાણી કે સૂકા રોટલાથી બ્હીતી નથી. હું એકલા રોટલાથી ચલાવી શકું છું. તેથી વિશેપ મેં કે'દી' કાંઇ માગ્યું છે ? પાણી જો સ્વચ્છ હોય તો તે પીવામાં પણ કાંઇ કષ્ટ નથી. મને નથી કાંઇ રોટલામાં દુઃખ, તેમ નથી કાંઇ પાણીમાં કષ્ટ. પણ મને આકાશનો પ્રકાશ, સુન્દર ખેતરો અને ફુલો જોતી બંધ કરવી; મારા પગમાં બેડીઓ નાખવી, કે જેથી કરીને હું ફરી કોઇ દિવસ ઘોડે ચડી લશ્કર સાથે જઈ શકું નહીં, કે ટેકરીએ ચડી શકું નહીં; મને અંધારી કોટડીની ગંધાતી ભીની હવામાં પુરવી; અને જ્યારે તમારી દુષ્ટતા અને મૂર્ખતા મને પ્રભુને ધિક્કારવાની અણી ઉપર લઈ જવા કરે છે ત્યારે જે બધું મને તેની ભક્તિ અને પ્રેમને વળગાડી રાખે છે તે મારાથી દૂર રાખવું. આ સર્વ તો શાસ્ત્રોમાં વર્ણવેલા નરકના ઉકળતા કડાઓ કરતાં પણ અસહ્ય છે. હું મારા લડાઈના ઘોડા વિના રોડવી લઉં, અને

સ્ત્રીનાં કપડાંથી પણ ચલાવી લઉં, અને જેમ બીજી સ્ત્રીઓને મૂકીને તેઓ ચાલ્યા જાય છે તેમ રણે ચઢતા લશ્કરની ધજાઓ, શરણાઈઓ, સિપાઇઓ, અને ઠાકોરો મને મૂકીને પણ ભલે ચાલ્યા જાય; જો માત્ર વૃક્ષોમાં રમતા પવનને, આકાશે ઊડતાં ચંડુલોને, વાડોમાં બોલતાં તેતરોને, સાંજના સીમમાં પોકારતાં ગાડર બકરાંને, અને દેવળના પવિત્ર, પવિત્ર ઘંટનાદો—જે વહેતા પવનમાં મારા દેવનાદોના ભણકારા મને લાવી આપે છે, તે માત્ર હું સાંભળી શકું. પણ આ બધા સિવાય હું જીવી શકું તેમ નથી. અને એ બધું મારી પાસેથી, કે કોઇ મનુષ્ય જીવ પાસેથી લઈ લેવાની તમારી ઇચ્છા ઉપરથી હું જાણું છું કે તમારો સલાહકાર સેતાન છે અને મારો બેલી **ઈશ્વર** છે.

**એસેસરો** :—( મોટો ખળભળાટ ) "અધર્મ ! અધર્મ !" "તેણીને પ્રેત વળગ્યું છે." "એણે કહ્યું કે 'આપણો સલાહકાર સેતાન, અને પોતાનો બેલી **પ્રભુ** છે." "ચંડાળ ચંડાળ" "અહીં સેતાની માયા છે" વગેરે, વગેરે.

**દેસ્ટિવેટ** :—( ઘોંઘાટની ઉપરથી બુમ પાડીને ) એ ફરીથી નાસ્તિક બની છે ! આ ઉદ્ધત અને દુષ્ટ સ્ત્રી આપણે દેખાડેલ દયાને લેશમાત્ર પણ પાત્ર નથી. એને ધર્મબહાર કરવા હું માગણી કરું છું.

**ચેપ્લેઇન** :—( **મારાને** ) જા, સળગાવ તારી ચિતા; અને ધકેલ એને આગમાં. ( **મારો** અને તેના મદદગારો ચોક તરફ જાય છે. )

**લાડવેનુ** :—અરે અધર્મી છોકરી ! જો તારો બેલી **પ્રભુ** હોય તો અત્યારે તે તને કેમ નથી બચાવતો ?

**કોષોં :**—અને જો તારામાં પશ્ચાત્તાપનાં કાંઇ પણ ખરાં ચિહ્ન દેખાય તો તને પશ્ચાત્તાપની છેલ્લી પવિત્ર વિધિ કરાવવા બન્ધુ **માર્ટિન**ને પરવાનગી આપવામાં આવે છે.

**ચેપ્લેઇન :**—ચાલો, ડાકણને અગ્નિમાં ધકેલો ! (**જોઅન** તરફ ધસી તેને લઇ જવામાં સિપાઇઓને મદદ કરે છે. **જોઅન**ને ચોકમાં થઇ લઇ જવામાં આવે છે. એસેસરો જેમ તેમ ઉઠી સિપાઇઓની પાછળ જાય છે. માત્ર **લાડવેનુ** પોતાના હાથમાં મોઢું સંતાડી ત્યાંને ત્યાં બેસી રહે છે. )

**કોષોં :**—( બેસવા જતાં પાછો ઉભો થઈ જાય છે. ) ના. ના. આ રીતસર નથી થતું. રાજકીય સત્તાના જવાબદાર માણસોએ તેને આપણી પાસેથી સંભાળી લેવા હાજર થવું જોઇએ.

**ઈન્કવીઝીટર :**—(પોતે પણ ઉભો થઇ) એ **ચેપ્લેઇન** તો તદ્દન બેવકૂફ છે.

**કોષોં :**—ભાઈ **માર્ટિન** ! જરા જુઓને કે બધું રીતસર થાય.

**લાડવેનુ :**—મારી ફરજ તો તેણીની પાસે રહેવાની છે ગુરુ. આપ આપના અધિકારથી ગોઠવણ કરી લ્યો. (ઉતાવળે **જોઅન** પાછળ ચાલ્યો જાય છે.)

**કોષોં :**—આ અંગ્રેજો તો સાવ નિષ્ઠુર છે. તેઓ તો તેણીને સીધી આગમાં ધકેલશે. જુઓ !

( ચોક તરફ હાથ કરે છે, અને ત્યાં આકાશમાં આગની લાલ ઝાંઇ દેખાય છે. હવે માત્ર પોતે અને **ઇન્કવીઝીટર** રહ્યા છે. )

**કોષોં** :—(જવા કરતો) એ તો આપણે અટકાવવું જોઇએ.

**ઈન્કવીઝીટર** :—( શાન્તિથી ) હા. પણ બહુ ઉતાવળની જરૂર નથી.

**કોષોં** :—( અચકાઇ ) પણ અત્યારે એક ક્ષણ પણ ગુમાવવાનો વખત નથી.

**ઈન્કવીઝીટર** :—આપણે તો બધું કામ સાવ પદ્ધતિસર કર્યું છે. જો અંગ્રેજો કાંઇ ખોટું કરવા માગતા હોય તો એમને સીધા કરવા એ કાંઇ આપણું કામ નથી. વળી પદ્ધતિમાં એકાદ ખોટ હોય તો કોઇ વખત આગળ જતાં કામ પણ આવે, કાંઇ કહેવાય નહીં. વળી જે થવાનું છે તે ઝટ થઇ જાય તો તે બિચારી છોકરી માટે સારૂં છે.

**કોષોં** :—( શાન્ત થઇ ) એ વાત સાચી. (દુ:ખથી) પણ હું ધારૂં છું કે આ ત્રાસદાયક ક્રિયાનો આપણે અંત જોયા વિના છુટકો નથી.

**ઇન્કવીઝીટર** :—માણસને એનો મહાવરો થઈ જાય છે. ટેવ એ એક બહુ મોટી વસ્તુ છે. મને એ આગનો મહાવરો છે. બધું ઝટ પતી જાય છે. પણ **ચર્ચ** અને કાયદાની મોટી ચંટીઓ વચ્ચે એક નિર્દોષ અને યુવાન બાળા ચગદાઇ જાય એ જોવું અતિ ત્રાસદાયક છે.

**કોષોં** :—શું તમે એને નિર્દોષ કહો છો ?

**ઈન્કવીઝીટર** :—ઓ, સાવ નિર્દોષ. એ **ચર્ચ** કે કાયદાને શું જાણે ! આપણે જે કહેતા હતા તેનો એકપણ શબ્દ એ સમજતી નહોતી. હંમેશ દુ:ખી તો અજ્ઞાન લોકોજ થાય છે. ચાલો. નહીં તો અંતને માટે આપણે મોડા થશું.

**કોષેં :**—( એની સાથે જતો ) મોડા થશું તો મને દિલગીરી નહીં થાય. મને આપના જેટલો મહાવરો નથી.

( તેઓ જાય છે; ત્યાં **વૉરિક** આવી તેમને સામો મળે છે. )

**વૉરિક :**—ઓ. હું આડો આવું છું. મને એમ હતું કે બધું પૂરૂં થયું છે. ( પાછો જવા કરે છે. )

**કોષેં :**—આપ જાઓ માં, બધું પૂરૂં થયું છે.

**ઇન્કવીઝીટર :**—મારવાનું કામ અમારા હાથમાં નથી, ઉમરાવ; પણ અમે અંત જોઇએ તે ઇષ્ટ છે. માટે આપની રજા..........( માથું નમાવી જાય છે. )

**કોષેં :**—ઉમરાવ ! તમારા માણસોએ કાયદેસર કામ કર્યું છે કે નહીં એવી શંકા ઊભી થઇ છે.

**વૉરિક :**—ગુરુ ! મને કહેવામાં આવ્યું છે કે આપનો ધર્માધિકાર આ ગામ ઉપર છે કે નહીં એવી શંકા ઊભી થઇ છે. એ આપના ધર્મસ્થાનની હદમાં નથી. તોપણ જો એ બાબતની જવાબદારી આપ લેશો તો બીજી બધી જવાબદારી હું માથે લઇશ.

**કોષેં :**—( રૂઆબથી ) આ વિષેનો જવાબ તો આપણે બન્નેએ **ઈશ્વર**ને આપવાનો છે. આવજો, ઉમરાવ !

**વૉરિક :**—ગુરુજી, પધારજો.

( બન્ને એક બીજા સામું બેધડક દુશ્મનાવટની નજરે એક ક્ષણ તાકી રહે છે; પછી **કોષેં ઇન્કવીઝીટર**ની પાછળ જાય

છે. **વૉરિક** બધી તરફ નજર કરે છે, અને સાવ એકલો છું એમ જોતાં માણસને બોલાવે છે. )

**વૉરિક** :—કોઇ છે ? અહીં આવો. ( શાન્તિ ) અરે કોઇ છે ? (શાન્તિ) **બ્રાયન** ! બેપાની છોકરા ! તું ક્યાં છો ? ( શાન્તિ ) એ સિપાઇ ! ( શાન્તિ ) બોલીને બળતી જોવા બધા ભાગી ગયા. બોલ્યું બાળક[૧] પણ ગયું.

( કોઈ રાડો પાડી અને ધ્રુસકાં ભરી રોતું હોય તેના અવાજથી શાન્તિ ભાંગે છે. )

**વૉરિક** :—એ વળી શું બલા ?—

( ચોક તરફથી **ચેપ્લેઇન** એક ગાંડાના જેવો થઇ આવે છે, એની આંખોમાંથી ચોધાર આંસુ ચાલ્યાં જાય છે, અને મોઢામાંથી દયાજનક અવાજો જે **વૉરિકે** સાંભળેલા તે નીકળે છે. તે કેદીના 'સ્ટૂલ' સાથે અથડાય છે અને ધ્રુસકાં નાખતો તેના ઉપર બેસી જાય છે. ૨ )

**વૉરિક** :—( તેની પાસે જઈ ) શું છે, આચાર્ય **જહૉન** ? શું થયું છે ?

**ચેપ્લેઇન** :—( **વૉરિક**ના હાથને વળગતો ) ઓ ઉમરાવ સાહેબ ! ઉમરાવ સાહેબ ! **ક્રાઇસ્ટ**ની ખાતર મારા પતિત કંગાલ આત્મા માટે પ્રાર્થના કરજો.

---

૧ આ એક ટૂંક વાક્યમાં મનુષ્ય જાતિ વિરૂદ્ધ ઘણી મોટી ટીકા થાય છે. ક્રૂર બનાવો જોવા માટે લોકો કેટલાં દોડે છે તેના ઉપર આ ટીકા છે.

૨ આ **ચેપ્લેઈનનું જોઅન** બેઠેલી તે કેદીના સ્ટુલ ઉપર બેસવું મારે મન આખા નાટકનો સૌથી વધારે ઉંડા રહસ્યવાળો બનાવ છે.

**વૉરિક** :—( એને શાન્તિ દેતો ) હા—હા—હું જરૂર કરીશ. પણ શાન્તિ રાખો. ધીમે—

**ચેપ્લેઇન** :—( કંગાલ રીતે રોતો ) હું કાંઈ ખરાબ માણસ નથી, હો સાહેબ !

**વૉરિક** :—ના. ના. જરાપણ નહીં.

**ચેપ્લેઈન** :—હું કાંઇ બૂરૂં નહોતો ઇચ્છતો. હું નહોતો જાણતો કે એ કેવું થશે.

**વૉરિક**:—( જરા સખ્ત થઇ ) ઓ. ત્યારે તમે તે જોયું?

**ચેપ્લેઈન**:—હું શું કરૂં છું એનું મને ભાન નહોતું. હું એક ક્રોધાન્ધ મૂર્ખ છું, અને હવે એને માટે હું નરકમાં પડીશ.

**વૉરિક**:—એ ખોટી વાત છે. એ દયાજનક તો છે ; પણ એ કાંઈ તમે નથી કર્યું.

**ચેપ્લેઇન**:—(ઘણાં દુ:ખથી રોતાં) મેં એમને કરવા દીધું. હું જો જાણતો હોત તો હું તેને એ બધાના હાથમાંથી પરાણે છોડાવી લેત. તમે જાણતા ન હો, તમે જોયું ન હોય : તમે જાણતા ન હો ત્યારે વાતો કરવી બહુ સહેલી છે.. શબ્દોથી તમે તમારા મનને ગાંડું કરી નાખો છો; તમે દુષ્ટ બનો છો, કારણ કે તમારા સળગી ઉઠેલ મિજાસને પુષ્ટિ આપવામાં કોઇ ભારે કામ કરી નાખ્યું લાગે છે. પણ જ્યારે એ સ્પષ્ટ થાય ; જ્યારે તમે કરેલું કાર્ય નજરે જુઓ; જ્યારે એ તમારી આંખોને આંજી નાખતું હોય, તમને ગુંગળાવી દેતું હોય, તમારૂં હૃદય ચીરી નાખતું હોય, ત્યારે—ત્યારે

—(ગોઠણભર પડી) હે, **પ્રભુ**! આ દૃશ્ય મારી આંખો સામેથી લઇ લે. હે **ક્રાઇસ્ટ**! મારા શરીરને આ બાળતી જ્વાળામાંથો છોડાવ. બળતાં બળતાં તેણીએ તને પોકાર્યો હતો. "ઇસુ, ઇસુ, ઇસુ[1]" એ તારે ખોળે છે; અને હું હંમેશ માટે નરકમાં છું.

**વૉરિક:**—(એકદમ એને ઉંચકી ઊભો કરે છે) લ્યો ભાઇ લ્યો! હવે બસ! તમારે હુશિયાર થઇ જવુંજ જોઇએ, નહીં તો આખું ગામ આની વાતો કરશે. (એને 'ટેબલ' પાસેની એક ખુરશી પર નાખે છે) આવાં કામ તમારાથી જોયાં ન જાતાં હોય તો એનાથી મારી જેમ છેટા કેમ નથી રહેતા?

**ચેપ્લેઇન:**—(બેચેન પણ જરા શાન્ત) તેણીએ એક ક્રોસ માગ્યો. એક સિપાઇએ એને બે લાકડાં બાંધીને આપ્યાં. હું ઈશ્વરનો ઉપકાર માનું છું કે તે સિપાઇ અંગ્રેજ હતો. હું પણ એ કરી શકત; પણ મેં ન કર્યું. હું બ્હીકણ છું. એક હડકાયો કૂતરો! એક મૂર્ખ! પણ ઓલ્યો પણ અંગ્રેજ હતો.

**વૉરિક:**—કેવો મૂર્ખ! એ જો પાદરીઓના હાથમાં આવ્યો તો તેઓ એને પણ બાળશે.

**ચેપ્લેઇન:**—(ફરી પાછો કંપી ઉઠીને) કેટલાંક લોકો તેણીની સામે હસ્યાં. તેઓ તો એવાં હતાં, કે **ક્રાઇસ્ટ**ની સામે પણ હસે. એ બધાં ફ્રેન્ચ હતાં, હું જાણું છું કે એ ફ્રેન્ચ હતાં.

---

૧ **જોઆને** બળતાં બળતાં આમ ત્રણ વખત પોતાના **પ્રભુ**ને યાદ કર્યા હતા, તે તેણીના છેલ્લા શબ્દો હતા. અને એ સાંભળી ઘણા લોકને અસર થઇ ગઇ. કેટલાક અંગ્રેજ સિપાઇઓ પણ તરત બોલી ઊઠ્યા કે, "હાય હાય ઓ તો આપણે એક **સન્ત**ને બાળી નાખી."

**વૉરિક**:—બસ, બસ, કોક આવે છે. હુશિયાર થઇ જાઓ. (**લાડવેનુ** ચોકમાંથી **વૉરિક**ના જમણા હાથ તરફ આવે છે. એણે **ચર્ચ**માંથી ધર્મગુરુનો ક્રોસ લીધો છે તે તેના હાથમાં છે. એ ઘણો શાન્ત અને ગંભીર છે.)

**વૉરિક**:—ભાઈ **માર્ટિન**, મેં સાંભળ્યું કે બધું પૂરૂં થયું.

**લાડવેનુ**:—(ગંભીર વિચારમાં) આપણે જાણતા નથી, ઉમરાવ ! આ તો કદાચ માત્ર શરૂઆતજ હોય.

**વૉરિક**:—એનો શું અર્થ સમજવો ?

**લાડવેનુ**:— આ ક્રોસને હું **ચર્ચ**માંથી તેને માટે લઇ ગયો હતો કે જેથી પોતે તેને છેવટ સુધી જોઇ શકે. તેની પાસે તો માત્ર બે લાકડાંજ હતાં, જે પોતે પોતાની છાતીમાં મૂકયાં. જ્યારે અમને આગ ફરી વળવા લાગી અને તેણીએ જોયું કે જો હું તેની સામે ક્રોસને વધારે વખત પકડી રાખીશ તો હું પોતેજ બળી જાઇશ, ત્યારે એણે મારૂં ધ્યાન ખેંચી મને ઉતરીને બચી જવાનું સૂચવ્યું. ઉમરાવ, જે છોકરી એવે સમયે બીજાના ભયનો વિચાર કરી શકે તેની પ્રેરણા સેતાની **ન** હોઈ શકે. જ્યારે મારે ક્રોસને તેની નજર આગળથી લઇ લેવો પડયો ત્યારે પોતે આકાશ તરફ દૃષ્ટિ કરી; અને હું નથી માનતો કે તેને આભ સાવ ખાલી દેખાયું હોય. મારી દ્રઢ માન્યતા છે કે તેના **તારણહારે** તેને તે સમયે **દયાના સાગર** રૂપે દર્શન દીધાં. તેણીએ એનું નામ લીધું, ને દેહ છોડી દીધો. આ તેણીનો અંત નથી પણ શરૂઆત છે.

**વૉરિક** :—મને ભય છે કે આની અસર લોકો ઉપર ઘણી ખરાબ થશે.

**લાડવેનુ**:—ઉમરાવ, કેટલાક ઉપર તો તે થઈ. મેં હાસ્ય પણ સાંભળ્યું. મને માફ કરશો પણ હું માનું છું, અને ઇચ્છું પણ છું કે તે હાસ્ય અંગ્રેજોનું હતું.

**ચેપ્લેઇન**:—(વ્યાકુળ થઇ ઉઠી) ના. એ નહોતું! ત્યાં એવો એકજ અંગ્રેજ હતો કે જેણે પોતાના દેશને લજાવ્યો, અને તે હડકાયો કૂતરો **દ. સ્ટોગંબર**. (ગાંડા પેઠે બૂમ પાડતો ભાગે છે) એને ભલે બધા રીબાવે : એને ભલે બધા બાળે. હું જઇને એની રાખમાં પ્રાર્થના કરીશ. હું **જૂડેસ**[1] જેવો છું. હું ગળા ફાંસો ખાઇશ. (દોડતો જે રસ્તે આવ્યો હતો તે રસ્તે જાય છે.)

**વૉરિક**:—ભાઈ **માર્ટિન**, જરા એની પાછળ તો જાઓ. એ ક્યાંક પોતાની જાતને ઇજા કરી બેસશે. જલદી હો, ભાઇ.

(**લાડવેનુ** **વૉરિક**ની સલાહથી ઉતાવળે જાય છે. **મારો** ન્યાયાધીશની ખુરશી પછવાડેના બારણામાંથી આવે છે.)

**વૉરિક**:—કેમ અલ્યા? તું કોણ છો?

**મારો**:—(સ્વમાનથી) મને અલ્યા કહીને કોઈ બોલાવતું નથી. હું **રૂઓં** શહેરનો મુખ્ય કળાવાન **મારો** છું; એ ઘણું કળાનું અને ભેદવાળું કામ છે. હું આપને જાહેર કરવા આવ્યો છું કે આપના હુકમનો અમલ થઈ ગયો છે.

---

૧ ક્રિશ્ચિયન લોકો જે **ભગવાન ક્રાઈસ્ટને** માને છે તેમને પોતાના એક ચેલાએ દગો દીધો હતો. એ ચેલાનું નામ **જુડેસ** હતું. એના દગાને પરિણામે **ક્રાઈસ્ટ** જ્યારે મરાણા ત્યારે **જુડેસ**ને એટલો બધો પશ્ચાત્તાપ થયો કે પોતે લીધેલી લાંચ પાછી આપી ગળા ફાંસો ખાઈ મરી ગયો. અહીં **ચેપ્લેઈન** પોતાની સરખામણી દગાખોર **જુડેસ** સાથે કરે છે.

**વૉરિક** :—(અતિ વિવેકથી) મુખ્ય **મારા** સાહેબ, હું આપની માફી માગું છું. અને જો તમે એ છોકરીનાં કાંઈ એંધાણ કે કોઇ અંગત વસ્તુઓ વેચવા માટે નહીં રાખો તો હું જોઇ લઇશ કે તમને એથી કાંઇ નુકસાન ન થાય. તમે મને ખાતરી તો આપો છોને કે હાડકું કે નખ કે વાળ કે એવું કાંઇ નહિ રહે?

**સારો** :—ઉમરાવ સાહેબ એનું હૃદય તો ન બળ્યું; પણ જે કાંઇ બાકી રહ્યું હતું તે મેં નદીમાં ફેંકી દીધું એટલે તળીએ પહોંચી ગયું છે. આપે ચિંતા કરવા જેવું નથી, એની તો વાત પતી ગઇ.

**વૉરિક** :—(લાડવેનુના શબ્દો યાદ કરી જરા અણગમતી રીતે) એની વાત પતી ગઇ? એ તો કોણ જાણે!

# સન્ત જોઅન.

## ઉપસંહાર.

**સ્થળ**:—ફ્રાન્સના રાજા **ચાર્લ્સ સાતમા**ના એક મહેલમાં પોતાને સુવાનો ઓરડો.

**સમય**:—ઈ. સ. ૧૪૫૬ની સાલના જૂન માસની એક તોફાની રાત. ગરમીના ઘણા દિવસો પછી આકાશમાં વીજળી ઝબકી રહી છે.

**ચાર્લ્સ સાતમો** જે પહેલાં **જોઅન**નો યુવરાજ હતો અને જે હવે વિજયી **ચાર્લ્સ**ના નામથી પ્રખ્યાત છે તે પલંગમાં સૂતો છે, તેની ઉમ્મર ૫૧ વરસની છે. પલંગ ઓરડાના એક ખૂણામાં મૂકવામાં આવ્યો છે, કે જેથી કરીને ભીંતની વચમાં આવેલ બારી ઢંકાઈ ન જાય. પલંગના છત્ર ઉપર રાજાનું રાજચિહ્ન જરીથી ગૂંથેલું છે. જો આ છત્ર ન હોય અને પલંગને મોટાં ઓશીકાં ન હોય તો પલંગ માત્ર એક સોફા જેવો છે. એટલે એમાં સૂતેલ માણસ પગ તરફથી સ્પષ્ટ દેખાય છે.

**ચાર્લ્સ** સૂતો નથી. એ પડયો પડયો વાંચે છે અથવા ખરૂં પૂછાવો તો ટૂંટીયાંવાળી પગોના ઓઠીંગણ પર ફ્રેકેના “બોકેશીયો” નામે પુસ્તકનાં ચિત્રો જુએ છે. પલંગની પડખે અને તેની ડાબી બાજુ એક ન્હાનું ‘ટેબલ’ છે. તેના ઉપર **વર્જીન મેરી**નું ચિત્ર છે. રંગીન મીણની બે બત્તી તેને પ્રકાશ આપતી સળગે છે. દિવાલ ઉપર છેક છાપરાથી તે ભોંય સુધી પહોંચતા પડદાઓ છે અને તે હવામાં કોઈ કોઈવાર હલે છે. આ પડદાઓમાં મુખ્ય રંગ પીળો અને લાલ હોવાને લીધે તે હલે ત્યારે પ્રથમ જોતાં આગના ભડકા જેવો આભાસ થાય છે.[1]

---

[1] **જોઅન**ને બાળવાના પ્રશ્નની જ્વાળા! આ દૃશ્યે કલ્પનાશક્તિની ટોચ છે.

બારણું **ચાર્લ્સ**ના ડાબા હાથ ઉપર સામેના છેટા આવેલા ખૂણાની પાસે છે. માણસોને બોલાવવાનો એક ઘંટ તેના ઓશીકા પાસે છે.

**ચાર્લ્સ** ચોપડીનું એક પાનું ફેરવે છે. દૂરના એક ઘડીયાળમાંથી અર્ધા કલાકના ટકોરા ધીમેથી સંભળાય છે. **ચાર્લ્સ** ચોપડીને ફડાક બંધ કરી, એક કોર ફેંકી, ઘંટ હાથમાં લઇ વગાડવા માંડે છે. તેને એટલો બધો જોરથી આમ તેમ ફેરવે છે કે કાન ફોડી નાખે એટલો અવાજ થાય છે. **લાડવેનુ**, હવે પચ્ચીસ વરસે મોટો, દેખાવમાં વિચિત્ર રીતે ટટાર અને **રૂઓંથી** લીધેલો ક્રોસ હજી હાથમાં રાખતો પ્રવેશ કરે છે. **ચાર્લ્સ** તેના આવવાની રાહ જોતો નહોતો એમ દેખાઇ આવે છે; કારણ કે પોતે કુદકો મારી ખાટલાની બીજી બાજુ બહાર નીકળી જાય છે.

**ચાર્લ્સ** :—તમે કોણ છો? મારા બધા હજૂરિયા ક્યાં ગયા? તમારે શું કામ છે?

**લાડવેનુ** :—(ગંભીરતાથી) હું આપને માટે ઘણાજ ખુશ ખબર લાવ્યો છું. હે રાજા! આનંદ પામો; કારણ કે તમારી જાત ઉપરનું કલંક અને તમારા મુગટ ઉપરનો આક્ષેપ દૂર કરવામાં આવ્યાં છે. ઘણી લાંબી મુદત પછી પણ, અંતે ન્યાયનો વિજય થયો છે.

**ચાર્લ્સ** :—આ તમે શેની વાત કરો છો? તમે કોણ છો?

**લાડવેનુ** :—હું **બન્ધુ માર્ટિન.**

**ચાર્લ્સ** :—પણ એ— આપ મને માફ કરજો; પણ **બન્ધુ માર્ટિન** એટલે કોણ?

**લાડવેનુ** :—જ્યારે **કન્યા** આગમાં નાશ પામી ત્યારે આ ક્રોસ મેં તેની સામે પકડી રાખ્યો હતો. એને પચ્ચીશ વરસ વીતી ગયાં. લગભગ દસ હજાર દિવસો. અને તેમાંના દરેક દિવસે મેં **પ્રભુ**ને પ્રાર્થના કરી છે કે જેમ તેની પુત્રીને સ્વર્ગમાં માન્ય રાખવામાં આવી છે તેમજ પૃથ્વી ઉપર પણ ન્યાયસર માન્ય રાખવામાં આવે.

**ચાર્લ્સ** :—( હિમ્મત આવવાથી પલંગને છેડે બેસી જાય છે ) ઓ ! હવે મને યાદ આવ્યું. મેં તમારે વિષે સાંભળ્યું છે. તમે **કન્યા** વિષે કાંઇક ખાસ મત ધરાવો છો, કાં ? તમે એની આ નવી તપાસણીમાં જઇ આવ્યા ?

**લાડવેનુ** :—હા, મેં મારી જુબાની આપી છે.

**ચાર્લ્સ** :—બધું પુરૂં થયું ?

**લાડવેનુ** :—બધું પુરૂં થયું.

**ચાર્લ્સ** :—સંતોષકારક ?

**લાડવેનુ** :—**પરમાત્મા**ની ગતિ અતિ ગહન છે.

**ચાર્લ્સ** :—કેવી રીતે ?

**લાડવેનુ** :—જે અદાલતમાં એક **સંત**ને નાસ્તિક અને પિશાચ ઠરાવી ચિતાએ મોકલવામાં આવી હતી, ત્યાં સત્ય કહેવામાં આવ્યું હતું; કાયદાને માન્ય રાખવામાં આવ્યો હતો અને રિવાજને ઓળંગીને દયા દેખાડવામાં આવી હતી. માત્ર છેલ્લો જુઠ્ઠો ઠરાવ અને નિર્દય અગ્નિ સિવાય કશું ખોટું કરવામાં આવ્યું નહોતું. આ નવી તપાસણી, જ્યાંથી હું

ચાલ્યો આવું છું, ત્યાં બેશરમ જુઠ્ઠાણું, દરબારી લાંચ રૂશ્વત, મરી ગયેલા જેઓએ પોતાની બુદ્ધિ પ્રમાણે સ્વધર્મ બજાવ્યો હતો તેમની નિંદા, ભયથી મૂળ પ્રશ્નનો ઢાંકપિછોડો, સામાન્ય વાતો જેથી કોઇ ભરવાડનો છોકરો પણ ભોળવાય નહીં તેને ખરી હકીકત ઠરાવી બેસવું; એ બધું ત્યાં થયું હતું. પણ એ બધું થયા છતાં, આ ન્યાયના અપમાનમાંથી, આ **ચર્ચને** કલંક લગાડે એવા કામમાંથી, આ જુઠ્ઠાણાં અને મૂર્ખાઇના પ્રવાહમાંથી સત્યને બહાર કાઢી બધા જોઇ શકે તેમ પહાડના શિખરપર સ્થાપવામાં આવ્યું છે. બળતાં લાકડાંથી પડેલા ડાઘને નિર્દોષતાની સફેદ કફની પરથી ધોઇ નાખવામાં આવ્યો છે. નિર્મલ જીવન પાવન ઠરાવાયું છે; શુદ્ધ હૃદય, જે આગમાં પણ જીવન્ત રહ્યું હતું તેની પ્રતિષ્ઠા કરવામાં આવી છે; એક મહાન અસત્યનો હંમેશને માટે અંત આવ્યો છે, અને એક મહાન દુષ્કાર્યને જગત્ સમક્ષ ધોઇ નાખવામાં આવ્યું છે.

**ચાર્લ્સ** :—ભાઇ; જ્યાં સુધી કોઇ એમ ન કહી શકે કે મારો રાજ્યાભિષેક એક ડાકણ અને નાસ્તિકના હાથથી થયો હતો ત્યાં સુધી આ બધું શી યુક્તિથી થયું એ વિષે હું કાંઇ ચિંતા કરવાનો નથી. જો બધું અંતે સીધું થઇ જાય તો **જોઅન** પણ ચિંતા ન કરતી; એનો એવો સ્વભાવ નહોતો. હું એને સારી રીતે ઓળખતો. પણ એની પુનઃપ્રતિષ્ઠા તો પાકી થઇ છે ને? મેં સમજાવી તો દીધું હતું કે એમાં કાંઇ ગોટાળો ન થવો જોઇએ.

**લાડવેનુ** :—એમ ઠરાવવામાં આવ્યું છે કે એને ન્યાય આપવાવાળાઓ ભ્રષ્ટતા, વંચના, કપટ અને દ્વેષથી ભરપૂર હતા. એ ચારે અસત્યો છે.

**ચાર્લ્સ** :—એ અસત્યોની ફિકર કરો માં; એને ન્યાય દેવાવાળા તો મરી ગયા છે.

**લાડવેનુ** :—તેણી વિષે થયેલ ઠરાવને તોડી, રદ કરી, હયાતી સિવાયનો ગણી, કાંઇ વજન કે અમલ વગરનો ઠરાવવામાં આવ્યો છે.

**ચાર્લ્સ** :—સારૂં સારૂં. હવે તો કોઇ એમ નહીં કહી શકે ને કે મારો રાજ્યાભિષેક વિધિસર નહોતો થયો?

**લાડવેનુ** :—**શાર્લમેન** અને રાજા ડેવિડ[૧] ના રાજ્યાભિષેકો પણ વધારે વિધિસર નહોતા થયા.

**ચાર્લ્સ** :—ઘણું સારૂં. એ મારે માટે કેટલી મૂલ્યની વાત છે તેનો વિચાર કરો.

**લાડવેનુ** :—હું તો તેણીને માટે તે કેટલી મૂલ્યની વાત છે તેનો વિચાર કરૂં છું.

**ચાર્લ્સ** :—એ તો તમારાથી ન થઇ શકે. કોઇ પણ બાબતોની એ શું તુલના કરતી તે આપણે કોઇ દિવસ જાણતા નહીં. એ કોઇ પણ બીજા માણસ જેવી નહોતી. અને એ જ્યાં હોય ત્યાં તેણે પોતાનું કરી લેવું જોઇએ; કારણ કે હું એની સંભાળ રાખી શકું એમ નથી; અને તમે ભલેને તમારે મન ગમે તે માનતા હો, પણ, તમે પણ રાખી શકો તેમ નથી. તમારૂં એ ગજું નહીં. પણ એને વિષે હું તમને એક વાત કહું. જો તમે એને પાછી સજીવન કરી શકો તો એ બધા એને અત્યારે આટલું બધું માન આપવા છતાં પણ એને છ મહીનામાં પાછી બાળી નાખે.—અને તમે પણ પાછા એજ પ્રમાણે

૧ ક્રીશ્ચીયન ધર્મમાં પ્રખ્યાતમાં પ્રખ્યાત બે રાજાઓ.

ક્રોસને એની સામે ઊંચો પકડી રાખો. માટે (પોતા ઉપર ક્રોસ કરે છે) એને તો શાન્તિથી રહેવા દો. તમે અને હું એના કામમાં દખલગીરી કર્યા સિવાય આપણું પોતાનું કામ સંભાળીએ એજ ઠીક છે.

**લાડવેન :—ઈશ્વર** એવું ન કરે કે મારો તેણીના કામમાં કે તેણીનો મારા કામમાં કાંઇ ભાગ ન હોય. (પાછો ફરી, આવ્યો હતો તેમ ચાલ્યો જતાં બોલે છે.) આજથી મારો રસ્તો રાજમહેલો તરફ નહીં હોય ; તેમ મારો પરિચય પણ રાજાઓની સાથે નહીં રહે.

**ચાર્લ્સ :**—(બારણાં સુધી જઇ એની પછવાડે બુમ મારે છે)——તો એથી તમારૂં ભલું થજો, મહારાજ, ભલું થજો! (પાછો આવી ઓરડાની વચ્ચે ઉભો રહી પોતા સાથે વાત કરે છે.) એ પણ એક વિચિત્ર મૂર્તિ હતી. પણ એ અહીં અંદર કેવી રીતે આવ્યો? મારાં માણસો ક્યાં ગયાં? (અધીરાઇથી પાછો પલંગમાં દાખલ થઈ ઘંટ વગાડે છે. એક પવનનો ઝપાટો ઉઘાડા બારણામાંથી આવી દિવાલોના પડદાને હલાવે છે. મીણબત્તીઓ ઠરી જાય છે. એ અંધારામાં બુમો મારે છે.) અરે! કોઇ આવીને બારીઓ તો બંધ કરો! બધું જ્યાં ત્યાં ઊડી જાય છે. (વીજળીનો ઝબકારો થઇ બારી દેખાઇ આવે છે, અને તેથી કોઈ મનુષ્યાકૃતિ બારીમાં ઊભી દેખાય છે.) અરે કોઇ છે? આ કોણ છે? દોડો, દોડો! ખુન! (ગર્જના! **ચાર્લ્સ** પલંગમાંજ કૂદી માથે ઓઢી જાય છે.)

**જોઆનનો સાદ :**—ધીમે, **ચાર્લિ**! ધીમે. એટલો બધો અવાજ શા માટે કર છ? તને કોઇ સાંભળે તેમ નથી. તું તો ઉંઘમાં છો. (તે આછા લીલા અજવાળામાં પલંગ પાસે ઉભી દેખાય છે.)



**ચાર્લ્સ** :—શું તુ  ભૂત થઈ છો, **જોઆન** ?

( રાજા **ચાર્લ્સ સાતમા**ના ગઢમાં સૂવાનો ઓરડો.)

**ચાર્લ્સ** :—(ઓઢેલાંમાંથી આંખો બહાર કાઢી.) **જોઅન**! શું તું ભૂત થઇ છો, **જોઅન**?

**જોઅન** :—એ પણ ન કહી શકાય, ભાઇ! એક બાળી નાખેલી બિચારી ગામડાની છોકરીનું તે ભૂત હોય? હું તો માત્ર તને આવતું એક સ્વપ્ન છું. (પ્રકાશ વધે છે અને તેઓ બન્ને સ્પષ્ટ દેખાય છે. **ચાર્લ્સ** પલંગમાં બેઠો થાય છે.) તું ઉમ્મરે હવે મોટો દેખા'છ, ભાઇ!

**ચાર્લ્સ** :—હું મોટોજ છું. પણ શું હું ખરેખર ઉંઘમાં છું?

**જોઅન** :—તારી ચોપડી જોતાં જોતાં ઊંઘી ગયો છો.

**ચાર્લ્સ** :—એ કેવું વિચિત્ર!

**જોઅન** :—પણ એ હું મરી ગઈ છું એના જેટલું વિચિત્ર નથી, ખરું?

**ચાર્લ્સ** :—શું તું ખરેખર મરી ગઇ છો?

**જોઅન** :—જેટલું કોઇપણ મરી શકે એટલું તો હું મરી ગઇ છું, ભાઇ. હું દેહથી છુટી છું.

**ચાર્લ્સ** :—એ પણ જાણવા જેવું. શું બહુ દુખ્યું'તું?

**જોઅન** :—બહુ શું દુખ્યું'તું?

**ચાર્લ્સ** :—આ બળવાનું.

**જોઅન** :—ઓહ, એ? એ મને બરાબર યાદ નથી આવતું. હું ધારૂં છું કે પહેલાં તો દુખ્યું'તું; પણ પછી બધું ગૂંચવાઇ ગયું. અને જ્યાં સુધી હું દેહથી છુટી ન થઇ ત્યાં સુધી

મારૂં મન ઠેકાણે નહોતું. પણ તને નહીં દુખે એમ માનીને, તું આગની સાથે રમત કરીશ માં. ત્યારથી તારૂં કેમ ચાલ્યું છે?

**ચાર્લ્સ** :—ઓ! કાંઇ ખરાબ તો ન કહેવાય. તને ખબર છે કે હવે તો હું પોતે લશ્કરને દોરી લડાઇઓ જીતું છું? મારી કડકડ સુધીના લોહી ને કીચડમાં ઝંપલાવું છું ખાઇઓમાં; અને ઉપરથી ઉકળતા ડામર ને પથરાંનો વરસાદ વરસતો હોય, તેમાં ચડી જાઉં છું નિસરણીયું! તારી જેમજ, **જોઅન.**

**જોઅન** :—હોય નહીં! શું કહે છ? ત્યારે મેં તને **અંતે** મરદ તો બનાવ્યો, હો **ચાર્લિ.**

**ચાર્લ્સ** :—હવે તો લોકો મને વિજયી **ચાર્લ્સ** કહે છે. તું હિમ્મતવાન હતી એટલે મારે પણ થવું પડ્યું. અને વળી **એગ્નિસે** પણ મને થોડીએક હિમ્મત આપી.

**જોઅન** :—**એગ્નિસ**? એ **એગ્નિસ** કોણ હતી?

**ચાર્લ્સ** :—**એગ્નિસ સોરેલ.** એ બાઇ સાથે હું પ્રેમમાં હતો. એ તો મને સ્વપ્નામાં ઘણીવાર આવે છે. પણ તું મને પહેલાં સ્વપ્નામાં નથી આવી.

**જોઅન** :—શું, મારી જેમ એ મરી ગઇ છે?

**ચાર્લ્સ** :—હા. પણ એ તારા જેવી નહોતી; એ તો બહુ રૂપાળી હતી.

**જોઅન** :—( ખુલ્લા દિલથી હસીને ) હા-હા. મારામાં તો કાંઇ રૂપ નહોતું. હું તો હંમેશ કઠણ હતી, એક પક્કી સિપાઈ. હું તો લગભગ પુરુષ થઈ હોત તો કાંઈ નહોતું; થઇ હોત તો

ઠીક થાત : કારણ કે તો હું તમને બધાને એટલા હેરાન ન કરત. પણ મારી નજર હતી આભ પર અને મારા હૃદયમાં હતો ઈશ્વરનો મહિમા: એટલે, દેહ સ્ત્રીનો કે પુરુષનો પણ જ્યાં સુધી તમે બધા ધૂળમાં આળોટતા હતા ત્યાં સુધી હું તમને નિરાંતે તો બેસવા ન દેત. પણ મને કહે તો ખરો, કે તમે બધા ડાહ્યા માણસોને મારી રાખ બનાવવા સિવાય બીજું કાંઈ સારૂં ન સૂઝ્યું ત્યારથી શું શું બનાવો બન્યા છે ?

**ચાર્લ્સ** :—તારી મા અને ભાઇઓએ દાવો કર્યો કે તારૂં કામ ફરી તપાસાવું જોઇએ. અને અદાલતે હવે એમ ઠરાવ્યું છે કે તને ન્યાય આપવાવાળાઓ ભ્રષ્ટતા, વંચના, કપટ અને દ્વેષથી ભરપૂર હતા.

**જોઅન** :—ના રે ના. એ તો બિચારા પોતાથી વધારે સારા માણસોને બાળી નાખે એવા ઘેલા પણ પ્રમાણિક માણસો હતા.

**ચાર્લ્સ** :—તારા વિષે થયેલ ઠરાવને તોડી, રદ કરી, હયાતી સિવાયનો ગણી, તેને કાંઇ વજન કે અમલ વગરનો ઠરાવવામાં આવ્યો છે.

**જોઅન** :—એમ છતાં મને બાળી તો નાખી. તેઓ કાંઇ મને બાળી નબાળી કરી શકે તેમ છે ?

**ચાર્લ્સ** :—એમ જો કરી શકતા હોય તો એવું કર્યા મોર દસવાર વિચાર કરે. પણ તેઓએં એમ ઠરાવ્યું છે કે જ્યાં તને બાળવામાં આવી હતી ત્યાં એક સુંદર ક્રોસ ઊભો કરવો, કે જેથી તારૂં સ્મારક રહે અને તારો મોક્ષ થાય.

**જોઅન** :—( વિચારતી ) સ્મારક અને મોક્ષથી ક્રોસ પવિત્ર થાય છે; કાંઇ ક્રોસથી માણસનું સ્મારક અને મોક્ષ પવિત્ર થતાં નથી. ( વાંસો ફરી જઈ **ચાર્લ્સને** ભૂલી જાય છે ) હું એ ક્રોસથી વધારે ટકીશ. જ્યારે **રૂઓં** ક્યાં હતું તે લોકો ભૂલી ગયાં હશે ત્યારે હું તેમને યાદ હઇશ.

**ચાર્લ્સ** :—એ-એ- પાછી તું તારા અભિમાનમાં ઉપડી; હંમેશની જેમ. પણ મને એમ તો થાય છે કે જો તું બે શબ્દમાં પણ મારો ઉપકાર માન, કે મેં તને અંતે તો ન્યાય અપાવ્યો, તો કાંઈ ખોટું નહીં.

**કોષોં** :—( બન્નેની વચ્ચે બારી પાસે દેખાય છે ) જુઠ્ઠા !

**ચાર્લ્સ** :—ઉપકાર ! ઉપકાર !

**જોઅન**:—ઓ ! આ તો **પીટર કોષોં** ! કેમ છો, **પીટર** ? મને બાળી નાખ્યા પછી તમારૂં કેવુંક ચાલ્યું છે ?

**કોષોં**:—ઘણું ખરાબ. હું મનુષ્યના ન્યાયને ફિટકાર આપું છું. એ ન્યાય **ઈશ્વર**નો ન્યાય નથી.

**જોઅન**:—શું હજીએ ન્યાયનાં સ્વપ્નાં જો છ, **પીટર** ? મારે વખતે ન્યાયનું શું થયું હતું તે વિચાર. પણ તારી સ્થિતિ શું છે ? જીવતો છો કે મરી ગયો ?

**કોષોં**:—મરી ગયો છું. કલંકિત થયો છું. કબરમાં પણ તેઓ મારી પાછળ પડયા. તેઓએ મારા શબને ધર્મભ્રષ્ટ ઠરાવી કબરમાંથી ખોદી કાઢી ઉકરડામાં ફેંકી દીધું.

**જોઅન**:—મારા દેહને આગથી જેટલું દુઃખ થયું હતું તેટલું પાવડા કે ઉકરડાથી તારા શબને નહિ થયું હોય.

**કોષેં**:—પણ તેઓએ આ જે મારા વિરુદ્ધ કર્યું છે તે ન્યાયને હાનિ કરે છે, આસ્થાને નષ્ટ કરે છે અને **ચર્ચ**ના પાયાને નિર્બળ કરે છે. જો કાયદાને નામે સાત્ત્વિક જનોની હત્યા થાય, અને તેઓના ગુન્હા શુદ્ધ હૃદયોવાળાની નિંદા કરવાથી ધોવાઇ જાય, તો ધરતી કંપી ઉઠે.

**જોઅન**—ઠીક ઠીક **પીટર** ; પણ મને તો આશા છે કે મને યાદ કરવાથી લોકો સુધરશે. અને તમે મને બાળી ન હોત તો લોકો મને એટલી યાદ ન કરત.

**કોષેં**:—અને મને યાદ કરવાથી લોકો બગડશે; કારણ કે તેઓ મારામાં પાપનો પુણ્ય ઉપર, અસત્યનો સત્ય ઉપર, ક્રૂરતાનો દયા ઉપર અને નરકનો સ્વર્ગ ઉપર વિજય થતો દેખશે. તારો વિચાર કરવાથી લોકોના ધૈર્યમાં વૃદ્ધિ થશે, પણ ત્યાં મારો વિચાર આવતાં તે પાછું શમી જશે. એ બધું સત્ય હોવા છતાં **ઈશ્વર** મારો સાક્ષી છે કે મેં ન્યાયજ કર્યો હતો ; મેં બેહદ દયા બતાવી હતી. હું મારા આદર્શને વળગી રહ્યો હતો અને મેં જે કર્યું તે સિવાય મારાથી બીજું કાંઇપણ થઇ શકે તેમ નહોતું.

**ચાર્લ્સ**:—(ઓછાડ વગેરેમાંથી બહાર નીકળી પલંગના એક પડખા પર બેસે છે) હા. મોટા ગોટાળા તો હંમેશ તમે સારાં માણસોજ કરો છો. હવે મને જુઓ. હું નથી ભલો **ચાર્લ્સ**, કે નથી શાણો **ચાર્લ્સ**, કે નથી શૂરવીર **ચાર્લ્સ** ; વળી મેં **જોઅન**ને આગમાંથી ન બચાવી એટલે એના ભક્તો મને કદાચ બાયલો **ચાર્લ્સ** પણ કહે. પણ મેં તમારા બધા કરતાં ઓછું બગાડ્યું છે. તમે બધા ગગનમાં વિચરનારાઓનો વખત તો દુનિયાને ઉલટાવી નાખવાના યત્નમાંજ જાય છે. હું એમ ન કરૂં; હું તો દુનિયાં જેવી છે તેવીજ સ્વીકારૂં. એમજ કહું કે માથું હોય તે ઉપર અને પગ

હોય તે નીચે. વળી હું જમીન જોઇને પગલાં માંડું છું. હું તમને પૂછું છું કે **ફ્રાન્સ**ના કયા રાજાએ વધારે સારૂં કર્યું છે? અથવા પોતાની નાની સુની રીતે પણ કોણ વધારે સારો થયો છે?

**જોઅન**:—શું સાચ્ચેજ તું **ફ્રાન્સ**નો રાજા છો, **ચાર્લિ**? અંગ્રેજો ગયા?

**ડૂન્વા**:—(**જોઅન**ની ડાબી બાજુના પડદામાંથી દાખલ થાય છે. તેજ ક્ષણે મીણબત્તીઓ આપોઆપ સળગીને તેના બખ્તરને અને ઝબ્બાને પ્રકાશિત કરી સુંદર દેખાડે છે) મેં મારૂં વચન પાળ્યું છે, અંગ્રેજો ચાલ્યા ગયા છે.

**જોઅન**:—જય, **પરમાત્મન્**! હવે આ સુંદર **ફ્રાન્સ** સ્વર્ગનું એક અંગ થયું. જૅક, મને લડાઇઓની બધી વાત કર. શું લશ્કરોને તુંજ દોરતો? શું મરણ સુધી તું **પ્રભુ**ના સરદાર તરીકેજ રહ્યો હતો?

**ડૂન્વા**:—હું મરી ગયો નથી. મારૂં શરીર **શાટોદુન**માં મારા બિછાનામાં આરામથી ઊંઘે છે. માત્ર તારો આત્મા મારા આત્માને અહીં ખેંચી લાવ્યો છે.

**જોઅન**:—તું તેમની સાથે મારી રીતેજ લડતોને જૅક? પૈસાની રકઝકની જુની રીત નહીં, પણ **કન્યા**ની રીત; જેમાં મોત સામે જીવનને યુદ્ધમાં ઝુકાવ્યું હોય, હૃદય દૃઢ પણ દ્વેષ રહિત, અને જેમાં "**ફ્રાન્સ** સ્વતંત્ર અને ફ્રેન્ચનું" સિવાય દુનિયામાં બીજો કાંઇ ખ્યાલજ ન હોય! એ મારી રીતજ હતીને જૅક?

**ડૂન્વા**:—ખરૂં પૂછ તો ગમે તેમ કરીને પણ જીતવું, એ રીત હતી. પણ જે રીતે જીત મળતી તે હંમેશાં તારીજ રીત હતી. હું તો તને સૌથી પહેલી મૂકું છું બ્હેન! હમણાં

તારે વિષે નવી તપાસણીનું કામ ચાલ્યું ત્યારે તને સાચી ઠરાવવા માટે મેં એક સરસ કાગળ લખ્યો હતો. કદાચ મારે તને એ પાદરીઓને હાથે બળવા દેવી નહોતી જોતી. પણ હું લડવામાં રોકાયો હતો; અને વળી એ મામલો **ચર્ચ**નો હતો, એમાં મારે પડવા જેવું નહોતું. આપણે બન્નેએ બળવામાં કાંઇ સાર નહોતો; ખરૂં કે નહીં ?

**કોષોં** :—હા, ઢોળો વાંક બધો પાદરીઓ પર. પણ હું જે સ્તુતિ અને નિંદા બન્નેથી પર છું, તે કહું છું કે જગતનું રક્ષણ નથી થતું પાદરીઓથી ; કે નથી થતું સિપાઇઓથી. તે તો **ઈશ્વર** અને તેના **સન્તો**થીજ થાય છે. દુનિયાના **ચર્ચે** આ સ્ત્રીને આગમાં મોકલી હતી : પણ તેની બળતી ચિતામાંથીજ **ઈશ્વરી ચર્ચ**નો પ્રકાશ પ્રકટયો હતો.

(ઘડિઆળમાં પોણો કલાક વાગતો સંભળાય છે. એક પુરુષનો કઠોર સાદ કામચલાઉ ગાયન ગાતો સંભળાય છે.)

ત્રણ ત્રણ ત્રબડંગ, ત્રણ ઉઠ પણ બણ.
રણ ઝણ રણ ઝણ, ઉઠવડ ઝગવડ.
હર હર નટવર, રમઝટ ત્રમઝટ.
હેલો———સાંભલો———જી. હો, હેલો.

( દેખાવમાં ખેપાની લાગતો એક અંગ્રેજ સિપાઇ પડદાઓમાંથી 'માર્ચ' કરતો આવી ડૂન્વા અને **જોઅન** વચ્ચે ઉભો રહે છે.)

**ડૂન્વા** :—આ ભેંસાસુર તે તને કયા ભાંડે શીખવ્યો ?

**સિપાઈ** :—કોઇ ભાંડે નહીં ! એ તો ચાલતાં ચાલતાં અમેજ બનાવી લીધેલો. અમે કાંઇ ભણેલા કે ભાંડો નહોતા. આ તો એક લોકના હાડમાંથી ઉભરાઇ આવેલું ગીત કહેવાય. સાંભળો,

ત્રણ ત્રણ ત્રબડંગ, ત્રણ ઉઠ પણ બણ.

રણ ઝણ રણ ઝણ, ઉઠવડ ઝગવડ.

હર હર નટવર, રમઝટ ત્રમઝટ.

હેલો———સાંભળો———જી. હો, હેલો.

એનો કાંઇ અર્થ નથી, પણ તમને ચલાવ્યે રાખે. આપનો સેવક, બાનુઓ અને ગૃહસ્થો. અહિંયાં **સન્ત**ને કોણે યાદ કર્યો ?

**જોઅન** :—શું તું કોઇ **સન્ત** છો ?

**સિપાઈ** :—હા, બાઈ સાહેબ ! સીધો નરકમાંથી ચાલ્યો આવું છું.

**ડૂન્વા** :—એક **સન્ત** અને નરકમાંથી ?

**સિપાઈ** :—હા, સરદાર સાહેબ. મને એક દિવસની છુટ્ટી મળે છે. વરસમાં એક દિવસ, સમજ્યાને ? મેં એક સારૂં કામ કરેલું તેનું એ ફળ છે.

**કોષોં** :—દુષ્ટ ! શું તારા જીવનનાં બધાં વર્ષોમાં તેં એકજ સારૂં કામ કર્યું ?

**સિપાઈ** :—મેં એનો કાંઇ વિચાર નહોતો કર્યો. એ તો અમથું થઈ ગયું. પણ એનો હિસાબ રખાઇ ગયો.

**ચાર્લ્સ** :—એ શું હતું ?

**સિપાઇ** :—એ તો તમે માનો નહીં એવી એક નમાલી વાત હતી. મેં———

**જોઅન** :—(વચમાં બોલી–બધાની આડે ચાલી પલંગ પાસે જાય છે અને ત્યાં **ચાર્લ્સ**ની પડખે બેસે છે) એણે બે લાકડાં બાંધી એક ગરીબ છોકરી, જેને બાળી નાખતા હતા, તેને ક્રોસ બનાવીને આપ્યો.

**સિપાઇ** :—સાચી વાત. એ તને કોણે કહ્યું ?

**જોઅન** :—એનું કાંઈ નહીં. પણ તું એને ફરી જો તો ઓળખ ખરો ?

**સિપાઈ**:—ના રે ના, છોકરીઓ તો ઘણી છે ! અને એ બધી એમજ માને છે કે તમારે એમને યાદ રાખવી જોઇએ. કેમ જાણે દુનિયામાં એકજ છોકરી ન હોય ! પણ આવડી આ તો પહેલા નંબરની હોવી જોઇએ ; કારણ કે એને લઇને મને વરસો વરસ એક દિવસની છૂટી મળે છે. માટે, મોટા ઉમરાવો અને સુંદર બાનુઓ, રાતના બરોબર બાર વાગ્યા સુધી હું એક **સન્ત** છું—આપની તહેનાતમાં હાજર.

**ચાર્લ્સ** :—અને બાર વાગ્યા પછી ?

**સિપાઈ** :—બાર વાગ્યા પછી તો મારા જેવાને લાયક જે એકજ જગ્યા છે, ત્યાં.

**જોઅન** :—( ઊભી થઇ જાય છે ) પાછો ત્યાં ? તું ? તેં તો છોકરીને ક્રોસ આપ્યો'તો !

**સિપાઈ** :—( સિપાઇને ન છાજે તેવી પોતાની વર્તણુક માટે બ્હાનું બતાવે છે ) એમાં શું ? લોકો તે છોકરીને બાળી નાખવાના હતા અને તેણીએ એ માગ્યો. ક્રોસ ઉપર તો તેને એ લોકોના જેટલોજ હક્ક હતો, અને એ બધા પાસે તો ઘણાય હતા. વળી મોકાણ તો એ છોકરીની હતી પેલા લોકોની નહીં; એમાં મેં ખોટું શું કર્યું ?

**જોઅન** :—ભાઇ ! હું તારો કાંઇ વાંક નથી કાઢતી. પણ તું નરકમાં દુઃખી થાછ એ વિચાર મારાથી સહન નથી થતો.

**સિપાઇ** :—( આનંદથી ) એમાં કાંઇ મોટું દુઃખ નથી, બાઇ સાહેબ. મેં તો એથીએ ખરાબ વેઠ્યું હતું.

**ચાર્લ્સ** :—શું નરકથી પણ ખરાબ ?

**સિપાઈ** :—**ફ્રાન્સ**ની લડાઇઓમાં મેં પંદર વરસ નોકરી કરી'તી. ત્યારપછી નરક તો ભારે મજાની જગ્યા થઇ પડી.

( **જોઅન** મનુષ્ય જાતિની સ્થિતિ વિષે નિરાશ થઇ પોતાના હાથ ઊંચા કરે છે, અને ધીરજ મેળવવા **વર્જીન મેરી**ના ચિત્ર પાસે આશરો લે છે. )

**સિપાઈ** :—( બોલ્યે જાય છે ) મને તો ફાવી ગયું છે. પહેલાં તો આ છૂટીનો દિવસ બહુ શૂન્ય લાગતો, કેમ જાણે કે ભર ઉન્હાળામાં રજાનો દી' ન હોય ! પણ હવે મને એનું બહુ નથી લાગતું. મને એ લોકોએ કહ્યું છે કે મને ગમે એટલા છુટીના દિવસો મળી શકશે.

**ચાર્લ્સ** :—નરક કેવુંક છે ?

**સિપાઈ** :—આપને તે ખરાબ નહીં લાગે સાહેબ. મજાનું ! ત્યાં એક જાતનું નિશાનું ઘેન કાયમ રહે છે. અને તે પણ દારૂનો ખર્ચ કે પીવાની તકલીફ વિના. વળી ત્યાં મંડળી પણ બહુ ભારે. બાદશાહો, જગદ્‌ગુરુઓ, રાજાઓ અને કૈક બધા. એ બધા મેં પેલી જુવાનડીને ક્રોસ આપ્યો તેનાં મને ટોણાં મારે છે; પણ હું બેપરવા છું. હું તો એમને બરાબર સંભળાવી દઉં છું કે જો એ છોકરીને ક્રોસ ઉપર તેઓના કરતાં વધારે હક્ક ન હોત તો જ્યાં પોતે પડયા છે ત્યાં એ છોકરીએ હોત. એટલું કહ્યું કે એ સાવ મૂંગા. કહે શું ? દાંત કચડે—નરકની ફેશને અને હું તો હસું અને જૂનું ગીત ગાતો ગાતો ચાલ્યો જાઉં; ત્રણ ત્રણ ત્ર......—હલ્લો ! એ બારણું કોણ ઠબકારે છે ?

(બધા સાંભળે છે. કોઈક બારણું ઠબકારતું સંભળાય છે.)

**ચાર્લ્સ** :—અંદર આવો.

(બારણું ખુલે છે; એક બુઢ્ઢો પાદરી, ધોળા વાળ, કડથી વળી ગયેલો, એના મોઢા ઉપર ઘેલું માયાળુ સ્મિત; એવો અંદર આવી **જોઅન** પાસે કુદકુદ દોડતો જાય છે.)

**નવો આવનાર**:—મને માફ કરજો, માયાળુ ઉમરાવો અને બાઈ સાહેબો ! હું આપને ખલેલ પહોંચાડવા નથી ઇચ્છતો. હું તો માત્ર એક રાંક, ઘરડો અંગ્રેજ પાદરી છું. મહાધર્મગુરુનો માજી ચેપ્લેઇન–**વિન્ચેસ્ટર**ના મહાધર્મગુરુનો ! **જ્હૉન દી. સ્ટોગંબર** આપની તહેનાતમાં હાજર છું. (ચહેરાપર પ્રશ્નાર્થવૃત્તિથી બધાની સામે જુએ છે) આપે કાંઇ કહ્યું ? હું જરા બહેરો છું; મારાં કમભાગ્યે. અને જરા મારૂં ચિત્ત પણ હંમેશ ઠેકાણે નહીં રહેતું

હોય, કદાચ. તોપણ એ ગામડું બહુ ન્હાનું છે, અને લોકો બહુ સાદાં છે. મારૂં ચાલે છે—મારૂં ચાલે છે. ત્યાં બધા મને ચાહે છે; અને હું થોડુંક સારૂં પણ કરી શકું છું. હું સારા સંબંધવાળો માણસ છું, સમજ્યાને? અને બધા મારી ઉપર માયા રાખે છે.

**જોઅન** :—અરે બિચારા **જહૉન**! તારી આ સ્થિતિ શાથી થઇ?

**દી. સ્ટોગંબર** :—હું મારા લોકને કહું છું કે એમણે બહુઉઉજ ધ્યાન રાખવું જોઇએ. હું એમને કહું છું કે, "જે વિષે તમે વિચાર કરો છો એને જો માત્ર તમે જુઓ, તો તમે એ વિષે સાવ જૂદોજ વિચાર કરો. તમને એનાથી મોટો આઘાત લાગે; ઓ, બહુ મોટો આઘાત." અને એ બધા કહે છે, "હા, ગુરુજી; અમે બધા જાણીએ છીએ કે આપ ઘણાજ માયાળુ પુરુષ છો, અને કીડીને પણ ઇજા ન કરો." આથી મને ઘણો સંતોષ રહે છે; કારણ કે હું સ્વભાવે ક્રૂર નથી, સમજ્યાને?

**સિપાઇ** :—કોણે કીધું કે તું છો?

**દી. સ્ટોગંબર** :—જુઓને, વાત આમ છે. એક વખત મેં એક મહાન ક્રૂર કૃત્ય કર્યું હતું; કારણ કે ક્રૂરતા શું વસ્તુ છે તે હું જાણતો નહોતો. મેં એ જોઇ નહોતી, સમજ્યાને? એજ મહા ગંભીર વાત છે. તમારે એ જોવીજ જોઇએ. એ જોઇ કે તરત તમે મુક્ત થઇ ઉગરી જશો.

**કોશેં** :—શું જ્ઞાન થવાને તને આપણા **ક્રાઇસ્ટ ભગવાન**નાં દુઃખો પુરતાં નહોતાં?

**દી. સ્ટોગંબર** :—ના. ના ના, બિલકુલ નહીં. મેં તો એ ચિત્રોમાં જોયેલાં, અને પુસ્તકોમાં વાંચેલાં, અને મેં માનેલું કે મને એની બહુ અસર થઇ છે. પણ એ કાંઇ કામનું નહોતું. મારી મુક્તિ આપણા **પ્રભુ**થી નથી થઇ ; પણ એક જુવાન સ્ત્રી, જેને બાળીને મારી નાખતાં મેં મારી નજરે જોએલી તેનાથી થઇ છે. એ ભયંકર હતું ; ઓ, અતિ ભયંકર ! પણ એથી હું ઉગરી ગયો. ત્યારથી હું સાવ બીજોજ માણસ બની ગયો છું. જો કે મારૂં ચિત્ત તો જરા આડું ભમે છે ખરૂં, કેટલીકવાર.

**કોષેં** :—શું ત્યારે જે માણસોમાં કલ્પનાશક્તિ નથી તેના ઉદ્ધાર માટે પ્રત્યેક જમાનામાં એક **ક્રાઈસ્ટે** રીબાઇ મરવાની જરૂર છે ?

**જોઅન** :—ત્યારે તો, જો તે મારા તરફક્રૂર ન થયો હોત તો જેટલાં માણસો તરફ તે ક્રૂર થાત, તે બધાંને, તેણે મારાપર કરેલ ક્રૂરતાને પરિણામે, મેં બચાવ્યાં હોય, તો મને સાવ નિષ્ફળ બાળી નાખી હતી એમ ન કહેવાય–ખરૂંને ?

**દી. સ્ટોગંબર** :—ના ના. એ તું નહોતી. હું જરા ઓછું ભાળું છું. ( આંખો ઉપર હાથ રાખી તાકીને જોતાં ) હું તને બરાબર નથી જોઈ શકતો. પણ તું એ નહીં. ના ના. એ તો મરી ગઇ, ચાલી ગઇ; એની તો બળીને રાખ થઇ ગઇ.

( પલંગની પડખેના પડદામાંથી **મારો** આવે છે. **ચાર્લ્સ**ની જમણી બાજુ અને પલંગ બન્નેની વચ્ચે ઉભો રહે છે. )

**મારો** :—એ તારાથી વધારે સજીવન છે, ડોસા. તેણીનું હૃદય તો બળ્યુંજ નહીં; અને એ ડુબ્યું પણ નહીં. હું

મારા કામનો એક કારીગર હતો. **પારીસ**ના કારીગર કરતાં સારો, **તુલૂસ**ના કારીગર કરતાં પણ સારો; પણ હું **કન્યા**ને મારી ન શક્યો. એ તો સજીવન બધે ફરે છે.

**વૉરિક** :—( પલંગના પડદાઓમાંથી આવી **જોઅન**ની ડાબી બાજૂએ ઉભે છે. ) બાઇ, તારા **પુનરોદ્ધાર**ને માટે મારાં અભિનન્દન ! મને એમ રહ્યા કરે છે કે મારે બે શબ્દમાં પણ તમારી માફી ચાહવી જોઇએ.

**જોઅન** :—આપે એમાં કાંઇ વિવેક કરવાની જરૂર નથી.

**વૉરિક** :—( વિવેક કરતો ) એ બાળવાનું તો માત્ર રાજકીય જરૂરીઆતને અંગેજ હતું. તમારે માટે અમને જરાપણ અંગત દ્વેષ નહોતો, એની ખાતરી આપું છું.

**જોઅન** :—હું કાંઇ ખટકો રાખતી નથી, ઉમરાવ.

**વૉરિક** :—સારૂં; સારૂં. એમ અમારી સાથે મળતાં આવો એ તમારૂં બહુ સારૂં કહેવાય. એ તમારૂં કુળવાનપણું દેખાડે છે. ખરૂં પૂછાવો તો, આવી રાજકીય જરૂરીઆતો કેટલીકવાર રાજકીય ભૂલો પણ થઇ જાય છે; અને આતો ભારે મોટી ભૂલ થઇ ગઇ. કારણ કે અમે તમને બાળ્યા છતાં પણ તમારા આત્માએ અમારો પરાજય કર્યો. ઇતિહાસ મને તમારી ખાતર યાદ રાખશે, જો કે આપણા સંબંધના સંયોગો કાંઇ બહુ ઠીક ન કહેવાય.

**જોઅન** :—કદાચ જરા એવું હતું તો ખરૂં. તમે કેવું વિચિત્ર બોલો છો ?

**વૉરિક** :—તોપણ તમને જ્યારે એક **સન્ત** બનાવશે ત્યારે તમારી ખ્યાતિને માટે તમે આભારી તો મનેજ થશો. જેમ આ નસીબદાર રાજા પોતાના તાજને માટે તમને આભારી છે.

**જોઅન** :—(એના તરફ વાંસો ફરી) કોઇપણ બાબતમાં કોઈપણ માણસને હું આભારી નહીં થાઉં. સર્વ માટે આભારી તો હું માત્ર મારા પ્રાણમાં વસેલા **ઈશ્વરી** અંશનેજ છું! પણ હું **સન્ત** થાઉં તે કેવું વિચિત્ર! એક ગામડાની છોકરીને ઉપાડીને તેમની પડખે સ્થાન આપવામાં આવે તો **સન્ત કેથેરીન** અને **સન્ત માર્ગરેટ** શું કહે?

(એક આ જમાનાનો પાદરી ગૃહસ્થ, **ફ્રૉક કોટ,** પાટલૂન અને ઊંચી "ટોપહેટ" પહેરી ઇ. સ. ૧૯૨૦ની સાલના પાદરીના પહેરવેશમાં પ્રવેશ કરે છે, તે એકાએક તેઓની જમણી બાજૂના ખૂણામાં દેખાય છે. તેઓ બધા એક ક્ષણ તેની સામે તાકી રહી ખડખડાટ હસી પડે છે.)

**ગૃહસ્થ** :—ગૃહસ્થો! આ હાસ્યનું શું પ્રયોજન છે?

**વૉરિક** :—તમે એક હાસ્ય ઉપજાવે એવો વિચિત્ર પહેરવેશ શોધી કાઢયો તે માટે મારાં અભિનન્દન!

**ગૃહસ્થ** :—હું તમારી વાત નથી સમજતો. તમે બધાએ વેશ કાઢયો છે; મેં તો બરાબર કપડાં પહેર્યાં છે.

**ડૂન્વા** :—આપણી ચામડી સિવાય શું બધાં કપડાં માત્ર વેશજ નથી?

**ગૃહસ્થ** :—(કડકાઇથી) જરા માફ કરો. હું અહીં એક ગંભીર પ્રયોજન માટે આવ્યો છું; નહીં કે હાસ્યની વાતો કરવા. (ખીસામાંથી એક કાગળ કાઢી, એક અધિકારીની રીત ધારણ

કરે છે) મને અહીં જાહેર કરવા મોકલવામાં આવ્યો છે કે **જોઅન ઑફ આર્ક** જે અગાઉ **કન્યા**ના નામથી ઓળખાતી, તેમને વિષે **ઓર્લીયોં**ના ધર્મગુરુથી હુકમ થઈ—

**જોઅન**:—આ ! ત્યારે **ઓર્લીયોં**ના લોક મને હજુ સંભારે છે!

**ગૃહસ્થ** :—( પોતાની વચમાં બોલાયું તે ન ગમ્યું હોય તેમ ભાર દઈ ) **ઓર્લીયોં**ના ધર્મગુરુથી હુકમ થઇ તપાસ થઈ છે કે મજકુર **જોઅન ઑફ આર્ક** દર્શાવેલ હક્ક પ્રમાણે તેની પુનઃ સ્થાપના નક્કી કરી તેને—

**જોઅન** :—( ફરી વચમાં બોલતી ) પણ મેં એવો કાંઇ હક્ક દર્શાવ્યોજ નથી.

**ગૃહસ્થ** :—( પહેલાંની જેમ ) તેને **સન્ત** તરીકે માન્ય રાખી શકાય કે કેમ ? **ચર્ચે** આ હક્ક શિરસ્તા મુજબ સંપૂર્ણ રીતે તપાસ્યો છે, અને મજકુર **જોઅન**ને ઉત્તરોત્તર **માનવંતાં** અને પવિત્ર—

**જોઅન** :—( હસીને ) હું **માનવંતી** ?

**ગૃહસ્થ** :—ની પદવીઓ એનાયત કરવામાં આવી હોઈ અંતે જાહેર કરવામાં આવે છે કે તેણીમાં મહાવીર્ય સદ્ગુણો હતા, અને તેને ખાનગીમાં દૈવી સંદેશા મળતા, અને તે ઉપર દર્શાવેલ **માનવંતાં** અને **પવિત્ર જોઅન**ને **સ્વર્ગ**ના **ચર્ચ**માં આવકાર આપી તેની સ્થાપના **સન્ત જોઅન** તરીકે કરવામાં આવે છે.

**જોઅન** :—( લીન થઇ ) **સન્ત જોઅન** !

**ગૃહસ્થ** :—દરેક મે માસનો તેરમો દિવસ, જે આ **પરમેશ્વર**ની પવિત્ર બાળાની મૃત્યુ તિથિ છે, તે દિવસે દરેક **કેથોલિક ચર્ચ**માં

એની યાદગીરી માટે ખાસ પ્રાર્થના યાવચ્ચંદ્ર દિવાકરૌ થશે. તેણીના નામની ખાસ દેરીઓ. મંદિરોના ભાગમાં વિધિપૂર્વક સ્થાપી શકાશે. અને તેણીની મૂર્તિ દરેક **ચર્ચ**ની વેદી ઉપર મૂકી શકાશે. અને તે ઉપરાન્ત તેને પગે પડી તેણીની મારફત **પરમાત્મા**ના દયાળુ ચરણમાં પ્રાર્થના રજુ કરવી તે કાયદેસર અને વિધિસર નિત્યપૂજન કર્યું ગણાશે.

**જોઅન** :—ના, ના. પગે પડી પ્રાર્થના કરવાનો ધર્મ તો **સન્તો**નો છે. (ગોઠણભર થઈ જાય છે. હજુ લીનજ છે.)

**ગૃહસ્થ** :—( કાગળ પાછો ખીસામાં મૂકી **મારા**ની પડખે જઇ ઊભો રહે છે ) ઠેકાણું; **એન્જિલિકા વેટિકાના** તારીખ આજ મે માસનો સોળમો દિવસ; ઇસવી સન એક હજાર નવસો ને વીસ.

**ડૂન્વા** :—( **જોઅન**ને ઊભી કરતો ) પ્રિય **સન્ત** ! તને બાળતાં માત્ર અર્ધો કલાકજ થયો હતો, અને તારે વિષે સત્ય શોધતાં ચારસો વરસ થયાં.

**દી. સ્ટોગંબર** :—સાહેબ, હું એક વખત **વિન્ચેસ્ટર**ના મહાધર્મગુરુનો ચેપ્લેઇન હતો. **ફ્રાન્સ**માં તો તેઓ એને હમ્મેશાં **ઇંગ્લિંડ**ના મહા ધર્મગુરુજ કહેતા. હવે જો **વિન્ચેસ્ટર**ના દેવળમાં **કન્યા**ની એક સારી મૂર્તિ સ્થપાય તો મને અને મારા ગુરુને ઘણો સંતોષ થશે. એવી મૂર્તિ સ્થપાય એવું આપને લાગે છે?

**ગૃહસ્થ** :—એ મકાન હાલ થોડા વખત માટે **ઇંગ્લંડ**ના નાસ્તિકપંથીઓના હાથમાં હોવાથી એ વિષે હું કાંઈ જવાબદારી લઇ શકું તેમ નથી. (બારીમાંથી **વિન્ચેસ્ટર**ના દેવળમાં ઉભું કરવામાં આવેલું પૂતળું દેખાય છે.)

**દી. સ્ટોગંબર** :—ઓ, જુઓ! જુઓ! એ **વિન્ચેસ્ટર** છે.

**જોઆન** :—એ શું, હું છું? એમાં દેખાય છે તેના કરતાં મારા પગોમાં વધારે કડકાઇ હતી.

(પૂતળું અદૃશ્ય થાય છે.)

**ગૃહસ્થ** :—મને **ફ્રાન્સ**ની રાજકીય સત્તાના અધિકારીઓ તરફથી કહેવાની વિનંતિ કરવામાં આવી છે કે, લોકોપયોગી જગ્યાઓમાં **કન્યા**નાં પૂતળાંઓની સંખ્યા વધી જવાથી ગાડીઓ વગેરેને ચાલવાને અડચણ થવાનો ભય ઉત્પન્ન થયો છે. આ હકીકત તો એ સત્તાના માનની ખાતર હું જાહેર કરું છું; પણ **ચર્ચ** તરફથી જાહેર કરવાની મને ફરજ પડે છે કે **જોઆન**નો ઘોડો બીજા કોઇ ઘોડા કરતાં વધારે અડચણરૂપ નથી.

**જોઆન** :—ઓ, તેઓ મારા ઘોડાને નથી ભૂલી ગયા તે જાણી હું બહુ ખુશી થઈ. (**વ્હીમ્ઝ**ના દેવળમાં ઉભું કરવામાં આવેલ પૂતળું દેખાય છે. પૂતળામાં **જોઆન**ની તરવાર ભાંગેલી છે.)

**જોઆન** :—શું આ વિચિત્ર મૂર્તિ પણ હું છું?

**ચાર્લ્સ** :—એ તો તેં મને જ્યાં તાજ પહેરાવ્યો તે દેવળ; એટલે તું જ હોઇશ.

**જોઆન** :—મારી તરવાર કોણે ભાંગી? મારી તરવાર કદી ભાંગી નહોતી. એ તરવાર તો **ફ્રાન્સ**ની છે!

**ડૂન્વા**:—એની ચિન્તા કર માં; તરવારો તો સમી થઈ શકે છે; પણ તારો આત્મા અખંડિત છે; અને તું **ફ્રાન્સ**નો આત્મા છો.

(દેખાવ અદૃશ્ય થાય છે. **આર્ચબિશપ** અને **ઇન્કવીઝીટર** હવે **કોર્ષો**ની જમણી અને ડાબી તરફ નજરે પડે છે.)

**જોઅન**:—મારી તરવાર હજી પણ વિજય મેળવશે. એ તરવાર કે જેણે એક પણ ઘા કર્યો નથી ! જો કે માણસોએ મારા શરીરનો નાશ કર્યો તોપણ મારા આત્મામાં મેં ઈશ્વરનાં દર્શન કર્યાં છે.

**કોષોં**:—(પગે પડે છે) ખેતરમાં કામ કરતી કન્યકાઓ તારી સ્તુતિ કરે છે; કેમકે, તેં તેમની દૃષ્ટિ વિશાળ કરી છે, અને તેઓ જોઈ શકે છે કે તેમની અને સ્વર્ગની વચ્ચે અંતરાય નથી.

**ડૂન્વા**:—(પગે પડે છે) મરણ પથારીએ પડેલા લડવૈયાઓ તારી સ્તુતિ કરે છે; કેમકે, તેમની અને કયામતની વચ્ચે તું એક મહિમારૂપી ઢાલ છો.

**આર્ચબિશપ**:—(પગે પડે છે) **ચર્ચના** ધર્મગુરુઓ તારી સ્તુતિ કરે છે; કેમકે, તેઓની વ્યાવહારિક દૃષ્ટિએ કલુષિત કરેલ આસ્થાનો તેં ઉદ્ધાર કર્યો છે.

**વૉરિક**:—(પગે પડે છે) મુત્સદ્દી મંત્રીઓ તારી સ્તુતિ કરે છે; કેમકે, તેઓએ પોતાના આત્માને વાળેલી ગાંઠોને તેં કાપી નાખી છે.

**દી. સ્ટોગંબર**:—(પગે પડે છે) મરણ પથારીએ પડેલા મૂર્ખ વૃદ્ધો તારી સ્તુતિ કરે છે; કેમકે, તેઓએ તારી વિરુદ્ધ કરેલાં પાપોને ફેરવી તેં તેને આશીર્વાદો બનાવ્યા છે.

**ઈન્કવીઝીટર**:—(પગે પડે છે) કાયદાની અંધતા અને બન્ધનમાં પડેલા ન્યાય આપનારાઓ તારી સ્તુતિ કરે છે; કેમકે તેં પ્રેરણાની અને જીવન્ત આત્માની સ્વતંત્રતા સિદ્ધ કરી છે.

**સિપાઈ**:—(પગે પડે છે) નરકથી છુટેલા દુર્જનો તારી સ્તુતિ કરે છે; કેમકે, તેં દેખાડયું છે કે જે જ્વાળા બુઝાતી નથી તે પવિત્ર જ્વાળા છે.

**મારો** :—(પગે પડે છે) રીબાવનારાઓ અને જલ્લાદો તારી સ્તુતિ કરે છે; કેમકે, તેં દેખાડયું છે કે તેઓના હાથ આત્માના મૃત્યુથી નિરપરાધ છે.

**ચાર્લ્સ** :—(પગે પડે છે) દંભ રહિત માણસો તારી સ્તુતિ કરે છે; કેમકે, તેઓ ઉપાડી ન શકે એવાં પરાક્રમી કામો તેં તારે માથે લઈ લીધાં છે.

**જોઅન** :—જો બધાં માણસો મારી સ્તુતિ કરતાં હોય તો મને,દુ:ખ થાય છે. હું આપને વિચારવા કહું છું કે હું એક **સન્ત** છું; અને **સન્તો** તો ચમત્કારો કરી શકે છે. એટલે હવે મને કહો, હું મોતમાંથી ઉભી થઈ એક સજીવન સ્ત્રી રૂપે તમારી પાસે પાછી આવું ?

(બધા ઉભા થઈ જાય છે એટલે એકાએક અન્ધકારથી ઓરડાની દિવાલો અદૃશ્ય થાય છે; માત્ર મનુષ્યોની આકૃતિઓ અને પલંગ દેખાયા કરે છે.)

**જોઅન** :—શું ! મારે ફરી બળવું પડે? તમે કોઇ મારૂં સ્વાગત કરવા તૈયાર નથી ?

**કોષોં** :—નાસ્તિક તો હમ્મેશ મરી ગયેલુંજ બહેતર છે. ચર્મચક્ષુઓ **સન્ત** અને નાસ્તિક વચ્ચે ભેદ જોઈ શકતાં નથી; માટે એમના પર દયા રાખ. (આવ્યો હતો તેમ ચાલ્યો જાય છે.)

**ડુન્વા** :—અમને માફ કરજે, **જોઅન** ! અમે હજી તારે લાયક નથી. હું પાછો મારે બિછાને પહોંચી જાઉં. (એ પણ જાય છે.)

**વૉરિક** :—અમારી નાનકડી ભૂલને માટે અમે ખરેખર દિલગીર છીએ; પરન્તુ રાજકીય જરૂરઆતો, જો કે તે કેટલીએક

વખત ભૂલ ભરેલી હોય છે તોપણ તે અનિવાર્ય છે. માટે જો આપ મને માફ કરો તો—( એ ઘણી સફાઇથી, મારાથી કોઇને માઠું ન લાગવું જોઇએ એમ ઇચ્છતો ચાલ્યો જાય છે. )

**આર્ચબિશપ** :—તારા પાછા આવવાથી તું મને એક વખત જેવો માણસ માનતી હતી તેવો હું થવાનો નથી. હું વિશેષ તો એટલુંજ કહી શકું કે, જો કે મારાથી તને આશીર્વાદ આપી શકાય નહીં તોપણ હું આશા રાખું છું કે જે પવિત્ર ધામમાં તારો નિવાસ છે ત્યાં એક દિવસ હું પણ પહોંચું. માટે ત્યાંસુધી—
( એ જાય છે. )

**ઇન્કવીઝીટર** :—હું જે મૃત્યુલોકમાં છું એણે તે દિવસ કહ્યું હતું કે તું નિર્દોષ છો. પરન્તુ ચાલુ પરિસ્થિતિમાં તપાસણી કરનાર ઇન્કવીઝીશનના ખાતા વિના કેમ ચલાવી શકાય તે હું જોઇ શકતો નથી. માટે— ( જાય છે. )

**દી. સ્ટોગમ્બર** :—ઓ, પાછી આવીશ માં! પાછી આવીશ માં! તારે પાછું નજ આવવું. મારે શાન્તિમાં મરવું છે. હે **પ્રભુ!** અમારા વખતમાં શાન્તિ આપો. (જાય છે.)

**ગૃહસ્થ** :—તને **સન્ત** બનાવવાનું કામ હમણાં ચાલ્યું ત્યારે તારે ફરી સજીવન થવાના સંભવનો પ્રશ્ન વિચારણામાં લેવામાં આવ્યો નહોતો. મારે બીજો હુકમ મેળવવા **રોમ** જવું જોઇએ. ( આજની રીત પ્રમાણે નમીને જાય છે. )

**મારો**:—મારા ધંધાના એક સારા કારીગર તરીકે મારે મારા ધંધાનું શ્રેય વિચારવું જોઇએ. વળી મારાં બાઇડી છોકરાં તરફની ફરજ મારે પ્રથમ બજાવવાની છે; માટે આ બાબત ઉપર વિચાર કરવા મારે વખત જોઇએ. ( જાય છે. )

**ચાર્લ્સ** :—અરે બિચારી **જોઅન** ! એ બધા તો તને મૂકીને ચાલ્યા ગયા; માત્ર આ બદમાશ એકલો રહ્યો; ને એણે પણ વળી બાર વાગે તો પાછું નરકમાં પહોંચી જવાનું છે. એટલે મને લાગે છે કે હું પણ ડૂન્વાની જેમ મારે બિછાને પાછો પહોંચી જાઉં. મારાથી બીજું શું થઇ શકે ? (પલંગમાં પાછો જાય છે.)

**જોઅન** :—( દુ:ખથી ) રામ રામ, **ચાર્લિ.**

**ચાર્લ્સ** :—( બોસીકાંઓમાંથી ગણગણતો ) રા—રા— ( ઉંઘે છે અને અંધારામાં અદૃષ્ટ થાય છે. )

**જોઅન** :—( સિપાઈને ) અને તું, મને એકજ વળગી રહેનાર. તું **સન્ત જોઅનને** શું ધીરજ આપીશ ?

**સિપાઈ** :—હું શું કહું ? સાચું પૂછો તો આ બધા રાજાઓ ને સરદારો, ને પાદરીઓ, ને વકીલો, ને એવા બધાની ખરી તુલના શું છે ? તેઓ તો જે ખાડામાં તમે ઘવાઇને પડયા હો ત્યાં તમને મરવા દે. અને પોતાને ગમે તે માનતા હોય કે ગમે તેટલી મોટાઇ દેખાડતા હોય તોપણ અંતે જુઓ તો તમારો ને એમનો ભેટો નરકમાં થાય ! પછી આ દુનિયાની વાતો બધી કયાં રહી ? હું તો એટલું જાણું કે એમને એમના મતને વળગી રહેવાનો જેટલો હક્ક છે, એટલોજ હક્ક તમારે તમારા મતને વળગી રહેવાનો છે, કદાચ વધારે પણ હોય. (આ વિષય ઉપર લાંબું ભાષણ દેવા નિરાંતથી તૈયાર થાય છે) જુઓ, ખરી વાત તો આમ છે—(દૂરના ઘડિયાળમાં બારનો પહેલો ટકોરો વાગતો ધીમેથી સંભળાય છે) માફ કરજો. મારે જરા જરૂરી કામ છે. (શરમાતો, છાનો માનો પગના ફણા ઉપર ચાલ્યો જાય છે.)